| | લોખંડના ટુકડાનું વજન व mass (m) | ટુકડાનું કદ क volume (v) | $\frac{\text{વજન}}{\text{કદ}} = \frac{\text{व}}{\text{क}} = \frac{m}{v}$ |
|---|---|---|---|
| ૧ | | | |
| ૨ | | | |
| ૩ | | | |
| ૪ | | | |

(ब) :—ઉપરનો પ્રયોગ બીજી કોઇ ધાતુ કે લાકડાંના જુદા જુદા કદના ટુકડા લઇ ફરીથી કરો અને તમારાં માપોની નોંધ (अ) માં બતાવ્યા મુજબ કરો.

(क) :—લોખંડ, સીસું, લાકડું, કાચ, મીણ વગેરે વસ્તુના જુદા આકારના અને કદના ટુકડા લઇ તેમનું વજન કરો. તેમના કદ સ્થળાંતર પાત્ર વડે શોધી કહાડો. દરેકના વજનને તેના કદ વડે ભાગો. તમારા માપ નીચે પ્રમાણે નોંધો. લાકડું અને મીણ પાણીથી હલકું હોવાથી સ્થળાંતર પાત્રમાં ડૂબશે નહિ. આથી એ બન્ને ટુકડાને એકાદ પિન અથવા તાર વડે પૂર્ણ ડુબાવવા પડશે.

| વસ્તુનું નામ | વસ્તુનું વજન (व) mass (m) | વસ્તુનું કદ (क) volume (v) | $\frac{\text{व}}{\text{क}} = \frac{m}{v}$ |
|---|---|---|---|
| | | | |

(ड) :—પ્રથમ એક કાચના નાના જામનું વજન કરો. તેમાં પિપેટ અથવા બ્યુરેટ વડે માપેલા કદના જુદાં જુદાં પ્રવાહી વારાફરતી

લઇ વજન કરો. કાચના જામનું વજન બાદ કરવાથી પ્રવાહીનું વજન મળશે. દરેક પ્રવાહીના વજનને તેના કદથી ભાગો. માપો (क) માં બતાવ્યા મુજબ નોંધો.

(ह) :—ઉપરના પ્રયોગોમાંથી વસ્તુને ભારે હલકી શ્રેણીમાં ગોઠવો.

(फ) :—ઉપરના પ્રયોગો પાઉન્ડ અને ફૂટના માપ વાપરી કરો.

ઉપરના પ્રયોગો ઉપરથી માલમ પડે છે કે એકજ વસ્તુના ગમે તેટલા ટુકડા લઇએ પરંતુ તેના વજન અને કદનો ગુણોત્તર (ratio) જે છેલ્લા ખાનામાં મૂક્યો છે તે સરખોજ રહે છે. એ ગુણોત્તર એક ઘન સેન્ટિમિટર કદના ટુકડાનું વજન બતાવે છે. આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે કોઇ પણ વસ્તુના એક ઘન સેન્ટિમિટર કદના ટુકડાનું વજન હંમેશા નિયત (fixed) હોય છે. એજ પ્રમાણે (क) પ્રયોગમાંથી એક ઘન ફૂટ કદની વસ્તુનું વજન નીકળશે.

એક ઘન સેન્ટિમિટર અથવા એક ઘન ફૂટ કદની વસ્તુનું વજન (દ્રવ્યમાન) વસ્તુની ઘનતા (density) દર્શાવે છે. ગમે તે જાતના માપ વાપરીએ તો **એકમ (unit) કદની વસ્તુના વજનને (દ્રવ્યમાનને) વસ્તુની ઘનતા કહેવામાં આવે છે.**

એક વસ્તુની ઘનતા તેજ પરિસ્થિતિમાં ગમે ત્યારે માપીએ તો પણ તેની તે જ રહે છે, એટલે ઘનતાનું માપ કાઢવાથી દરેક વસ્તુની ઘટ્ટતાનો અથવા ભારે હલકાપણાનો ખ્યાલ આવે છે. પ્રયોગ (क) માં છેલ્લા ખાનામાં ઘન વસ્તુની ઘનતા મળી આવે છે. એજ પ્રમાણે પ્રયોગ (ङ) માંથી પ્રવાહી ઘનતા મળે છે. એ ઘનતાને ભારે હલકી શ્રેણીમાં ગોઠવી કયી વસ્તુ પ્રમાણમાં વધુ ભારે છે અને કયી હલકી છે એ તારવી શકાય છે.

દશાંશ પદ્ધતિમાં ઘનતા એ ઘન સેન્ટિમિટર કદની વસ્તુનું વજન ગ્રામમાં દર્શાવે છે એટલે કોઈ પણ વસ્તુની ઘનતા દર્શાવતી વખતે ઘનતાને ગ્રામ દર સેન્ટિમિટર (ટૂંકમાં ગ્રા./ઘ. સેમિ.) નાં એકમથી દર્શાવવામાં આવે છે. એજ પ્રમાણે બ્રિટિશ પદ્ધતિમાં ઘનતા પાઉન્ડ દર ઘન ફૂટ (ટૂંકમાં પા./ઘ.ફૂ) એમ લખાય છે. દાખલા તરીકે લોખંડની ઘનતા બતાવવી હોય તો દશાંશ પદ્ધતિમાં ૭.૪ ગ્રા./ઘ. સેમિ. (gms./cc.) લખાય છે અને બ્રિટિશ પદ્ધતિમાં ૪૬૨.૫ પા./ઘ. ફૂ. (lb./c.ft.) લખાય છે. દશાંશ પદ્ધતિ અને બ્રિટિશ પદ્ધતિમાં ઘનતાના માપ જુદાં આવે છે.

ઘનતાની વ્યાખ્યા ઉપરથી માલમ પડે છે કે

$$\text{ઘનતા} = \frac{\text{વજન}}{\text{કદ}}, \quad \text{Density} = \frac{\text{Mass}}{\text{Volume}}$$

$$\text{ટુંકમાં ઘ} = \frac{\text{व}}{\text{क}}, \quad d = \frac{m}{v}$$

**૩. ઘનતા ઉપરથી કદનું માપ**

જો વસ્તુનું વજન અને કદ જાણતા હોઇએ તો ઘનતા શોધી કઢાશે. જો ઘનતા અને વજન જાણતા હોઇએ તો વસ્તુનું કદ મેળવી શકાશે. જે વસ્તુનું કદ શોધવું હોય તેનું વજન કાઢવું અને વજનને ઘનતા વડે ભાગવાથી વસ્તુનું કદ મળશે.

**૪. વિશિષ્ટ ઘનતા Specific gravity**

પ્રયોગ :—(ग) એક વસ્તુનું વજન ($\text{व}_1$, $m_1$) ગ્રામમાં અને પાઉન્ડમાં કરો. ત્યાર પછી તેને સ્થળાંતર પાત્રમાં ડુબાવી સ્થળાંતર થયેલાં પાણીને એક પહેલેથી તોલેલા કાચના જામમાં ભેગું કરો. એ પાણી વસ્તુના ( કદના ) જેટલાંજ કદનું છે.

કાચના જામ સાથે પાણીનું વજન ( $व_2$, $m_2$ ) ગ્રામમાં અને પાઉન્ડમાં કરો. જામનું વજન બાદ કરવાથી વસ્તુના જેટલા કદના પાણીનું વજન મળશે. હવે વસ્તુના ગ્રામમાં આવેલાં વજનને તેનાથી સ્થળાંતર થયેલાં પાણીના (ગ્રામમાં) વજનથી ભાગો. એજ પ્રમાણે વસ્તુના પાઉન્ડમાં આવેલા વજનને સ્થળાંતર થયેલા પાણીના ( પાઉન્ડમાં ) વજનથી ભાગો. તમારા અવલોકનની નીચે પ્રમાણે નોંધ કરો.

| | વસ્તુનું વજન $व_1$ ($m_1$) | સ્થળાંતર થયેલા પાણીનું વજન $व_2$ ($m_2$) | $\frac{\text{વસ્તુનું વજન}}{\text{સ્થળાંતર પાણીનું વજન}} = \frac{व_1}{व_2} = \frac{m_1}{m_2}$ = વિશિષ્ટ ઘનતા = sp. gr. |
|---|---|---|---|
| ગ્રામમાં | | | |
| પાઉન્ડમાં | | | |

ઉપરની વસ્તુનો બીજો ટુકડો લઇ ફરીથી આજ પ્રયોગ કરો.

(ह) બીજી ઘન વસ્તુ લઇ તેના ઉપર પણ (ग) માં દર્શાવેલો પ્રયોગ કરો.

આકૃતિ ૧૯.




વિશિષ્ટ ઘનતા શીશી.
Specific gravity bottle.

(ई) એક વિશિષ્ટ ઘનતા શીશી લઇ તેનું વજન કરો ($व_1$, $m_1$ ) તેમાં એકાદ પ્રવાહી ભરી તેનું વજન કરો ($व_2$, $m_2$ ) પછી એ પ્રવાહી ખાલવી નાખી, શીશી સાફ કરી અંદર પાણી ભરો અને પાછું વજન કરો ($व_3$, $m_3$ ). બીજી મોટી શીશી લઇ ફરીથી આ પ્રયોગ કરો. વજન એકવાર ગ્રામમાં અને ફરીથી પાઉન્ડમાં કરવું. દરેક પ્રયોગમાં પ્રવાહીનું વજન કાઢી પાણીના વજનથી ભાગો. નીચે પ્રમાણે નોંધ કરો.

| | $\text{વ}_{૧}$ <br> $m_1$ | $\text{વ}_{૨}$ <br> $m_2$ | $\text{વ}_{૩}$ <br> $m_3$ | પ્રવાહીનું વજન <br> $\text{વ}_{૨}-\text{વ}_{૧}$ <br> $m_2-m_1$ | પાણીનું વજન <br> $\text{વ}_{૩}-\text{વ}_{૧}$ <br> $m_3-m_1$ | $\frac{\text{પ્રવાહીનું વજન}}{\text{પાણીનું વજન}} =$ <br> $\frac{\text{વ}_{૨}-\text{વ}_{૧}}{\text{વ}_{૩}-\text{વ}_{૧}} = \frac{m_2-m_1}{m_3-m_1}$ <br> = વિશિષ્ટ ઘનતા = sp. gr. |
|---|---|---|---|---|---|---|
| ગ્રામમાં | | | | | | |
| પાઉન્ડમાં | | | | | | |

ઉપરનો પ્રયોગ જુદાં જુદાં પ્રવાહી લઇ કરો.

ઉપરના પ્રયોગો ઉપરથી એક બાબત એ માલમ પડે છે કે એક સરખાં કદના વસ્તુ અને પાણીના વજનનો ગુણોત્તર એક સરખો જ રહે છે. કદ ગમે તેવડું હોય અને વજન ગમે તે પદ્ધતિમાં આપ્યું હોય, પરંતુ પાણીની સરખામણીમાં વસ્તુનું ભારેપણું હમેશાં એક ચોક્કસ આંકડા વડે દર્શાવી શકાય છે. પ્રયોગો (ह) અને (ई) માં છેલ્લા ખાના પરથી આ વસ્તુ ચોકખી દેખાઇ આવે છે.

**એક વસ્તુના વજનને તેનાજ જેટલાં કદના પાણીના વજનથી ભાગતાં જે ગુણોત્તર (ratio) આવે તેને વસ્તુની વિશિષ્ટ ઘનતા કહેવામાં આવે છે.**

એજ પ્રમાણે એકમ (unit) કદના વસ્તુના વજનને તેટલા જ કદના પાણીના વજનથી ભાગીએ તોપણ વિશિષ્ટ ઘનતા મળી આવે છે. એકમ (unit) કદની વસ્તુનું વજન વસ્તુની ઘનતા બતાવે છે, એટલે વસ્તુની ઘનતાને પાણીની ઘનતાથી ભાગીએ તોપણ વિશિષ્ટ ઘનતા મળી આવે છે.

x= = વસ્તુનું વજન.

y= य = એટલાજ કદના પાણીનું વજન.

v= क = વસ્તુ અને પાણીનું કદ.

$\frac{x}{v} = \frac{क्ष}{क}$ = વસ્તુની ઘનતા.

$\frac{y}{v} = \frac{य}{क}$ = પાણીની ઘનતા.

વસ્તુની વિશિષ્ટ ઘનતા = $\frac{\text{વસ્તુની ઘનતા}}{\text{પાણીની ઘનતા}} = \frac{क्ष}{क} \div \frac{य}{क} = \frac{क्ष}{क}$

$= \frac{x}{v} \div \frac{y}{v} = \frac{x}{y} = \frac{\text{વસ્તુનું વજન}}{\text{એટલાજ કદના પાણીનું વજન}}$

$$\text{Specific gravity} = \frac{\text{Density of the body}}{\text{Density of water}}$$

$$= \frac{\text{Weight of body}}{\text{Weight of an equal volume of water}}$$

આ ઉપરથી સમજાય છે કે વિશિષ્ટ ઘનતા દરેક વસ્તુની ઘનતાની પાણીની ઘનતા સાથે સરખામણી બતાવે છે; એટલે કે એક વસ્તુ પાણીથી કેટલાગણી ભારે છે તે વિશિષ્ટ ઘનતા વડે જણાય છે. ઘનતાનું માપ બ્રિટીશ પદ્ધતિમાં અને દશાંશ પદ્ધતિમાં જુદું આવે છે, પરંતુ વિશિષ્ટ ઘનતાનું માપ એકજ રહે છે.

દાખલા તરીકે દશાંશ પદ્ધતિમાં પાણીની ઘનતા ૧ ગ્રા./ઘ. સેમિ. છે અને લોખંડની ઘનતા ૭.૪ ગ્રા./ઘ. સેમિ. છે, એટલે લોખંડની વિશિષ્ટ ઘનતા. ૭.૪ છે. એજ પ્રમાણે બ્રિટિશ પદ્ધતિમાં પાણીની ઘનતા ૬૨.૫ પા./ઘ.ફૂ. છે અને લોખંડની ઘનતા ૪૬૨.૫ પા./ઘ.ફૂ. છે, એટલે

$$\text{લોખંડની વિશિષ્ટ ઘનતા} = \frac{\text{લોખંડની ઘનતા}}{\text{પાણીની ઘનતા}} = \frac{૪૬૨.૫}{૬૨.૫} = ૭.૪$$

આ પ્રમાણે વિશિષ્ટ ઘનતાનું માપ બન્ને પદ્ધતિમા એકજ આવે છે.

**૫. ઘનતા અને વિશિષ્ટ ઘનતાનો સંબંધ**

ઘનતાને હંમેશાં પા/.ઘ.ફૂ. અથવા ગ્રા./ઘ.સેમિ. ના એકમ વડે દર્શાવવામાં આવે છે. વિશિષ્ટ ઘનતા હંમેશાં સાદા આંકડા વડે દર્શાવવામાં આવે છે, કારણ કે એ માત્ર બે વજનનો અથવા બે ઘનતાનો ગુણોત્તર છે.

જુદા જુદા માપની પદ્ધતિમાં એક વસ્તુની ઘનતા હમેશાં જુદી જ આવે છે, પરંતુ વિશિષ્ટ ઘનતા માત્ર પાણીની સાથે સરખામણી બતાવતી હોવાથી હમેશાં એકજ રહે છે. પ્રયોગ (ग) અને (ङ) થી માલુમ પડે છે કે દશાંશ કે બ્રિટિશ પદ્ધતિ વાપરીએ તોપણ વસ્તુની વિશિષ્ટ ઘનતા તેની તેજ રહે છે. કેટલીકવાર બે વસ્તુની ઘનતાની સરખામણી કરવા માટે સાક્ષેપ ઘનતા (relative density) માપવામાં આવે છે. લોખંડની ઘનતાને ઍલ્યુમિનિયમની ઘનતાથી ભાગીએ અને જે ગુણોત્તર (ratio) આવે તેને લોખંડની ઍલ્યુમિનિયમ સાથેની સાપેક્ષ ઘનતા કહેવામાં આવે છે.

દશાંશ પદ્ધતિમાં ઘનતા અને વિશિષ્ટ ઘનતાના આંકડા સરખાજ હોય છે, કારણ કે પાણીની ઘનતા ૧ ગ્રા./ઘ.સેમિ. છે. આથી કોઇ વસ્તુની વિશિષ્ટ ઘનતા જાણતા હોઇએ તો દશાંશ પદ્ધતિમાં તેની ઘનતા તરતજ માલૂમ પડી આવે છે.

૪

$$\text{વિશિષ્ટ ઘનતા} = \frac{\text{વસ્તુની ઘનતા}}{\text{પાણીની ઘનતા}}$$

એટલે

વસ્તુની ઘનતા = વિશિષ્ટ ઘનતા × પાણીની ઘનતા.

બ્રિટિશ પદ્ધતિમાં પાણીની ઘનતા ૬૨·૫ પા./ઘ.ફૂ. છે, એટલે ઉપરના સમીકરણથી એ પદ્ધતિમાં પણ વસ્તુની ઘનતા શોધી કાઢી શકાય છે.

## કેટલીક વસ્તુની ઘનતા

(ગ્રામ દર ઘન સેન્ટિમિટરમાં)

| | | | |
|---|---|---|---|
| ઓકનું લાકડું | ૦·૮ | ચાંદી | ૧૦·૫ |
| બરફ | ૦·૯ | સીસું | ૧૧·૩ |
| ઍલ્યુમિનિયમ | ૨·૫૮ | સોનું | ૧૯·૩ |
| કાચ | ૨·૬ | પ્લૅટિનમ | ૨૧·૪ |
| જસત | ૭·૧ | કેરોસિન | ૦·૭૫ |
| લોખંડ | ૭·૪ | આલ્કોહૉલ | ૦·૭૯ |
| પિત્તળ | ૮·૫ | ગ્લિસરિન | ૧·૨૬ |
| તાંબુ | ૮·૯ | હાઇડ્રોક્લોરીક ઍસિડ | ૧·૨૭ |
| નીકલ | ૮·૯ | પારો | ૧૩·૬ |

## સાર

૧. દરેક વસ્તુ એક સરખી ભારે હોતી નથી. જુદી જુદી વસ્તુનું ભારે હલકાપણું સરખાવવા ઘનતાનું માપ કાઢવું પડે છે.

૨. એકમ (unit) કદની વસ્તુના વજનને (દ્રવ્યમાનને) વસ્તુની ઘનતા કહેવામાં આવે છે. દશાંશ પદ્ધતિમાં કોઇપણ વસ્તુના એક ઘન સેન્ટિમિટર કદની વસ્તુના ગ્રામમાં વજનને (દ્રવ્યમાનને) તેની ઘનતા કહેવામાં આવે છે અને તે ગ્રામ દર સેન્ટિમિટર (ગ્રા./ઘ.

સેમિ.) વડે દર્શાવવામાં આવે છે. એજ પ્રમાણે બ્રિટિશ પદ્ધતિમાં એક ઘન ફૂટ કદની વસ્તુના પાઉન્ડમાં વજનને (દ્રવ્યમાનને) તેની ઘનતા કહેવામાં આવે છે. અને તેને પાઉન્ડ દર ઘન ફૂટ (પા./ઘ.ફૂ. ) વડે દર્શાવવામાં આવે છે.

૩. આપેલી વસ્તુના વજન અને કદ શોધી વજનને કદ વડે ભાગવાથી વસ્તુની ઘનતા મળી આવે છે.

૪. જુદા જુદા માપની પદ્ધતિમાં ઘનતાના માપ જુદાં જુદાં આવે છે. આથી વસ્તુને પાણીની ઘનતા સાથે સરખાવવામાં આવે છે. વસ્તુની ઘનતાને પાણીની ઘનતા વડે ભાગવાથી જે ગુણોત્તર આવે તેને વસ્તુની વિશિષ્ટ ઘનતા કહેવામાં આવે છે. વસ્તુના વજનને તેટલાજ કદના પાણીના વજન વડે ભાગવાથી પણ વિશિષ્ટ ઘનતાનું માપ નીકળે છે.

વિશિષ્ટ ઘનતા એ માત્ર ગુણોત્તર (ratio) છે અને ગમે તે માપની પદ્ધતિમાં તેનું મૂલ્ય એક સરખુંજ રહે છે. વિશિષ્ટ ઘનતા માત્ર આંકડા વડે દર્શાવવામાં આવે છે.

જુદી જુદી માપની પધ્ધતિમાં ઘનતાનું મૂલ્ય જુદું આવે છે, ઘનતાને ગ્રા./ઘ. સેમિ. અથવા પા./ઘ. ફૂ. વડે દર્શાવવામાં આવે છે.

૫. વસ્તુના વજનને સ્થળાંતર પાત્ર વડે તે વસ્તુથી સ્થળાંતર થયેલા પાણીના વજનથી ભાગવાથી વિશિષ્ટ ઘનતા મળે છે. વસ્તુનું કદ અને તેટલાજ કદના પાણીનું વજન માપી, વસ્તુના વજનને તેટલાજ કદના પાણીના વજનથી ભાગવાથી વિશિષ્ટ ઘનતા મળે છે. વસ્તુની ઘનતાને પાણીની ઘનતાથી ભાગવાથી પણ વિશિષ્ટ ઘનતા મળે છે.

૬. બે વસ્તુની ઘનતાના ગુણોત્તરને સાપેક્ષ ઘનતા (relative density) કહેવામાં આવે છે.

# પ્રકરણ ૪

## આર્કિમિડિસનો નિયમ અને પ્રવાહીનું દબાણ

**૧. આર્કિમિડિસ** પદાર્થવિજ્ઞાનના મહાન શોધકોમાં આર્કિમિડિસનું નામ આગળ તરી આવે છે; કારણ કે પદાર્થવિજ્ઞાનનો પ્રથમ વ્યવસ્થિત અભ્યાસ તેના સમયથી શરૂ થયેલો ગણાય છે. એ વૈજ્ઞાનિક ૨૦૦૦ વર્ષ પૂર્વે ગ્રીસના સીરેકસ નામના શહેરમાં થઇ ગયો હતો. ત્યાંનો રાજા હેરો એની શોધમાં ખૂબ રસ લેતો હતો. એકવાર સમુદ્ર કિનારે લાવી ગયેલાં વહાણને ઘણા માણસો પાછું સમુદ્રમાં ઊતારી ન શક્યાં. આ વખતે આર્કિમિડિસે રાજાને કહ્યું કે કોઈની મદદ વિના તે વહાણને સમુદ્રમાં ઊતારી શકશે. બધાના આશ્ચર્ય વચ્ચે તેણે વહાણને ઉચ્ચાલન અને ગરગડી વડે એકલે હાથે સમુદ્રમાં ઊતાર્યું. આથી આર્કિમિડિસનું માન વધ્યું. ગરગડી અને ઉચ્ચાલન વાપરી એણે મોટાં વજન ઊંચકી શકાય તેવાં યંત્રો બનાવ્યાં હતાં, અને તેનો ઉપયોગ સીરેકસ શહેર ઉપર રોમન લોકોએ ઘેરો ઘાલ્યો ત્યારે શહેરના રક્ષણ માટે ઘણીજ અસરકારક રીતે કર્યો હતો. જ્યારે રોમન લોકો શહેર નજીક વહાણ લાવી મોટી સીડી વડે કિલ્લા ઉપર ચઢવાનો પ્રયત્ન કરતા, ત્યારે એકાએક મોટા ઊંટડા (cranes)ના લાંબા હાથો મોટાં વજન સાથે બહાર નીકળી આવતાં અને તે વડે વજનો વહાણ ઉપર ફેંકવામાં આવતા. આવી રીતે રોમન લોકોને હઠાવી કાઢવામાં આવ્યા હતા. આર્કિમિડિસ એમ કહેતો કે જો એને ઉભા રહેવાને પૃથ્વી સિવાય બીજો આધાર મળે તો તે આખી પૃથ્વીને ઊંચકી ફેંકી દઇ શકે. તેણે ઘણા યંત્રો શોધ્યાં

હતાં જેમાં ચક્રાકાર સ્ક્રૂ ( worm gear ) અને પાણી ઊંચે ચઢાવવાનું આર્કિમિડિસ સ્ક્રૂ પ્રખ્યાત છે.

**૨. આર્કિમિડિસનો નિયમ કેમ જડયો ?**

આર્કિમિડિસનો નિયમ એને અકસ્માત જ સુજેલો. હેરો રાજા ગાદી ઉપર આવ્યો ત્યારે તેણે દેવોને અર્પણ કરવા સુવર્ણનો મુકુટ તૈયાર કરાવ્યો. મુકુટ બહુ સુંદર હતો પરંતુ એમ વાત ચાલી કે મુકુટમાં સોનાને બદલે થોડું રૂપું ભેળવેલું હતું. હેરો ગુસ્સે થયો પરંતુ સુંદર કારીગીરીનું કાર્ય ભાંગી નાંખી વહેમ દૂર કરવાનું તેને યોગ્ય લાગ્યું નહિ એટલે તેણે એ પ્રશ્નનો ઉત્તર આપવા આર્કિમિડિસને કહ્યું. એક વાર જ્યારે આર્કિમિડિસ પોતાના સ્નાનગૃહમાં નહાતો હતો ત્યારે તેણે જોયું કે પાણીના ભરેલા વાસણમાંથી તેના શરીરના કદ જેટલું પાણી ઉભરાઇ ગયું અને પાણીમાં એના શરીરનું વજન હલકું લાગ્યું. આ ઉપરથી તેને એકાએક હેરોના પ્રશ્નનો જવાબ આપવાની યુક્તિ સુઝી આવી અને તે એટલો આનંદિત થયો ગયો કે તેની અવસ્થાનું ભાન ભૂલી "યુરેકા, યુરેકા" (મેં શોધી કાઢયું, મેં શોધી કાઢયું) કહી નવસ્ત્રો બહાર દોડી ગયો. ત્યાર પછી તેણે મુકુટ જેટલા વજનનું સોનું અને તેટલાજ વજનનું રૂપું લઇ પાણીમાં ડુબાવી બન્ને ધાતુનું વજન કર્યું અને તે પ્રયોગથી મુકુટમાં કેટલા પ્રમાણમાં રૂપું ભળેલું હતું તે શોધી કાઢયું.

**૩. આર્કિમિડિસનો નિયમ**

આપણે સાધારણ રીતે અનુભવીએ છીએ કે જ્યારે એક ભારે વસ્તુને પાણીમાં ડુબાવીએ ત્યારે એનું વજન ઓછું લાગે છે. જે પત્થરને હવામાં ખસેડી શકાતો નથી તેને પાણીમાં સહેલાઇથી

ખસેડી શકાય છે. કુવામાંથી પાણી કાઢતા હોઇએ તો આ બાબત ઘણી સ્પષ્ટ જણાઈ આવે છે. પાણીથી ભરેલું વાસણ જ્યાં સુધી પાણીમાં ડૂબેલું હોય છે ત્યાં સુધી ઘણું હલકું લાગે છે, પરંતુ પાણીથી બહાર નીકળતાંજ એ ભારે લાગે છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે પાણીની અંદર ડૂબેલી વસ્તુનો ભાર ઓછો થાય છે.

આકૃતિ ૨૦.

પ્રવાહીમાં વસ્તુને ડૂબાવતાં વજનનો ઘટાડો

એજ પ્રમાણે બીજા કોઇ પણ પ્રવાહીમાં વસ્તુને ડુબાવીએ તો તેમાં પણ વસ્તુ હલકી લાગે છે. આ બાબત નીચેના પ્રયોગો કરવાથી સ્પષ્ટ સમજાશે.

પ્રયોગ :–(અ) આકૃતિ (૨૦) માં બતાવ્યા મુજબ એક કમાનકાંટા (spring balance) વડે એક વસ્તુને તોલો. ત્યાર બાદ બાજુમાં બતાવ્યા મુજબ તે જ વસ્તુને પાણીમાં ડુબાવી તોલો. વસ્તુ પ્યાલાને અડકવી ન જોઇએ, અને પાણીમાં પૂર્ણ ડૂબેલી હોવી જોઇએ. કમાનકાંટા ઉપર તરતજ ભાર ઓછો થયેલો માલૂમ પડશે. પ્રયોગની નીચે મુજબ નોંધ કરો. જુદા જુદા પદાર્થોને આ પ્રમાણે તોલો.

| વસ્તુનું નામ | વસ્તુનું હવામાં વજન વ૧ ($m_1$) | વસ્તુનું પાણીમાં વજન વ૨ ($m_2$) | વજનમાં થયેલો ઘટાડો વ૧–વ૨ ($m_1-m_2$) | વિશિષ્ટતા ઘનતા $= \frac{\text{વ}_1}{\text{વ}_1-\text{વ}_2} = \frac{m_1}{m_1-m_2}$ |
|---|---|---|---|---|
| | | | | |

(ब) એક સ્થળાંતર પાત્રમાં પાણી, કેરોસિન, ગ્લિસરિન વગેરે પ્રવાહી લઇ તેમાં ઉપરની વસ્તુનું વારાફરતી વજન કરો. દરેક વખતે સ્થળાંતર થયેલાં પ્રવાહીનું વજન શોધી કાઢો. વસ્તુના હવાના વજનમાંથી પ્રવાહીમાં થયેલા વજનને બાદ કરો એટલે વસ્તુના વજનમાં થયેલો ઘટાડો મળશે. નીચે પ્રમાણે પ્રયોગની નોંધ કરો.

| વસ્તુનું હવામાં વજન व₁, $m_1$ | પ્રવાહીનું નામ | વસ્તુનું પ્રવાહીમાં વજન व₂, $m_2$ | વજનનો ઘટાડો व₁–व₂ $m_1-m_2$ | સ્થળાંતર થયેલા પ્રવાહીનું વજન व₃, $m_3$ |
|---|---|---|---|---|
| | પાણી<br>કેરોસિન<br>ગ્લિસરિન<br>આલ્કોહૉલ | | | |

ઉપરના પ્રયોગ કરવાથી ખાતરી થાય છે કે વસ્તુને પ્રવાહીમાં ડુબાવીએ એટલે તેના વજનમાં ઘડાડો થાય છે. પ્રયોગ (ब) ઉપરથી બે વસ્તુ માલમ પડે છે:–

(૧) જે પ્રવાહી વધુ ઘટ્ટ (જેની ઘનતા વધુ હોય) તેમાં વસ્તુનું વજન વધુ ઘટે છે.

(૨) વસ્તુના વજનમાં થયેલો ઘટાડો અને સ્થળાંતર થયેલાં પ્રવાહીનું વજન સરખું હોય છે.

ઉપરની ઘટનાનો પ્રથમ શોધક આર્કિમિડિસ હતો અને

તેણે એ ઉપરથી એક નિયમ રચ્યો છે. આ નિયમને આર્કિમિડિસનો નિયમ કહેવામાં આવે છે. એ નીચે આપ્યો છે.

**" એક વસ્તુને કોઇપણ પ્રવાહીમાં ડુબાવતાં એના ભારમાં જે ઘટાડો થાય તે વસ્તુના કદ જેટલાં ( વસ્તુએ સ્થળાંતર કરેલાં ) પ્રવાહીના ભારના જેટલોજ થાય છે.**

"The loss in weight of a body immersed in a liquid is equal to the weight of the liquid displaced (liquid of an equal volume).

ટૂંકમાં

પ્રવાહીમાં ડૂબેલી વસ્તુના વજનનો ઘટાડો. = વસ્તુના જેટલા જ કદના પ્રવાહીનું વજન.

૪. આર્કિમિડિસના નિયમનો ઉપયોગ

(૧) આ નિયમનો ઉપયોગ સહેલાઈથી કદ માપ્યા વિના ઘન અને પ્રવાહી વસ્તુની વિશિષ્ટ ઘનતા માપવામાં થાય છે. પ્રયોગ (अ) અને (ब) ઉપરથી ખાત્રી થાય છે કે જો એક વસ્તુને હવામાં અને પાણીમાં તોલીએ તો

વસ્તુના વજનમાં થયેલો ઘટાડો = વસ્તુના જેટલાજ કદના પાણીનું વજન

એટલે જે વસ્તુની વિશિષ્ટ ઘનતા શોધવી હોય તેને માટે (अ) માં બતાવ્યા મુજબ પ્રયોગ કરવો અને પાણીમાં ડુબાવવાથી વસ્તુના વજનમાં થયેલા ઘટાડો શોધી કાઢવો.



આર્કિમિડિસ ( ઇ. પૂ. ૨૮૭–૨૧૨ )



ગૅલિલિયો ( ૧૫૬૪–૧૬૪૨ )



પાસ્કલ ( ૧૬૨૩-૧૬૬૨ )



સર આઇઝેક ન્યુટન ( ૧૬૪૨-૧૭૨૭ )

$$\text{વિશિષ્ટ ઘનતા} = \frac{\text{વસ્તુનું વજન}}{\text{એટલાજ કદના પાણીનું વજન}}$$

$$= \frac{\text{વસ્તુનું વજન}}{\text{પાણીની અંદર થયેલા વસ્તુના વજનનો ઘટાડો}}$$

$$= \frac{\text{व}_1}{\text{व}_1 - \text{व}_2}$$

(૨) બીજો ઉપયોગ વસ્તુનું કદ શોધવામાં પણ થાય છે. જો વસ્તુને પાણીમાં તોલી વજનનો ઘટાડો શોધીએ તો તેટલા જ કદના પાણીનું વજન મળે છે. હવે દશાંશ પદ્ધતિમાં જેટલા ગ્રામ પાણીનું વજન તેટલા જ ઘન સેન્ટિમિટર તેનું કદ હોય છે; એટલે ૫ ગ્રામ પાણી હોય તેનું કદ પણ ૫ ઘન સેન્ટિમિટર હોય છે.

(૩) આર્કિમિડિસના નિયમ વડે પ્રવાહીની વિશિષ્ટ ઘનતા પણ શોધી શકાય છે. પ્રયોગ (ख) માં આપણે જોયું કે સ્થળાંતર થયેલાં પ્રવાહીનું વજન વસ્તુના વજનમાં થયેલા ઘટાડા બરાબર છે. આથી જુદાં જુદાં પ્રવાહીમાં થયેલો વસ્તુના વજનનો ઘટાડો આપણને તે વસ્તુના કદ જેટલાં પ્રવાહીનું વજન આપે છે. આથી પ્રવાહીની વિશિષ્ટ ઘનતા શોધવા નીચેનો પ્રયોગ કરવો.

પ્રયોગ :— (क) એક સીસાંનો ગોળો લઇ તેનું હવામાં વજન કરો ($\text{व}_1$). ત્યાર પછી આકૃતિ (૨૧) માં બતાવ્યા પ્રમાણે એ ગોળાને પાણીમાં લટકાવી તેનું વજન કરો ($\text{व}_2$). ( આ રીતે વજન કરતી વખતે ત્રાજવાનું પલ્લું છૂટું રહેવું જોઇએ ). હવે બરણીમાં બીજું પ્રવાહી લઇ પાછું ગોળાનું વજન કરો ($\text{व}_3$). હવે પાણીમાં અને પ્રવાહીમાં ડુબાવતાં ગોળાના વજનમાં થયેલો ઘટાડો શોધી કાઢો. પ્રવાહીમાં થયેલા વજનના ઘટાડાને પાણીમાં થયેલા ઘટાડાથી ભાગવાથી પ્રવાહીની વિશિષ્ટ ઘનતા મળશે. નીચે પ્રમાણે અવલોકનની નોંધ કરો.

| પ્રવાહીનું નામ | ગોળાનું હવામાં વજન $व_1$ $m_1$ | ગોળાનું પાણીમાં વજન $व_2$ $m_2$ | ગોળાનું પ્રવાહીમાં વજન $व_3$ $m_3$ | પાણીમાં વજનનો ઘટાડો $व_1 - व_2$ $m_1 - m_2$ | પ્રવાહીમાં થયેલો વજનનો ઘટાડો $व_1 - व_3$ $m_1 - m_3$ | પ્રવાહીની વિશિષ્ટ ઘનતા $= \frac{व_1 - व_3}{व_1 - व_2} = \frac{m_1 - m_3}{m_1 - m_3}$ |
|---|---|---|---|---|---|---|
| | | | | | | |

પ્રયોગ :-(ड) પાણીથી હલકા વસ્તુની વિશિષ્ટ ઘનતા શોધવાનો

આકૃતિ ૨૧



પ્રયોગ :–પ્રથમ એક પત્થરને દોરી બાંધી ત્રાજવાંનાં પલ્લાં સાથે બાંધી તેનું પાણીમાં વજન કરો ($व_1$, $m_1$). જે લાકડાંના ટુકડાની વિશિષ્ટ ઘનતા શોધવાની છે તેને પલ્લાંમાં મૂકી, પાણીમાં લટકેલા પત્થર સાથે વજન કરો ( $व_2$, $m_2$ ). હવે પત્થર અને લાકડાંનાં ટુકડાને સાથે બાંધી બન્નેને પાણીમાં ડુબાવી બન્નેનું સાથે વજન કરો ($व_3$, $m_3$).

માત્ર પત્થરનું પાણીમાં વજન = $व_1$ = $m_1$

પત્થરનું પાણીમાં વજન + લાકડાનું હવામાં વજન = $व_2$ = $m_2$

પત્થરનું પાણીમાં વજન + લાકડાનું પાણીમાં વજન = $व_3$ = $m_3$

આથી

લાકડાંનું હવામાં વજન = $व_2 - व_1$ = $m_2 - m_1$

લાકડાંને પાણીમાં ડુબાવી તોલતાં

થયેલો વજનનો ઘટાડો = $व_2 - व_3$ = $m_2 - m_3$

એટલે

લાકડાંના ટુકડા જેટલા પાણીનું વજન = $व_2 - व_3$ = $m_2 - m_3$

લાકડાંની વિશિષ્ટ ઘનતા = $\frac{\text{લાકડાનું હવામાં વજન}}{\text{તેટલાજ કદનું પાણીનુ વજન}}$

$$= \frac{व_2 - व_1}{व_2 - व_3} \qquad \frac{m_2 - m_1}{m_2 - m_3}$$

આ રીતે મીણ, બૂચ વગેરે પાણીથી હલકી વસ્તુની વિશિષ્ટ ઘનતા શોધી કાઢો. તમારાં અવલોકન નીચે પ્રમાણે નોંધો.

| વસ્તુનું નામ | પત્થરનું પાણીમાં વજન $व_1$, $m_1$ | પત્થરનું પાણીમાં + વસ્તુનું હવામાં વજન $व_2$, $m_2$ | પત્થરનું તેમજ વસ્તુનું પાણીમાં વજન $व_3$, $m_3$ | વસ્તુનું હવામાં વજન $व_2 - व_1$ $m_2 - m_1$ | પાણીમાં વસ્તુના વજનનો ઘટાડો $व_2 - व_3$ $m_2 - m_3$ | વિશિષ્ટ ઘનતા $= \frac{व_2 - व_1}{व_2 - व_3}$ $= \frac{m_2 - m_1}{m_2 - m_3}$ |
|---|---|---|---|---|---|---|
| લાકડું | | | | | | |
| મીણ | | | | | | |
| બૂચ | | | | | | |

ઉપરના પ્રયોગ (क) માં

$व_1 - व_3$ = પ્રવાહીમાં થયેલા વજનનો ઘટાડો.

= વસ્તુના કદ જેટલા પ્રવાહીનું વજન.

$व_1 - व_2$ = પાણીમાં થયેલા વજનનો ઘટાડો.

= વસ્તુના કદ જેટલા પાણીનું વજન.

એટલે એક સરખા કદનું પ્રવાહીનું અને પાણીનું વજન આપોઆપ મળી આવે છે.

વિશિષ્ટ ઘનતા = $\dfrac{\text{પ્રવાહીનું વજન}}{\text{એટલાજ કદના પાણીનું વજન}}$

= $\dfrac{\text{આપેલી વસ્તુના કદ જેટલા પ્રવાહીનું વજન}}{\text{,, ,, ,, ,, પાણીનું વજન}}$

= $\dfrac{व_1 - व_3}{व_1 - व_2}$

પ્રયોગ (ड) માં પાણીથી હલકી વસ્તુ પાણીમાં આપમેળે ડૂબતી ન હોવાથી એવી વસ્તુને પત્થર જેવી ભારે વસ્તુની સાથે બાંધીને પાણીમાં ડુબાવવી પડે છે. આવી રીતે બાંધેલા પત્થરને ડૂબક (sinker) કહેવામાં આવે છે. હલકી વસ્તુને પાણીમાં ડુબાવતાં ઊંચે આવવા પ્રયત્ન કરે છે, એટલે છઠ્ઠા ખાનામાં વસ્તુના વજનનો ઘટાડો વસ્તુના વજન કરતાં વિશેષ આવે છે.

આ રીતે લાકડાં જેવી હલકી વસ્તુને પાણીમાં ડુબાવતાં વજનનો જે ઘટાડો થાય છે તે વસ્તુના વજન કરતાં વધુ હોય છે.

## ૨. પાણીમાં લાગતું દબાણ

આકૃતિ ૨૨.




પ્રયોગ :—(अ) એક કાચની ચીમની (च) લઇ તેને નીચેથી એક કાચની પ્લેટ વડે બંધ કરો. હવે એ ચીમનીને આકૃતિ (૨૨) માં બતાવ્યા મુજબ પાણીમાં ડુબાવો. એમ કરવાથી માલમ પડશે કે કાચની પ્લેટ પડી જતી નથી. હવે ધીમે ધીમે ચીમનીમાં પાણી રેડો. જ્યારે ચીમનીમાંના અને બહારના પાણીની સપાટી લગભગ એક સરખી થાય ત્યારેજ પ્લેટ પડી જશે. ચીમનીને ફરીથી વત્તીઓછી ડુબાવી ઉપરનો પ્રયોગ પાછો કરો. દરેક વખતે પ્લેટ નીચે પડે ત્યારના ચીમનીમાંના પાણીની સપાટી અને બહારના પાણીની સપાટી સરખી થાય છે એની નોંધ કરો.

(ब) આકૃતિ ૨૩ માં બતાવ્યા મુજબ એક કાચની U-નળી લો અને તેમાં થોડું રંગવાળું પાણી ઉમેરો. હવે એક ગરણી (ग)ને એ કાચની નળીના એક છેડા સાથે રબરની લાંબી નળી વડે જોડો. ગરણીનું મોં એક પાતળા રબરના પડદાથી બંધ કરો.

આકૃતિ ૨૩.




પાણીના દબાણનો પ્રયોગ.

કાચની ગરણીને પાણીના વાસણમાં ધીમે ધીમે ડુબાવો અને સાથે U-નળીમાં રહેલાં

રંગીન પાણીની સપાટીનું અવલોકન કરો (अ,ब). જેમ ગરણીને નીચે ઉતારશો તેમ U–નળીના પાણીની સપાટીનો તફાવત **અને પણ** વધતો જશે.

ગરણીને અમુક ઊંડાઇએ આડી, ઉલટી કે સવળી રાખશો તો પણ U–નળીના પાણીની સપાટી તેની તેજ રહે છે.

ઉપરના પ્રયોગ (अ) માંથી માલૂમ પડે છે કે પાણીમાં ડુબેલી કાચની પ્લેટ ઉપર નીચેથી દબાણ થાય છે. એ દબાણ કેટલું છે તે પણ એમાંથી જણાય છે. જ્યારે ચીમનીમાં બહારનાં પાણીની સપાટી જેટલું પાણી રેડીએ ત્યારેજ પ્લેટ નીચે પડે છે. આ ઉપરથી સમજાય છે કે પ્લેટની નીચેથી થતું દબાણ પ્લેટની ઉપર આવેલા પાણી જેટલુંજ થાય છે. જ્યારે ચીમનીની બહારના અને અંદરના પાણીની સપાટી સરખી થાય ત્યારે પ્લેટની ઉપરથી અને નીચેથી થતું દબાણ બરાબર સરખું થાય છે. આથી કાચની પ્લેટ પોતાના વજનથી નીચે પડે (ડૂબે)છે.

પ્રયોગ (ब)માં ગરણીને પાણીમાં ડુબાવીએ એટલે ગરણીના પાતળા રબરના પડદા ઉપર પાણી દબાણ કરે છે. આ દબાણથી ગરણીની અંદર રહેલી હવા સંકોચાય છે અને તેથી U–નળીમાં રંગીન પાણીની સપાટી એકસરખી રહેતી નથી. એ પાણીની સપાટીની ઊંચાઇનો તફાવત ગરણીના પડદા ઉપર થતાં દબાણની બરાબર થાય છે. આથી એક વસ્તુ એ માલૂમ પડે છે કે પાણીમાં વધુ ઊંડાઇએ ગરણી ઉપર દબાણ વધે છે અને તેથી U–નળીમાંના પાણીની સપાટીનો તફાવત પણ વધતો જાય છે. બીજી વસ્તુ એ માલમ પડે છે કે અમુક ઊંડાઇએ ગરણીનું મોં ગમે તે દિશામાં હોય છતાં તેના ઉપર થતું દબાણ સરખુંજ રહે છે. પાણીની અંદર થતું દબાણ માત્ર ગરણીની પાણીની અંદરની ઊંડાઈ ઉપરજ આધાર રાખે છે.

ટૂંકમાં (૧) પાણીની અંદર ગમે તે બિંદુએ થતું દબાણ સપાટીથી બિંદુની ઊંડાઇ ઉપર આધાર રાખે છે. ઊંડાઇ વધુ તેમ દબાણ વધુ; (૨) પાણીની અંદરના એક બિંદુ આગળ પાણીનું દબાણ દરેક દિશામાં એકસરખુંજ હોય છે.

પાણીની જગ્યાએ બીજું પ્રવાહી લઇએ તો તેમાં થતું દબાણ પણ ઉપર બતાવેલા નિયમને આધારેજ થશે. માત્ર ફેર એટલોજ કે જે પ્રવાહી વધારે ઘટ્ટ હોય તેમાં વધુ દબાણ થાય છે અને પાતળું હોય તેમાં ઓછું દબાણ થાય છે.

**૬. પ્રવાહીમાં ડુબાવેલી વસ્તુ ઉપર લાગતું શિરદાબ (upthrust)**

આકૃતિ ૨૪.



પ્રવાહીમાં થતું દબાણ.

આકૃતિ (૨૪) માં એક ભારે વસ્તુના ગોળાને પાણીમાં લટકાવેલો છે. એની સપાટી ઉપર પાણીનું દબાણ તિરથી બતાવેલું છે. હમેશાં પ્રવાહીનું દબાણ તેમાં રહેલી સપાટી ઉપર લંબ (perpendicular) દિશામાં થાય છે. ગોળા ઉપર ચારે બાજુથી દબાણ થાય છે. ગોળાની ઉપલી સપાટી ઉપરનું દબાણ નીચે થાય છે અને નીચેની સપાટી ઉપરનું દબાણ ઊંચે થાય છે. ઉપરનું દબાણ અને નીચેથી થતું દબાણ સરખાં નથી. નીચેની ઊંડી સપાટીએ થતું પાણીનું દબાણ સૌથી વિશેષ હોય છે. ગોળાની ઉપર આજુબાજુ થતું દબાણ સામસામી દિશામાં સમતોલ થઇ જાય છે. માત્ર ઉપરનું અને નીચેનું દબાણ સમતોલ થતું નથી. ઉપરના દબાણ કરતાં નીચેનું દબાણ વધુ હોવાથી ગોળા ઉપર પ્રવાહી ઊંચે દબાણ કરે છે. એજ પ્રમાણે

કોઈ પણ વસ્તુને પાણીમાં અથવા પ્રવાહીમાં ડુબાવીએ તો તેના ઉપર શિરદાબ (upthurst) લાગે છે. શિરદાબ એટલે ઊંચી દિશામાં લાગતું દબાણ. લોખંડ જેવી પાણીથી ભારે વસ્તુને શિરદાબ લાગે છે, તેથી જ તેનું પાણીમાં વજન ઓછું થાય છે. લાકડાં જેવી હલકી વસ્તુને પાણીમાં ડુબાવીએ તો તેના ઉપર લાગતું શિરદાબ તેના વજન કરતાં વધારે હોય છે, એટલે લાકડું પાણીમાં ડૂબવાને બદલે તરી નીકળે છે.

**૭. પ્રવાહીમાં ડૂબેલી વસ્તુ ઉપર લાગતાં શિરદાબનું માપ**

આર્કિમિડિસના નિયમ ઉપરથી અને ઉપરના પ્રયોગ ઉપરથી આપણને સમજાય છે કે એક વસ્તુને પ્રવાહીમાં ડુબાવતાં તેના વજનમાં જે ઘટાડો થાય છે તે વસ્તુના કદ જેટલાં પ્રવાહીના વજનના જેટલો હોય છે. આ ઘટાડો થવાનું કારણ પ્રવાહીનું શિરદાબ (upthrust) જ છે.

આથી

પ્રવાહીનું શિરદાબ = પ્રવાહીમાં વસ્તુના ભારનો થતો ઘટાડો

= વસ્તુના કદ જેટલા પ્રવાહીનું વજન

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે

કોઇ પણ ડૂબેલી વસ્તુ ઉપર **લાગતું પ્રવાહીનું શિરદાબ વસ્તુના કદ જેટલા પ્રવાહીના વજન જેટલું હોય છે.**

**૮. પ્રવાહીમાં વસ્તુ ડુબશે કે તરશે એ જાણવું.**

પ્રયોગઃ-નિયત આકારનો લોખંડનો ટુકડો લઇ તેનું વજન કરો (व, m) તેનું કદ માપ વડે શોધી કહાડો (क, v). વજનને કદથી ભાગી ઘનતા શોધી કહાડો (घ = व/क, d = m/v).

હવે એક પ્યાલાનું વજન કરી તેમાં માપેલા કદનો થોડો પારો રેડી ફરીથી વજન કરો. એમાંથી પારાનું વજન

શોધી કાઢો ($व_1$). ધારો કે કદ $क_1$ છે. પારાની ઘનતા $घ_1 = व_1 \times क_1$ આવશે. લોખંડના ટુકડાના કદ જેટલા પારાનું વજન $व' =$ કદ $\times$ ઘનતા $= क \times घ_1$ થશે. હવે क કદના લોખંડના અને તેટલાજ કદના પારાના વજનમાં કયું વજન વધારે ભારે થાય છે એની નોંધ કરો. લોખંડને પારામાં નાંખવાથી ડૂબશે કે તરશે એનું અનુમાન કરો. લોખંડના ટુકડાને પારામાં નાંખી તમારા અનુમાનની ખાત્રી કરો.

ઉપરનોજ પ્રયોગ લોખંડ અને પાણી લઇને કરો અને તમારાં અનુમાનની ખાત્રી કરો.

ઉપરના પ્રયોગ વડે એક વસ્તુનું વજન અને તેટલા જ કદના પ્રવાહીનું વજન એકમેકથી સ્વતંત્ર માપથી શોધી કાઢયું છે. લોખંડના ટુકડાનું વજન અને તેટલાજ કદના પારાનું વજન જોતાં માલૂમ પડે છે કે પારાનું વજન લોખંડથી ભારે છે, અને લોખંડ પારાની ઉપર તરે છે.

લોખંડના ટુકડાનું વજન $= व = घ \times$

એટલા કદના પારાનું વજન $= व' = घ_1 \times$

લોખંડ ઉપર લાગતું શિરદાબ = એટલા જ કદના પારાનું વજન

$= व'$

પ્રયોગ (૧) ઉપરથી એ વસ્તુ સમજાય છે કે $व' > व$ છે અને લોખંડ પારામાં તરે છે; એટલે કે લોખંડ ઉપર લાગતું શિરદાબ લોખંડના વજન કરતાં વધારે છે. બીજા પ્રયોગ (૨) માંથી સમજાશે કે લોખંડના ટુકડાનું વજન તેટલા જ કદના પાણી કરતાં વધુ છે અને તેથી લોખંડના વજન કરતાં શિરદાબ ઓછું છે. આ

ઉપરથી આપણે નીચેના નિયમ તારવી શકીએ કે

(૧) શિરદાબ > વસ્તુનું વજન હોય તો વસ્તુ પાણીમાં તરે છે.

(૨) શિરદાબ = ,, ,, હોય તો વસ્તુ પાણીની અંદર સમતોલ રહે છે.

(૩) શિરદાબ < ,, ,, હોય તો વસ્તુ પાણીમાં ડૂબે છે,

પ્રયોગ (૧) માંથી આપણે ઉપલા નિયમોને સાદાં રૂપમાં તારવી શકીએ છીએ.

$व$ = વસ્તુનું વજન, $क$ = વસ્તુનું કદ, $घ$ = વસ્તુની ઘનતા

અને

$व_1$ = પ્રવાહીનું વજન, $क$ = પ્રવાહીનું કદ, $घ_1$ = પ્રવાહીની ઘનતા

$$व = क \times घ \quad \text{અને} \quad व_1 = क_1 \times घ_1$$

હવે

$व_1$ = વસ્તુના કદ જેટલા પ્રવાહીનું વજન
= વસ્તુ ઉપર લાગતું શિરદાબ.

જો

શિરદાબ > વસ્તુનું વજન

$$\therefore व_1 > व$$

$$\therefore क \times घ_1 > क \times घ$$

$$\therefore घ_1 > घ$$

એજ પ્રમાણે જો

શિરદાબ = વસ્તુનું વજન હોય તો $घ_1 = घ$

અને શિરદાબ < વસ્તુનું વજન હોય તો $घ_1 < घ$

આથી આપણે ફરીથી ઉપર આવેલા ૧, ૨ અને ૩ નિયમો ફરીથી નીચે પ્રમાણે તારવી શકીએ.

(૧) $ઘ_1 >$ ઘ (પ્રવાહીની ઘનતા કરતાં વસ્તુની ઘનતા ઓછી) હોય તો વસ્તુ પ્રવાહીમાં તરે છે.

(૨) $ઘ_1 =$ ઘ (પ્રવાહીની ઘનતા અને વસ્તુની ઘનતા સરખી) હોય તો વસ્તુ પ્રવાહીની અંદર ગમે ત્યાં સમતોલ રહે છે.

(૩) $ઘ_1 <$ ઘ (પ્રવાહીની ઘનતા કરતાં વસ્તુની ઘનતા વધારે) હોય તો વસ્તુ પ્રવાહીમાં ડૂબે છે.

એટલે વસ્તુની ઘનતા પાણીથી ઓછી હોય તો વસ્તુ તરતી રહેશે નહીતર ડૂબી જશે.

**૯. દબાણ અને જોર ( Pressure and force )**

પ્રવાહીમાં થતાં દબાણ (pressure)ને હમેશાં એકમ ક્ષેત્રફળ જેટલી સપાટી (unit area) ઉપર થતાં દાબ અથવા ભારવડે માપવામાં આવે છે. એક સરખા આડછેડ (cross section) અથવા ઘેરાવાવાળાં વાસણને પ્રવાહીથી ભરીએ તો એનાં તળિયાં ઉપર લાગતું જોર પ્રવાહીના વજન જેટલું થશે. એટલે તળિયાં ઉપર લાગતું દબાણ (pressure) શોધવું હોય તો જોરને ક્ષેત્રફળથી ભાગવું પડશે, જેથી એકમ ક્ષેત્રફળ (unit area *i. e.* 1 sq. cm or 1 sq. ft.) ઉપર લાગતું જોર અથવા દબાણ મળી આવશે.

એકમ ક્ષેત્રફળ ઉપર લાગતો ભાર = દબાણ (pressure)

આખી સપાટી ઉપરનો ભાર = જોર (force)

અને કુલ જોર (force) = દબાણ (pressure) × ક્ષેત્રફળ (area)

અથવા દબાણ $= \frac{\text{જોર.}}{\text{ક્ષેત્રફળ}}$, pressure $= \frac{\text{force}}{\text{area}}$

**૧૦. પ્રવાહીમાં થતું દબાણ**
**Pressure within a liquid.**

કોઇ પણ પ્રવાહીની ઘનતા જાણતા હોઇએ અને અમુક ઊંડાઇએ આપણે દબાણ (એક ચોરસ સેન્ટિમિટર ઉપરનું જોર) કાઢવું હોય તો તે નીચેના સમીકરણથી મળશે.

જો द = દબાણ, घ=ઘનતા, उ=ઊંડાઇ (શીરોલંબ vertical) તો, દબાણ = ઘનતા × ઊંડાઇ, pressure = height × density

$$द = घ \times उ \qquad p = h \times d$$

આ દબાણ આગળ બતાવ્યું તેમ દરેક દિશામાં વ્યાપી રહે છે. ઉપર બતાવ્યા પ્રમાણે એક સાધારણ નિયમ હવે ધ્યાનમાં રાખવો ઠીક પડશે કે

**પ્રવાહીની અંદર કોઇપણ બિંદુ આગળ થતું દબાણ, તેની ઘનતા અને એ બિંદુની પાણીની ઉપરની ખુલ્લા સપાટીથી શિરોલંબ (vertical) ઊંડાઇના ગુણાકારથી મળે છે.**

(એ દબાણ એક ચોરસ સેન્ટિમિટર સપાટી ઉપર લંબ દિશામાં લાગે છે. દબાણ ગ્રામ દર ચોરસ સેન્ટિમિટર અથવા પાઉન્ડ દર ચોરસ ફૂટ વડે માપવામાં આવે છે). અમુક સપાટી ઉપર લાગતું પ્રવાહીનું કુલ જોર (force) કાઢવું હોય તો દબાણને ક્ષેત્રફળથી ગુણવું પડશે કારણ કે,

જોર = દબાણ × ક્ષેત્રફળ
force = pressure × area

**૧૧. તરતી વસ્તુના નિયમ**

પ્રયોગ :—(**अ**): એક લાકડાંનો ટુકડો લઇ તેનું વજન કરો. પછી તેને પાણીથી ભરેલા એક સ્થળાંતર પાત્રમાં ધીમેથી મૂકી સ્થળાંતર થયેલાં પાણીનું વજન કરો. ત્યાર બાદ લાકડાંનાં ટુકડા પર સંભાળથી ૫,૧૦,૧૫...ગ્રામનું વજન વારા ફરતી મૂકી

દર વખતે ઉભરાયલા પાણીનું વજન કરો. દરેક વખતે માલૂમ પડશે કે તરતી વસ્તુનું કુલ વજન ( લાકડાંના કટકાનું વજન + ઉપર મૂકેલું વજન) = સ્થળાંતર થયેલાં પાણીનું વજન.

(ब) : એક કદમાપક પાત્ર લો અને તેને અડધું પાણીથી ભરી કદ માપો. ત્યારબાદ તેમાં એક લાકડાનો ટુકડો મૂકો અને પાણીની ઉપરની સપાટીનો આંકડો વાંચો. આમાંથી પહેલું કદ બાદ કરી કદનો વધારો क શોધો. ત્યારબાદ કદમાપક પાત્રમાં કેરોસિન, સ્પિરિટ, ગ્લિસરિન વગેરે જુદાં જુદાં પ્રવાહી લઇ તેમાં એજ લાકડાનો ટુકડો મૂકી કદનો વધારો શોધી કાઢો.

| પ્રવાહી | પ્રવાહીની ઘનતા ઘ | કદનો વધારો क | સ્થળાંતર થયેલાં પ્રવાહીનું વજન = ઘ × क |
|---|---|---|---|
| પાણી | | | |
| ગ્લિસરિન | | | |
| કેરોસિન | | | |
| સ્પિરિટ | | | |

પ્રયોગ ઉપરથી માલૂમ પડશે કે જેમ પ્રવાહીની ઘનતા **ઓછી** તેમ વધારે પ્રવાહી સ્થળાંતર થશે, અને દરેક સ્થળાંતર થયેલા પ્રવાહીનું વજન એકસરખું રહેશે.

(क) : એક લાકડાંનો નળાકાર (cylinder) લો. એના એક છેડા ઉપર થોડું સીસું ચોંટાડો. હવે એ લાકડાંના ટુકડાને અનુક્રમે પાણીમાં, ગ્લિસરિનમાં, કેરોસિનમાં, આલ્કોહૉલમાં અને એવાં બીજા પ્રવાહીમાં મૂકો. દરેક વખતે ડૂબેલા ભાગ ઉપર નિસાની કરો. લીધેલા પ્રવાહીની ઘનતાની નોંધ કરો (અથવા પ્રયોગથી શોધી કાઢો). લાકડાંના ડૂબેલા ભાગની લંબાઇ અને પ્રવાહીની ઘનતાનો ગ્રાફ દોરો. ગ્રાફ ઉપરથી શું અનુમાન કાઢશો ? તમારાં અવલોકન નીચે પ્રમાણે નોંધો.

| પ્રવાહીનું નામ | પ્રવાહીની ઘનતા ઘ | લાકડાના ડૂબેલા ભાગની લંબાઇ લ | $\frac{લ}{ઘ}$ |
|---|---|---|---|
| પાણી | | | |
| ગ્લિસરિન | | | |
| કેરોસિન | | | |
| આલ્કોહોલ | | | |

(ङ) : પ્રવાહીની વિશિષ્ટ ઘનતા કાઢવાનો પ્રયોગ: અમુક હલકી વસ્તુને જુદા જુદા પ્રવાહીમાં તરતી મૂકવામાં આવે તો દરેકમાં વસ્તુના વજન જેટલું પ્રવાહી સ્થળાંતર કરશે પરંતુ પ્રવાહીની ઘનતા જુદી હોવાથી સ્થળાંતર થએલા પ્રવાહીનું કદ જુદું જુદું આવશે.

ધારો કે $ઘ_1$ = પાણીની ઘનતા; $क_1$ = વસ્તુથી સ્થળાંતર પાણીનું કદ;

$ઘ_2$ = પ્રવાહીની ઘનતા; $क_2$ = તેજ વસ્તુથી સ્થળાંતર પ્રવાહીનું કદ

તો $ઘ_1 \times क_1$ = સ્થળાંતર થયેલા પાણીનું વજન.

= તરતી વસ્તુનું વજન.

$ઘ_2 \times क_2$ = સ્થળાંતર થયેલા પ્રવાહીનુ વજન.

= તરતી વસ્તુનું વજન.

એટલે $ઘ_1 \times क_1 = ઘ_2 \times क_2$ ; $\frac{ઘ_2}{ઘ_1} = \frac{क_1}{क_2}$

પરંતુ પ્રવાહીની વિશિષ્ટ ઘનતા = $\frac{\text{પ્રવાહીની ઘનતા}}{\text{પાણીની ઘનતા}} = \frac{ઘ_2}{ઘ_1} = \frac{क_1}{क_2}$

= $\frac{\text{સ્થળાંતર થએલાં પાણીનું કદ}}{\text{સ્થળાંતર થએલાં પ્રવાહીનુ કદ}}$

( ड ) : એક નળીવાળું પાત્ર પાણીથી ભરો અને તેમાં એક લાકડાંનો ટુકડો મૂકો. નળીવાટે બહાર નીકળેલા પ્રવાહીનું કદ માપો. ત્યારબાદ કેરોસિન વગેરે પ્રવાહી વાપરી દરેકમાં સ્થળાંતર થયેલાં

પાણીના કદને ઉભરાયલા પ્રવાહીના કદથી ભાગવાથી પ્રવાહીની વિશિષ્ટ ઘનતા મળશે.

હવે આપણે તરતી વસ્તુના નિયમ ઉપર દર્શાવેલી રીતે તારવી કાઢીશું. હમેશાં તરતી વસ્તુનો થોડો ભાગ પ્રવાહીની અંદર ડૂબેલો હોય છે.

વસ્તુ પ્રવાહીમાં સમતોલ રહે તે માટે તરતી વસ્તુનું વજન અને પ્રવાહીનું શિરદાબ સરખું હોવું જોઇએ.
એટલે,

તરતી વસ્તુનું વજન = પ્રવાહીનું શિરદાબ

પરંતુ વસ્તુ આખી ડૂબેલી ન હોવાથી પ્રવાહીનું શિરદાબ માત્ર ડૂબેલા ભાગથી સ્થળાંતર થયેલા પ્રવાહીના વજન જેટલુંજ હોય છે; એટલે,

તરતી વસ્તુનું વજન = સ્થળાંતર થયેલા પ્રવાહીનું વજન.

આ નિયમ ખાસ ઉપયોગી છે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો આનો અર્થ એમ થાય કે

**એક તરતી વસ્તુને જે પ્રવાહીમાં મૂકીએ તે પ્રવાહીનો જેટલો ભાગ સ્થળાંતર થાય છે તેનું વજન તરતી વસ્તુનાં વજન જેટલું થાય છે.**

એકજ વસ્તુને જુદા જુદા પ્રવાહીમાં ડુબાવવામાં આવે તો દરેકમાં સ્થળાંતર થયેલાં પ્રવાહીનું વજન સરખું આવે છે. પરંતુ જુદાં જુદાં પ્રવાહીની ઘનતા જુદી હોવાથી વત્તુંઓછું પ્રવાહી સ્થળાંતર થશે. એટલે કે એકજ તરતી વસ્તુ જુદાં પ્રવાહીમાં વત્તીઓછી ડૂબશે. જો પ્રવાહીની ઘનતા ઘણી હશે તો ઓછું પ્રવાહી સ્થળાંતર થશે અને ઘનતા ઓછી હશે તો ઘણું પ્રવાહી સ્થળાંતર થશે. અથવા બીજા શબ્દોમાં તરતી

વસ્તુ વધુ ઘનતાવાળાં પ્રવાહીમાં ઓછી ડૂબશે અને ઓછી ઘનતાવાળાં પ્રવાહીમાં વધુ ડૂબશે.

**૧૨ સ્ટિમર અને સબમરિન**

આજ નિયમને આધારે લોખંડના બનેલાં પાત્ર અથવા ધાતુની બનેલી સ્ટિમરો પાણીમાં તરી શકે છે. સ્ટિમરના કદ જેટલું પાણી લઇએ તો એ પાણીનું વજન સ્ટિમરના વજન કરતાં વધુ થશે. સ્ટિમરના કદનો ઘણો ખરો ભાગ હવાથી ભરેલો છે, એટલે ધાતુ પાણીથી ભારે હોવા છતાં કદના પ્રમાણમાં આખી સ્ટિમરનું વજન એટલાજ કદના પાણીના કરતાં હલકું થાય છે. સબમરિનનો નિયમ પણ હવે સ્પષ્ટ થશે. પ્રથમ સબમરિન પાણી ઉપર તરતી હોય છે, કારણ કે ઘણોખરો ભાગ હવાથી ભરેલો હોવાથી આખી સ્ટિમર એટલાજ કદના પાણીથી સહેજ હલકી છે. જ્યારે સબમરિનને પાણીમાં ડુબાવવી હોય ત્યારે તેના આખા કદની ઘનતા પાણીની ઘનતા જેટલી કરવી જોઇએ; એટલે કે સબમરિનનું અને તેટલાજ કદના પાણીનું વજન સરખું જોઇએ. આમ કરવા માટે સબમરિનના નીચેના ભાગમાં સમુદ્રનું પાણી ભરી દઈ એના વજનમાં વધારો કરવાની વ્યવસ્થા રાખવામાં આવે છે. જ્યારે સબમરિનને ડુબાવવી હોય ત્યારે તેમાં પાણી દાખલ કરવામાં આવે છે. અમુક પ્રમાણમાં પાણી દાખલ કરતાં સબમરિનનું વજન એટલા કદના પાણીના વજન જેટલુંજ થાય છે આ રીતે સબમરિનને પાણીની અંદર સમતોલ રાખી શકાય છે.

**૧૩. દ્રવતુલા Hydrometer**

વજન કર્યા વિના પ્રવાહીની ઘનતાનું માપ કાઢવા માટે પ્રયોગ (क)માં બતાવ્યા પ્રમાણે એક સાધન તૈયાર કરવામાં આવ્યું છે. એને દ્રવતુલા (પ્રવાહીની ઘનતા કાઢનારૂં સાધન,

hydrometer) કહેવામાં આવે છે (આકૃતિ ૨૫). આખું સાધન કાચનું બનેલું છે. એમાં એક લાંબી અને એક સરખી નળી છે. એન ઉપર વિશિષ્ટ ઘનતાના આંકો પાડેલા છે. વચ્ચેનો ભાગ ફૂલવેલો છે. તેમાં ઘણી હવા ભરેલી હોવાથી એ સાધન પ્રવાહીમાં તરે છે. નીચેના ભાગની અંદર થોડી સીસાંન ગોળી રાખેલી છે, જેથી પ્રવાહીમાં આખું દ્રવતુલ શિરોલંબ (vertical) રહી શકે છે. જુદા જુદ પ્રવાહીમાં મૂકવાથી એ વત્તુંઓછું ડૂબશે. એન ઉપર વિશિષ્ટ ઘનતાના માપો આંકેલા છે, એટલે તરતજ પ્રવાહીની વિશિષ્ટ ઘનતા માલૂમ પડી આવે છે. દ્રવતુલાનો ઉપયોગ દૂધની વિશિષ્ટ ઘનતા માપ વામાં ઘણો થાય છે કારણ કે દૂધની ઘનતા વત્તીઓછ હોય તે દ્રવતુલાને અંદર મૂકતાંજ ખબર પડી જા છે. જો દૂધમાં પાણી ઉમેર્યું હોય તો દૂધની ઘનતા ઘટ જશે કારણ કે પાણી દૂધથી હલકું છે. દૂધમાંથ મલાઈ કાઢી લીધી હોય તો હલકો પદાર્થ ઘટવાથી દૂધન ઘનતા વધી જશે. એટલે દૂધની ઘનતામાં કેટલો ફે પડયો છે તે આ જાતનું સાધન તરત બતાવી આપે છે દૂધની વિશિષ્ટ ઘનતા માપવાના સાધનને પયતુલ (lactometer) કહેવામાં આવે છે. મોટરની અંદ વપરાતી બૅટરીમાં અમુક ઘનતાનું જ સલ્ફ્યુરિક ઍસિડનુ દ્રાવણ (solution) વાપરવું પડે છે, એટલે તેની વારંવા તપાસ કરવા માટે પણ આવું સાધન ઉપયોગી થઈ પ છે. આ સાધનને બૅટરીમાં મૂકતાંજ એ પ્રવાહીન વિશિષ્ટ ઘનતા માલૂમ પડી આવશે અને બૅટરીન

આકૃતિ ૨૫.



દ્રવતુલા. Hydrometer.

પ્રવાહીને ખાલી કરી તપાસવાની જરૂર રહેતી નથી.

**૧૪. પ્રવાહીની સપાટી** આકૃતિ (૨૬) માં બતાવેલી નળી લઇને અંદર કોઇપણ પ્રવાહી રેડીએ તો માલૂમ પડશે કે દરેક નળીમાં પ્રવાહી એકસરખી ઊંચાઇએ રહેશે. આ જાતનો અનુભવ ચાદાનીમાં થાય છે. ચાદાનીની અંદરના અને એના નાળચામાંના પાણીની સપાટી એક સરખી જ રહે છે.

**" એક બીજા સાથે સંધાએલાં વાસણમાં હમેશાં એકરૂપ પ્રવાહીની સપાટી એકજ ઊંચાઇએ રહે છે."**

આકૃતિ ૨૬.




પ્રવાહીનો આ એક મુખ્ય ગુણધર્મ (property) છે. આનું કારણ નીચે સમજાવવામાં આવ્યું છે. (આમ છતાં એક નળીમાં પારો રેડીએ અને બીજીમાં તેલ અથવા કેરોસિન રેડીએ તો તેલની ઉપરની સપાટી અને પાણીની સપાટી સરખી રહેશે નહિ કારણ કે ઉપરનો નિયમ માત્ર એક જ જાતના એકરૂપ 'homogeneous' પ્રવાહી હોય તેને જ લાગુ પડે છે.

ઉપરની આકૃતિ (૨૬) માં જોતાં માલૂમ પડે છે કે હ, ઇ અને ફ આગળ આવેલી સપાટી ઉપર પ્રવાહીનું દબાણ એક સરખું હોવું જોઇએ. મધ્યના બિંદુ ઉપરનું દબાણ આપણે શોધી કાઢીએ.

ઇ ઉપરનું દબાણ = ઘનતા × શિરોલંબ ઊંચાઇ (બઇ)

એજ પ્રમાણે હ અને ફ

ઉપરનું દબાણ = ઘનતા × ઊંચાઇ

દરેક બિંદુ ઉપર દબાણ સરખું હોવાથી ૪ અને ફ ઉપરના પ્રવાહીની ઊંચાઇ પણ બઇ જેટલીજ લેવી પડશે અને નહિ કે આખી નળીની લંબાઇ. આખી નળીની લંબાઇ લઇએ તો ૪ આગળનું દબાણ જુદું થાય છે. એટલે દરેક ઠેકાણે બઇ જેટલીજ શિરોલંબ ઊંચાઇ લઇ દબાણ કાઢવું પડે છે. આ ઉપરથી આપણને ખાત્રી થાય છે કે કોઇપણ ઠેકાણેનું દબાણ પ્રવાહીની શિરોલંબ (vertical) ઊંચાઇ અને ઘનતા સાથે ગુણવાથી મળી આવે છે. આજ નિયમને લીધે એકરૂપ (homogeneous) પ્રવાહીની સપાટી હંમેશાં એક સરખી ઊંચાઇએ રહે છે. જો આકૃતિ (૨૬) માં એકાદ નળી ટૂંકી હોય તો વધારાનું પાણી નીકળી જઇ દરેક નળીમાં પાણી એટલીજ ઊંચાઇએ આવી રહેશે.

૧૫. ફુવારો — ઘણા ખરા બાગમાં જોવામાં આવતા ફુવારા પણ આજ નિયમથી ચાલે છે. બાગની બાજુમાં મકાનની અગાશી ઊપર ઊંચે એકાદ ટાંકી રાખવામાં

આકૃતિ ૨૭.



સાદો ફુવારો.

આવી હોય અને તેમાંથી એક નળદ્વારા પાણી બાગના ફુવારામાં લઈ જવામાં આવે તો એ પાણી જેટલી ટાંકી ઊંચી હોય તેટલી ઊંચાઇ સુધી જઈ શકશે. ટાંકી સુધીની નળી ન રાખતાં ફુવારામાં થઇને થોડી ઊંચાઇની નળી રાખવામાં આવે છે. નળીનું મોં સાંકડું રાખવામાં આવે છે એટલે પાણી જોરથી બહાર નીકળે છે. એ પાણી લગભગ ટાંકી જેટલી ઊંચાઇએ જઇ શકે છે, પરંતુ હવાના અણુઓના (molecules) અવરોધને (resistance) લીધે ફુવારાનું પાણી ટાંકી જેટલી ઊંચાઇએ પહોંચી શકતું નથી

**૧૬. શહેરમાં પાણીની વહેંચણી** ઘણું ખરૂં આકૃત (૨૯) માં બતાવ્યા પ્રમાણે શહેરમાં પાણી વહેંચાય છે. ઘણી ઊંચી સપાટીએ આવેલા સ સરોવરમાંથી અબ નળદ્વારા પાણી ત આગળ બાંધેલા તળાવમાં લાવી એને રસાયણ વડે સાફ કરવામાં આવે છે. ત્યાંથી એ પાણીને પંપ प વડે ट ટાંકીમાં રાખવામાં આવે છે અને ત્યાંથી શહેરના વિસ્તારમાં વહેંચવામાં આવે છે.

આકૃતિ ૨૮.




શહેરમાં પાણીની વહેંચણી.

જો સરોવર ટાંકીથી ઘણી ઊંચી સપાટીએ આવેલું હોય તો પંપ અને ટાંકીની કંઇ પણ જરૂરિયાત રહેતી નથી. પરંતુ ઘણી

વાર શહેરની સપાટી પણ સાધારણ રીતે ઊંચી હોય છે અને શહેરના માળા પણ ઊંચા હોવાથી પંપ વડે પાણીને વધુ ઊંચી જગ્યાએ ચઢાવવું પડે છે. એ રીતે વહેંચવામાં આવતું પાણી લગભગ ૮ ની સપાટી જેટલેજ ઊંચે ચઢી શકે છે. ઘણે ભાગે એક ઘરમાં દરેક માળે ન જેવા નળ વાટે પાણી આપવામાં આવે છે. ઘરની અંદર જો પહેલે માળનો નળ ખોલવામાં આવે તો ઉપરના નળમાં પાણી જશે નહિ, એટલે એ મુશીબત ટાળવી હોય તો જુદોજ નળ સીધો જમીનના મુખ્ય નળ સાથે જોડવામાં આવે છે.

## ૧૭. U-નળી (U-tube) અને હેરનું ઉપકરણ (Hare's apparatus).

આકૃતિ ૨૯.




પ્રયોગ (૧) : આકૃતિ (૩૦) માં બતાવેલી નળી લઇ તેમાં થોડો પારો નાંખી નળીની એક બાજુએ પ્રવાહી રેડો. જ્યાં આગળ પારો અને પ્રવાહી મળે તે બિંદુ ब ની નોંધ કરો. સામેની બાજુમાં ब ની સપાટીમાં આવેલા क બિંદુની નોંધ કરો. बक સપાટીથી ઊંચે રહેલાં બન્ને બાજુના પ્રવાહીની ઊંચાઇ નોંધો. ધારો કે अब પ્રવાહીની ઊંચાઇ उ અને બીજી બાજુએ कड પારાની ઊંચાઇ ऊ છે. પારાની ઊંચાઇને પ્રવાહીની ઊંચાઇથી ભાગી જે ગુણોત્તર આવે તેને પારાની ઘનતા ($घ_2$) થી ગુણતાં પ્રવાહીની ઘનતા ($घ_1$) મળશે.

| પ્રવાહી | પ્રવાહીની ઊંચાઇ उ | પારાની ઊંચાઇ ऊ | પ્રવાહીના ઘનતા $घ_1 = \frac{ऊ}{उ} \times घ_2$ |
|---|---|---|---|
| | | | |

આકૃતિ ૩૦.




(૨) ; બે પ્રવાહી એકમેક સાથે ભળી જતાં હોય તો બંન્નેમાં ન ભળે એવું અને બન્ને પ્રવાહીના કરતાં વધુ ઘનતાવાળું પ્રવાહી લેવું પડશે. દાખલા તરીકે કેરોસિન અને પાણી ઘનતા સરખાવવા માટે નીચેનો પ્રયોગ કરો (આકૃતિ૩૧).

U-નળીમાં પ્રથમ પારો નાંખી એક બાજુએ થોડું પાણી રેડો. બીજી બાજુએ એટલું કેરોસિન ઉમેરો કે જેથી પારાની સપાટી बक સરખી થઇ જાય. ત્યાર બાદ કેરોસિનની અને પાણીની ઊંચાઇ માપો. પાણીની ઊંચાઇ उ ને કેરોસિનની ઉંચાઇ ऊ વડે ભાગવાથી કેરોસિનની વિશિષ્ટ ઘનતા મળશે.

આકૃતિ ૩૧.

(૩): સલ્ફ્યુરિક ઍસિડની (ગંધકનો તેજાબની) અથવા જે પ્રવાહી પાણી સાથે રસાયણિક ક્રિયા કરતું હોય તેની ઘનતા શોધવી હોય તો આકૃતિ (૩૨) માં બતાવ્યા મુજબનું હેરનું ઉપકરણ લો. તેનો એક છેડો પાણીના પ્યાલામાં રાખો અને બીજો સલ્ફ્યુરિક ઍસિડમાં રાખો. હવે ઉપરની નળીને લગાડેલી ચાંપ ખૂલ્લી કરી અંદરથી થોડી હવા ખેંચી લો અને ચાંપ બંધ કરો. બન્ને નળીમાં પ્રવાહી अ અને क જેટલી ઊંચાઇએ રહેશે ધારો કે

ऊ=સેલ્ફ્યુરિક ઍસિડની अब નળીમાં ઊંચાઇ

उ=પાણીની कड નળીમાં ઉંચાઇ

$$\frac{घ_2}{घ_1} = \frac{\text{સલ્ફ્યુરિક ઍસિડની ઘનતા}}{\text{પાણીની ઘનતા}} = \frac{उ}{ऊ}$$




હેરનું ઉપકરણ.

આગળ બતાવેલા પાણીના દબાણુના નિયમનો ઉપયોગ U–નળી અને હેરનું ઉપકરણ નામના સાધનોમાં કરવામાં આવ્યો છે અને દ્રવતુલાની પેઠે એ સાધનો પ્રવાહીની ઘનતા માપવાના કામમાં આવે છે એ સાધનને વાપરવામાં ત્રણ જાતના વિભાગ પાડવા જરૂરી છે.

ધારો કે પારા ( mercury ) અને કેરોસિન ઘનતાની સરખામણી કરવી છે. આ પ્રયોગ ગમે તે બે પ્રવાહી એવાં હોય કે જે મિશ્ર ન થાય અને જેનો રસાયણિક સંયોગ ન થાય તેવાંને લાગુ પડશે.

આકૃતિ (૩૦) માં બતાવ્યા મુજબ (૧) પ્રયોગ કરો. ડાબી નળીમાં अच જેટલું પ્રવાહી છે અને પારો ब થી ड સુધી છે. હવે જો ब અને क બિંદુ એકજ સપાટીએ હોય તો બન્ને એકરૂપ પ્રવાહીની સમતળ સપાટીઓ હોવાથી બન્ને બિંદુ ઉપરનું દબાણ સરખું હોવું જોઇએ.

अ થી ब સુધીનું પ્રવાહીનું દબાણ = ड થી क સુધીનું પારાનું દબાણ

$$\text{પ્રવાહીની ઘનતા} \times (\text{बअ}) = \text{પારાની ઘનતા} \times (\text{कड})$$

$$\text{घ}_{१} \times \text{उ} = \text{घ}_{२} \times \text{ऊ}$$

આ ઉપરથી

$$\frac{\text{घ}_{१}}{\text{घ}_{२}} = \frac{\text{ऊ}}{\text{उ}}, \text{ એટલે } \text{घ}_{१} = \frac{\text{ऊ}}{\text{उ}} \times \text{घ}_{२}$$

હવે પ્રવાહીને બદલે પાણી વાપર્યું હોય તો આપણને પારાની ઘનતા મળી આવશે. $\text{घ}_{१}$ ની જગાએ ઘનતા ૧ ગ્રા./ઘ. સેમિ. મૂકીએ તો

$$\frac{\text{घ}_{२}}{१} = \frac{\text{उ}}{\text{ऊ}} \text{ એટલે } \text{घ}_{२} = \frac{\text{उ}}{\text{ऊ}} = \frac{\text{પાણીની ઊંચાઇ}}{\text{પારાની ઊંચાઇ}}$$

(૨) જો એ પ્રવાહી અરસપરસ મિશ્ર થઈ જતાં હોય તો એક માધ્યમ તરીકે ત્રીજું પ્રવાહી વાપરવું પડે છે.

પ્રયોગ (૨) માં (આકૃતિ ૩૧) अब પાણીની ઊંચાઇ અને कड કેરોસિનની ઊંચાઇ છે. बक પારાની સપાટી છે. એટલે પારાની સરખી સપાટી ઉપર બન્ને નળીમાંથી એક સરખું દબાણ થાય છે માટે

પાણીનું દબાણ = કેરોસિનનું દબાણ.

પાણીની ઘનતા × उ = કેરોસિનની ઘનતા × ऊ

$૧ \times उ = घ_1 \times ऊ$

એટલે $घ_1 = \frac{उ}{ऊ} = \frac{\text{પાણીની ઊંચાઇ}}{\text{પ્રવાહીના ઊંચાઇ}}$

(૩) જે પ્રવાહી પાણી સાથે રસાયણીક ક્રિયા (reaction) કરતું હોય તો તેને માટે બતાવેલી રીત ઉપયોગી નથી થતી, એટલે હેરનું ઉપકરણ (Hare's apparatus) વાપરવું પડે છે. પ્રયોગ (૩) માં (આકૃતિ ૩૧)માં બતાવ્યા પ્રમાણે જ્યારે પ્રવાહીની ઘનતા માપવી હોય, ત્યારે ચાંપ ખોલી અંદરની થોડી હવા શોષી લેવામાં આવે છે. એટલે બન્ને નળીમાં પ્રવાહી વત્તીઓછી ઊંચાઇએ ચઢશે. નળીની અંદર હવાનું દબાણ ઓછું હોવાથી બહારની હવાના દબાણને સમતોલ કરે તેટલું પ્રવાહી નળીમાં ઊંચું ચઢે છે.

બહારની હવાનું દબાણ = અંદરની હવાનું દબાણ + પ્રવાહીનું દબાણ

એટલે

अब નળીની અંદરની હવાનું દબાણ + अबમાંના પ્રવાહીનું દબાણ = क ड નળીની અંદરની હવાનું દબાણ + कडમાંના પ્રવાહીનું દબાણ

પરંતુ અંદરની હવાનું દબાણ બન્ને તરફ સરખું છે.

એટલે

અ બ માંના પ્રવાહીનું દબાણ = ક ड માંના પ્રવાહીનું દબાણ
અને આગળની સંજ્ઞામાં उ × घ = ऊ × $घ_1$
એક બાજુએ પાણી લઈએ તો   घ = ૧ ગ્રા./ઘ. સેમિ. મૂકતાં

$$घ_1 = \frac{उ}{ऊ} = \frac{\text{પાણીની ઊંચાઈ}}{\text{પ્રવાહીની ઊંચાઈ}}$$

**૧૯. પાસ્કલ અને પાસ્કલનો નિયમ** પાણી અને તેના દબાણના નિયમોની શોધ કરવામાં ફ્રેન્ચ વૈજ્ઞાનિક પાસ્કલ સૌથી મોખરે આવે છે. પાણીના દબાણ વડે ગાંસડી બાંધવાના પ્રેસ, પાણીના દબાણથી ચાલતા ઊંટડા (cranes) અને લિફ્ટ (lift) વગેરે યંત્રો એણે શોધેલા નિયમને આધારે ચાલે છે. એ સિવાય ઊંચે જતાં હવાના દબાણમાં ઘટાડો થાય છે એમ બતાવી ટૉરિસિલિ નામના વૈજ્ઞાનિકને તેણે પૂર્તિ (support) આપી હતી.

આકૃતિ ૩૨.



પ્રયોગ (૧): આકૃતિ (૩૨) માં પાણીથી ભરેલું એક વાસણ છે. તેની એક બાજુ ૧ ચો. સેમિ. અને બીજી બાજુ ૧૦૦ ચો. સેમિ. ક્ષેત્રફળના આડછેદવાળી (cross-section) બે નળીઓ છે.

હવે બંને બાજુની નળીમાં બરાબર બંધબેસતા અને સહેલાઈથી સરતા अ અને ब પિસ્ટન (piston) રાખો. પછી अ ઉપર ૧ ગ્રામ મૂકી ब ઉપર ધીમે ધીમે વજન વધારતા જઈ अ અને ब ને સમતોલ કરો તો માલૂમ પડશે કે ब ઉપર ૧૦૦ ગ્રામની જરૂર પડશે.

એજ પ્રમાણે અ ઉપર ૨૦, ૫૦, ૧૦૦ ગ્રામનું વજન રાખી ફરીથી બ ઉપર વજન મૂકી બન્ને પિસ્ટનને સમતોલો.

(૨) :–ટેનીસ રમવાનો એક દડો લો. તેમાં એકસરખાં કાણાં પાડો. હવે એ દડાને પાણીમાં ડુબાવી અંદરની હવા દબાવી કાઢો. બે ચાર વાર એમ કરવાથી દડો પાણીથી ભરાઇ જશે. હવે એને પાણીની બહાર કાઢી આકૃતિ (૩૪) માં બતાવ્યા મુજબ જોરથી દબાવો. પાણીની ધાર બધી બાજુ સરખી નીકળે છે એની નોંધ કરો.

આકૃતિ ૩૩.



પ્રયોગ (૧) ઉપરથી સમજાય છે કે અ ઉપર ૧ ગ્રામ જેટલું બળ લગાડીએ તો આગળ ૧૦૦ ગ્રામ વજન ઊંચકી શકાય છે. આનું કારણ એ છે કે અ ઉપરનું ૧ ગ્રામનું દબાણ આખા પ્રવાહીમાં પ્રસરે છે અને દરેક ઠેકાણે ૧ ચો. સેમિ. સપાટી ઉપર એટલું દબાણ લાગે છે. પરંતુ બ ની સપાટી ૧૦૦ ચો. સેમિ. હોવાથી ત્યાંનું કુલ જોર ૧૦૦ ગ્રામ વજન જેટલું થાય છે. આ નિયમની પ્રથમ શોધ પાસ્કલે કરી હોવાથી એને પાસ્કલનો નિયમ કહેવાય છે અને એની વ્યાખ્યા નીચે પ્રમાણે છે.

"એક બંધ કરેલા પ્રવાહીના જથ્થામાં એક બાજુ જેટલું દબાણ કરવામાં આવે તેટલું દબાણ દરેક દિશામાં એક સરખું પ્રસરી જાય છે અને દરેક સપાટી ઉપર લંબ દિશામાં લાગે છે."

**૨૦. જળદાબ યંત્ર Hydraulic Press**

પાસ્કલે ઉપરના નિયમને વ્યવહારીક ઉપયોગ કરવામાં વાપર્યો અને ચોપડીઓ દબાવવાનું અને ગાંસડીઓ બાંધવાનું જળદાબ યંત્ર (hydraulic press) શોધી કાઢ્યું. તેની રચના

આકૃતિ ૩૪.




જળદાબ યંત્ર.

આકૃતિ (૩૪)માં બતાવી છે. પિસ્ટન $P_1$ ને હાથા વડે દબાવીએ તો નીચેના પાણીમાં દબાણ થાય છે. એ દબાણને લીધે વાલ્વ (valve) $V_1$ બંધ થઇ જાય છે અને $P_1$ વડે થએલું દબાણ પાણીદ્વારા વાલ્વ $V_2$ ને ઉઘાડી બાજુના મોટા વાસણમાં પ્રસરે છે અને અંતે મોટા પિસ્ટન $P_2$ની સપાટી ઉપર લાગે છે. $P_2$ પિસ્ટનની સપાટી ઘણી મોટી હોવાથી એના ઉપરનાં ચોકઠામાં રાખેલાં ચોપડાં B દબાય છે.

ધારો કે, $F_1$ = $ब_1$ = પિસ્ટન $P_1$ ઉપર લગાડેલું જોર.

$F_2$ = $ब_2$ = પિસ્ટન $P_2$ ઉપર લાગતું જોર

$A_1$ = $अ_1$ = પિસ્ટન $P_1$ ની સપાટીનું ક્ષેત્રફળ.

$A_2$ = $अ_2$ = પિસ્ટન $P_2$ ની ,, ,,

એટલે $\frac{F_1}{A_1} = \frac{ब_1}{अ_1}$ = પિસ્ટન $P_1$ આગળ થતું દબાણ.

અને $\frac{F_2}{A_2} = \frac{ब_2}{अ_2}$ = પિસ્ટન $P_2$ ,, ,, ,,

( કારણ કે દબાણ = $\frac{\text{જોર}}{\text{ક્ષેત્રફળ}}$ )

પાસ્કલના નિયમો પ્રમાણે $P_1$ અને $P_2$ આગળના દબાણ સરખાં

હોવાથી, $\frac{F_1}{A_1} = \frac{F_2}{A_2}$, $\frac{ब_1}{अ_1} = \frac{ब_2}{अ_2}$

એટલે $F_2 = \frac{A_2}{A_1} \times F_1$, $ब_2 = \frac{अ_2}{अ_1} \times ब_1$

$F_2 = ब_2$ = $\frac{\text{બે પિસ્ટનની સપાટીનો}}{\text{ગુણોત્તર (ratio)}}$ × લગાડેલું બળ

હવે જો $A_2$ ક્ષેત્રફળ ઘણુંજ મોટું હોય અને $A_1$ ક્ષેત્રફળ નાનું હોય તો ( $\frac{A_2}{A_1}$ ) નો ગુણોત્તર ( ratio ) ઘણો મોટો થશે અને $F_2$ જોર ઘણુંજ વધી જશે. આમ ઓછાં જોરથી વધુ બળ મેળવી શકાય છે અને ઉપરનાં ચોકઠાંમાં રાખેલાં કાગળ કે ઘાસ વગેરે ઘણા મોટાં બળથી દબાઇ શકે છે. આ યંત્રને બ્રેહામનું પ્રેસ પણ કહેવામાં આવે છે.

## ૨૧. કેષાકર્ષણ અને પૃષ્ઠબળ (Capillarity and surface tension)

પ્રયોગઃ–(અ) એક સાહિચૂસ ( blotting paper) કાગળની અણી પાણીમાં બોળી થોડો વખત રહેવા દો. થોડીવાર પછી કાગળનું અવલોકન કરો. કાગળ ભીંજાઇ ગયો છે. કારણ શું?

આકૃતિ ૩૫.



(ख) એક કોરી દિવેટના એક છેડાને પાણીમાં રાખી મૂકો. થોડીવાર પછી પાણી ઊંચે ચઢવાથી આખી દિવેટ ભીંજાઇ ગયેલી જણાય છે. પાણી ઊંચે ચઢવાનું કારણ શું ?

આકૃતિ ૩૬



(क) બે જુદાં જુદાં બારીક કાણાંવાળી કાચની નળી લો અને તેના એક છેડાને પાણીમાં ડુબાવો. નળીમાંના પાણીની સપાટી બહારની સપાટી કરતાં ઊંચે રહે છે. તદ્દન બારીક નાકાંવાળી નળીમાં પાણીમાં સૌથી વધુ ઊંચે ચઢે છે. નળીના અંદરના વ્યાસના માપની ખબર હોય તો તમારા અવલોકન નીચે ખાનાવાર નોંધો. નળીમાં પાણીથી સપાટીના આકારની નોંધ કરો.

| નળીનો અંદરનો વ્યાસ<br>व | નળીમાં પાણીની ઉંચાઇ<br>उ | व / उ |
|---|---|---|
| | | |

આકૃતિ ૩૭



(ड) ત્રણ નળી પારામાં ડુબાવો. જુવો કે નળીમાંના પારાની સપાટી બહારના પારાની સપાટી કરતાં નીચે રહે છે. જેમ નાકુ બારીક હોય તેમ અંદરની સપાટી નીચી હોય છે.

આકૃતિ ૩૮



(ક્ષ) બહુ સંભાળથી એક નાની ટાંકણીને પાણીની સપાટી ઉપર મૂકો (આકૃતિ ૩૮). જ્યાં સુધી પાણીને હલાવશો નહિ ત્યાં સુધી ટાંકણી પાણી ઉપર તરતી રહેશે. (પ્રથમ ટાંકણીને બ્લોટીંગ પેપર ઉપર મૂકી, તે કાગળને પાણીની સપાટી ઉપર મૂકવાથી ટાંકણી આપ મેળે તરતી રહેશે અને બ્લોટીંગ પેપર ડૂબી જશે.)

આકૃતિ ૩૯.



(૧)



(૨)

(ફ) સાબુને પાણીમાં ઓગાળી ખૂબ ઘાડું દ્રાવણ (solution) બનાવો. હવે એક ગોળ તારનું વર્તુલ લઇ તેની અંદર ડુબાવી બહાર કાઢો. વર્તુલ ઉપર સાબુની પૃષ્ઠ (film) બાઝશે. હવે એ સપાટી ઉપર બે છેડાને ગાંઠીને એક દોરીને ગમે તેમ નાંખો (આકૃતિ ૩૯, ૧). હવે એ દોરીના વચ્ચેના ભાગની કપોટીને ટાંકણી ભોંકી તોડી નાંખો તો (આકૃતિ ૩૯,૨) માં બતાવ્યા મુજબ દોરી વર્તુલાકાર બની જશે.

(ગ) પારાની ઝીણી ધાર કાગળ ઉપર અથવા કાચની ઉપર પાડો. પારાના નાના મોટાં બિંદુના આકાર તપાસો ( આકૃતિ ૪૦ ).

આકૃતિ ૪૦.



આમ બિંદુ બંધાઇ જવાનું કારણ પૃષ્ઠબળ છે. પારાનો જથ્થો વધે તેમ બિંદુ સપાટ અને પહોળું થતું જાય છે. બારી નાકાંવાળી આંખમાં દવા નાંખવાની નળી (eye dropper)માંથી પણ પ્રવાહીને ધીમે ધીમે બહાર કાઢો તો એક પછી એક બિંદુ છૂટાં પડે છે. આનું કારણ પણ પૃષ્ઠબળ છે. . . .

ઉપરના પ્રયોગો (अ,ब,क,ड,क અને ) પ્રવાહીના કેશાકર્ષણના (capillarity) ગુણની ખાતરી કરી આપે છે. સાહીચૂસ કાગળમાં અને દિવેટમાં પ્રવાહી ઊંચે ચઢે છે એનું કારણ પ્રયોગ (क) વડે સ્પષ્ટ સમજાય છે. બારીક નાકાંવાળી નળીમાં પ્રવાહી ઊંચે ચઢે છે. સાહીચૂસ કાગળ અને દિવેટમાં પણ એ જ ગુણથી પ્રવાહી ઊંચે છે. દીવાની દિવેટમાં કેરોસિન તેલ ઊંચે ચઢે છે તેનું કારણ પણ આજ છે. ફાઉન્ટન પેનની જીબીમાં સાહી કેશાકર્ષણના ગુણને લીધેજ જોઇતા પ્રમાણમાં બહાર આવે છે. વનસ્પતિની બારીક શિરામાં પણ એજ ગુણને લીધે પ્રવાહી ઊંચે ચઢે છે. કેશાકર્ષણનો ગુણ પ્રવાહીના પૃષ્ઠબળ (surface tension) ને લીધે આવે છે. પ્રવાહીની સપાટી પૃષ્ઠ (film, કપોટી) ની પેઠે વર્તે છે અને તે જ કારણથી પ્રયોગ (ई) માં ટાંકણી ડૂબતી નથી. ટાંકણી ઉપર પ્રવાહીની સપાટી ઊંચે દબાણ કરે છે અને તેથી ટાંકણીના વજનને સમતોલ કરે છે. આ દબાણને પ્રવાહીનું પૃષ્ઠબળ (surface tension) કહેવામાં આવે છે. આ પૃષ્ઠબળને લીધે જ પ્રયોગ (क) માં સાબુનું પૃષ્ઠ જાતે તૂટી જતું નથી. વળી દોરીની વચ્ચેનું પૃષ્ઠ તોડીએ છીએ ત્યારે દોરી વર્તલરૂપ ધારણ કરે છે; એટલે ખાતરી થાય છે કે દોરી ઉપર પૃષ્ઠબળ (surface tension) દરેક દિશામાં એક સરખું લાગે છે.

પ્રયોગ (क) અને (ड) માં નળીમાંની પ્રવાહીની સપાટીના આકાર ઉપરથી સિદ્ધ થાય છે કે પાણીની સપાટી અંતર્ગોળ (concave) રહે છે અને પારાની સપાટી બહિર્ગોળ (convex) રહે છે. એ ઉપરથી આપણે કલ્પી શકીએ કે નળીની બાજુ સાથે પાણીનું પૃષ્ઠ વળગીને ઊંચે વળેલું છે અને તેથી જ

નળીમાં પાણી ઊંચે રહે છે. એથી ઊલટું પારાનું પૃષ્ઠ નળીની સપાટીને વળગીને નીચે વળેલું હોય છે અને તેથી બારીક નળીમાં પારાની સપાટી નીચે ઊતરે છે અને બહિર્ગોળ બને છે.

નળીનું કાણું જેમ વધુ બારીક તેમ બહારની અને અંદરના પ્રવાહીની સપાટીની વચ્ચેની ઉંચાઇનો તફાવત પણ વધુને વધુ હોય છે. પાણીની સપાટી સૌથી બારીકમાં બારીક નાકાંની નળીમાં વધુ ઊંચી હોય છે. એ જ પ્રમાણે પારાની સપાટી સૌથી વધુ બારીક નળીમાં વધુ નીચી હોય છે.

આપણા સુકા વાળને કાંસકી વડે હોળીએ તો વાળ પાછા ટા પડી જાય છે, પરંતુ વાળમાં તેલ અથવા પાણી નાંખી હોળીએ તો તે વળગેલા રહે છે. આનું કારણ પણ તેલ અથવા પાણીનું પૃષ્ઠબળ જ છે. બે વાળની વચ્ચે તેલ અથવા પાણીની ફીલ્મ બાઝી જાય છે અને તે બન્ને વાળને આકર્ષી રાખે છે. પાણી અથવા તેલ સુકાઇ જાય એટલે વાળ પાછા છૂટા પડી જાય છે. ચોપડીના પાના ફેરવતી વખતે ઘણા આંગળી ઉપર પાણી લગાડે છે. પાણી લગાડીએ એટલે પાણીના પૃષ્ઠબળથી કાગળ આંગળી સાથે વળગી જાય છે. નાની વસ્તુ અગર કાગળનો ટુકડો ઊંચકી શકાતો ન હોય તો આંગળી ઉપર પાણી લગાડી તેના ઉપર દબાવી દેવાથી વસ્તુ આંગળીએ વળગી આવશે. બારીક નળીમાંથી થોડાં દબાણથી નીકળતું પ્રવાહી બિંદુરૂપે બહાર પડે છે તેનું કારણ પણ પૃષ્ઠબળ છે. ઘણીવાર પાણી ઉપર તેલના બિંદુ તરતાં રહે છે અને પ્રસરી જતાં નથી. એનું કારણ પણ પૃષ્ઠબળ છે. એ જ પ્રમાણે પૃષ્ઠબળને લીધે પાણીના બારીક બિંદુ પાણીની સપાટી ઉપર અથવા બીજી સપાટી ઉપર પણ સ્વતંત્ર રીતે ગબડે છે.

નીકળતાં કિરણો પડે છે અને નીચેના ભાગના પડછાયામાં ह માંથી નીકળતાં કિરણો પડે છે. પરંતુ अ ब प જેટલા ભાગમાં બિલકુલ કિરણો જતાં નથી. આ કારણથી अ प ब જેટલો ભાગ વધુ કાળો હોય છે અને બાકીનો ભાગ સહેજ કાળો અથવા ઝાંખો કાળો હોય છે. વચ્ચેના બિલકુલ કાળા ભાગને ખગ્રાસ (umbra) ભાગ કહેવામાં આવે છે અને બાકીના ભાગને જ અર્ધખગ્રાસ (penumbra) ભાગ કહેવામાં આવે છે. ઉપર બતાવ્યા મુજબના સૂર્ય વડે થયેલા પૃથ્વીના ખગ્રાસ અને અર્ધખગ્રાસ પડછાયામાં ચંદ્ર આવે ત્યારે ચંદ્રગ્રહણ થાય છે. આકૃતિ (૧૬૯ '૨') માં स ह જગ્યાએ સૂર્ય હોય અને अब જગ્યાએ પૃથ્વી હોય અને પૃથ્વીના અર્ધખગ્રાસ પડછાયામાં ચંદ્ર આવે તો સાધારણ ઝાંખો થઇ જાય છે, અને ખગ્રાસ ભાગમાં આવે તો દેખાતો બંધ થાય છે.

### ૩. પ્રકાશનું પરાવર્તન અને પરાવર્તનના નિયમો Reflection and laws of reflection

જે વસ્તુ જાતે પ્રકાશ પેદા કરતી હોય તે આંખ વડે જોઇ શકાય છે. એ ઉપરાંત જે વસ્તુ ઉપર બહારનો પ્રકાશ આવીને પડે અને પ્રકાશિત બને, તેને પણ આપણે જોઇ શકીએ છીએ. એનું કારણ એ છે કે વસ્તુના દરેક ભાગ ઉપર પડતાં કિરણોનું પરાવર્તન (reflection) થાય છે અને એ કિરણો આપણી આંખમાં દાખલ થાય છે, અને તેના વડે આંખમાં વસ્તુનું પ્રતિબિંબ (image) પડે છે. જો પ્રકાશનું પરાવર્તન થતું ન હોત તો સ્વયંપ્રકાશિત વસ્તુઓ સિવાય બીજી વસ્તુઓ જોઈ શકાતે નહિ. જે વસ્તુ ઘણોખરો

પ્રકાશ સ્વીકારી લે છે અને નહિ જેવું પરાવર્તન કરે છે તે વસ્તુ કાળી દેખાય છે. અંધારામાં પ્રકાશનો અભાવ હોય છે અને કોઇપણ વસ્તુમાંથી પ્રકાશ નીકળતો નથી તેમજ પ્રકાશનું પરાવર્તન થતું નથી તેથી દરેક વસ્તુ કાળી દેખાય છે.

કેટલીક વસ્તુ પ્રકાશનું વધુ પરાવર્તન કરે છે. ખરબચડી વસ્તુમાંથી ઓછું પરાવર્તન થાય છે. એક ધાતુના પતરાંને પૉલિસ કરતાં જઇએ તેમ તેમાંથી વધુ ને વધુ પ્રમાણમાં પ્રકાશનું પરાવર્તન થાય છે. ચોખ્ખા પારાની સપાટીમાંથી લગભગ ઘણાખરા પ્રકાશનું પરાવર્તન થાય છે. એટલે તે આરસા તરીકે પણ વપરાય છે. નહિ કટાય તેવા (stainless steel) લોખંડને ખૂબ પૉલિશ કરીએ તો તેમાંથી કાચના આરસાથી પણ વધુ સુંદર આરસા બનાવી શકાય છે. અપારદર્શક વસ્તુમાં પરાવર્તન વધુ પ્રમાણમાં થાય છે. પારદર્શક વસ્તુમાં પણ પરાવર્તન થાય છે, પરંતુ ઘણોખરો પ્રકાશ તે વસ્તુમાંથી આરપાર પસાર થઇ જાય છે.

એક નાનો લખોટો લઇને આંગળી વડે અમુક દિશામાં ગબડાવી દીવાલ સાથે અથડાવીએ તો માલૂમ પડે છે કે તે દિવાલ સાથે અથડાઇને અમૂક જ દિશામાં પાછો વળે છે. એ જ પ્રમાણે જો એક સપાટ પૃષ્ઠ ઉપર કિરણો ફેંકવામાં આવે તો તે હમેશાં અમુક જ દિશામાં પરાવર્ત (reflect) થાય છે. નીચેના પ્રયોગથી એ બાબત પૂરવાર થશે.

આકૃતિ ૧૭૦




પ્રયોગઃ—એક કાગળ ઉપર યર આરસીને ઊભી મૂકો (આકૃતિ ૧૭૦). આરસીની સામી બાજુએ બતાવ્યા મુજબ अ અને अ' એમ બે ટાંકણી ખોસો. હવે कक' દિશામાં-થી આરસી તરફ જોઇ બીજી બે ટાંકણી क અને क' એવી રીતે ખોસો કે જેથી अ

અને अ' ના પ્રતિબિંબો અને क અને क' પીનો એક સીધી લીટીમાં દેખાય. આરસીની સપાટી यर ની કાગળ ઉપર નિશાની કરી આરસી ઊઠાવી લો. હવે अअ' અને कक' ને જોડી લંબાવો. બન્ને લીટીઓ ब આગળ મળશે. ब આગળ यर લીટી ઉપર बड લંબ દોરો, અને ખૂણો अबड અને कडब માપો. બન્ને ખૂણાને સરખાવો. अ, अ' ટાંકણીને બીજી જગ્યાએ મૂકી ઉપરનો પ્રયોગ ફરીથી કરો.

ઉપરના પ્રયોગમાં अअ' આપાત કિરણ (incident ray) કહેવાય છે, कक' પરાવર્ત કિરણ (reflected ray) કહેવાય છે અને डब લંબ (normal) કહેવાય છે. લંબ સાથે આપાત કિરણ જે ખૂણો (अबड) કરે છે તેને આપાતકોણ (angle of incidence) કહેવામાં આવે છે; એજ પ્રમાણે ખૂણા (कबड) ને પરાવર્તકોણ (angle of reflection) કહેવામાં આવે છે. આરસીના જે બિંદુ (ब) આગળ કિરણ પડે છે તેને આપાતબિંદુ (point of incidence) કહેવામાં આવે છે. પ્રયોગમાંથી એક બાબત એ માલૂમ પડે છે કે

$$\angle \text{अबड} = \angle \text{कबड}$$

એટલે કે

આપાતકોણ = પરાવર્તનકોણ

બીજી બાબત એ સમજાય છે કે આપાતકિરણ અને પરાવર્તકિરણ લંબની સામસામી બાજુએ હોય છે. વળી આરસી મૂકીને જોઇશું તો માલૂમ પડશે કે कक' લીટી, डब લીટી અને अअ' લીટીનું પ્રતિબિંબ એકજ સપાટીમાં દેખાય છે. આ ઉપરથી ખાતરી થાય છે; કે આપાતકિરણ, પરાવર્તકિરણ અને લંબ એકજ સપાટીમાં રહે છે. આ ઉપરથી આપણે નીચેના બે નિયમો તારવી શકીશું.

(૧) એક સપાટ પૃષ્ઠ ઉપરનું આપાતકિરણ, પરાવર્તકિરણ અને લંબ હમેશાં એક સપાટીમાં હોય છે અને અને આપાત-કિરણ અને પરાવર્તકિરણ લંબની સામસામી બાજુએ હોય છે.

(૨) આપાતકોણ અને પરાવર્તકોણ હમેશાં સરખા હોય છે.

બીજો નિયમ અમુક કિરણ કયી દિશામાં જશે તે બતાવે છે. જે બિંદુ ઉપર કિરણ સપાટીને મળે છે ત્યાં લંબ દોરીને જેટલો આપાત કોણ થાય તેની સામી બાજુએ તેજ સપાટીમાં તેવડો પરાવર્તકોણ રચવાથી પરાવર્તકિરણ મળે છે.

આકૃતિ ૧૭૧

(૧)



(૨)



જો સપાટી લીસી અને સરખી હોય તો આકૃતિ (૧૭૧ '૧') માં જેટલાં કિરણ સમાન્તર આવે તે પાછા સમાન્તર પરાવર્ત થાય છે; પરંતુ આકૃતિ (૧૫૪ ૨') માં બતાવ્યા પ્રમાણે જો સપાટી ખરબચડી હોય તો જુદાં જુદાં સમાન્તર કિરણો તેમાં બતાવ્યા મુજબ ગમે તે દિશામાં પરાવર્ત થશે. આથી પ્રકાશનું એક સરખું પરાવર્તન થતું નથી અને માત્ર પરીભવન (diffusion) થાય છે.

પૉલીસવાળી સપાટી ઉપરથી પરાવર્તન થાય છે અને ખરબચડી સપાટી ઉપરથી પરીભવન થાય છે. આથી પૉલીસ-વાળી સપાટી ઉપરથી જે કિરણો પાછાં વળે છે તે અમુક નિયત દિશામાં જ આવે છે અને તેથી જે વસ્તુના કિરણો તે સપાટી ઉપર પડે છે તે વસ્તુના પ્રતિબિંબને આપણે જોઈ શકીએ છીએ. ખરબચડી સપાટી ઉપરથી પરાવર્ત થતાં કિરણો ગમે તે દિશામાં

જાય છે અને તેથી જે વસ્તુ પ્રકાશ મોકલે છે તે વસ્તુનું પ્રતિબિંબ ખરબચડી સપાટી ઉપર જોઇ શકાતું નથી, પરંતુ તે સપાટીને આપણે જોઇ શકીએ છીએ.

**૪. પરાવર્તનથી થતાં પ્રતિબિંબના નિયમ** આપણે આરસીમાં જોઇએ છીએ ત્યારે તેમાં આપણું પ્રતિબિંબ જોઈ શકાય છે. એનું કારણ પણ પ્રકાશના પરાવર્તનનું જ છે. આપણા શરીર ઉપર પરાવર્ત થઇને આરસી ઉપર જે કિરણો જાય છે તે કિરણો આરસીના પૃષ્ઠ ઉપરથી પરાવર્ત થાય છે. આથી એ કિરણો આરસીની પાછળથી આવતાં હોય એમ લાગે છે અને તેમાં આપણું પ્રતિબિંબ (image) દેખાય છે. એક આયનાથી પ્રતિબિંબ કેવી રીતે ઉત્પન્ન થાય છે એ નીચેના પ્રયોગ વડે સમજાય છે.

આકૃતિ ૧૭૨.




પ્રયોગઃ(૧)—એક ટેબલ ઉપર કાગળ મૂકી આકૃતિ (૧૭૨) માં બતાવ્યા મુજબ એક ગદ આરસી મૂકો. આરસીની સામે प આગળ એક ટાંકણી ખોસો.

હવે યર દિશામાં આંખ રાખી બે ટાંકણી य અને र એવી રીતે ખોસો કે જેથી य, र ટાંકણીઓ અને प નું પ્રતિબિંબ એક સીધી લીટીમાં દેખાય. એજ પ્રમાણે આંખને ખસેડી બીજી બે ટાંકણી ल અને व એવી રીતે મૂકો કે જેથી ल,व ટાંકણીઓ અને प નું પ્રતિબિંબ ફરીથી એકજ સીધી લીટીમાં દેખાય. આરસી ઉઠાવી લઇ યર ને જોડીને લંબાવો. એજ પ્રમાણે લવ ને જોડીને લંબાવો. બન્ને કિરણ प' આગળ છેદતાં હોય તો प' એ प નું પ્રતિબિંબ છે. આરસીથી प અને प' નું અંતર માપો.

૫૫' લીટી આરસીથી કાટખૂણે છે કે કેમ તે તપાસો. એજ પ્રમાણે પ ને જુદે જુદે અંતરે રાખી ફરીથી પ્રયોગ કરો.

[ પ ના પ્રતિબિંબનું સ્થાન નિયત કરવા એક પરાવર્ત કિરણ બસ થતું નથી. હંમેશા એક બિંદુનું પરાવર્તનથી જે પ્રતિબિંબ ઉત્પન્ન થાય તેનું સ્થાન નક્કી કરવા માટે જે અનેક કિરણો નિકળે છે તેમાંથી બે આપાત કિરણો લેવાં પડે છે. જે કિરણો પરાવર્ત થાય તેને લંબાવતાં જ્યાં એક બીજાને છેદે છે, ત્યાં તે બિંદુનું પ્રતિબિંબ દેખાય છે. મોટી વસ્તુ અનેક નાના બિંદુની બનેલી છે એટલે દરેક બિંદુથી ઉત્પન્ન થયેલાં પ્રતિબિંબો આખી વસ્તુનાં પ્રતિબિંબની રચના કરે છે. ]

(૨):–આરસીની સામે એક ચોપડી રાખી અંદરના અક્ષર કેવા દેખાય છે તે જુઓ.

એક કાગળ ઉપર સાહીથી જાડા અક્ષર લખી ઉપર સાહીચુસ કાગળ દબાવો. સાહીચુસ કાગળની ઉપર અક્ષરોની ઊલટી નિશાની થઇ હોય તેને આરસી સામે રાખી જુઓ. અક્ષર સુલટા કે ઊલટા દેખાય છે.

**ઉપરના પ્રયોગ (૧) માં બહારના પ્રકાશથી પ્રકાશિત થયેલી પીન પ માંથી જે કિરણો નીકળે છે તે દરેક દિશામાં જાય છે. એમાંથી જે કિરણો આરસી ઉપર પરાવર્ત થાય છે તે કિરણો પ' માંથી નીકળતાં હોય તેમ લાગે છે. પ' બિંદુ પ નું પ્રતિબિંબ છે. જો પ અને ' ને જોડવામાં આવે તો માલૂમ પડે છે કે ' લીટી अब ઉપર લંબ હોય છે અને પ ને પ' બિંદુઓ આરસીથી એકસરખાં અંતરે હોય છે. આ ઉપરથી આપણને બે નિયમ મળે છે.**

**(૧) વસ્તુ અને તેનું પ્રતિબિંબ આરસી ઉપર વસ્તુમાંથી દોરેલા લંબ ઉપર જ પડે છે; અને (૨) વસ્તુ અને પ્રતિબિંબ સરખા કદનાં છે અને આરસીથી સરખે અંતરે આવેલાં છે.**

**૫. અનેકગણા પ્રતિબિંબ Multiple images**

પ્રયોગ (૧):-એક સરખી બે આરસી લઈને તેમની એક કોરને ગુંદરવાળો કાગળ લગાડી જોડી દો, કે જેથી તેમની પરાવર્ત કરતી બાજુ સામસામી આવે. એ બન્ને આરસાને (अब અને अक)ને આકૃતિ (૧૭૩) માં બતાવ્યા મુજબ કાટખૂણે રાખો. આરસાની નીચે એક કાગળ રાખો. હવે प આગળ એક ઊભી ટાંકણી ખોસો. બન્ને આરસામાં એક સામટાં કેટલાં પ્રતિબિંબ દેખાય છે?

(૨):-બન્ને આરસીની વચ્ચે અનુક્રમે ૬૦°, ૪૫°, ૩૦° એમ ખૂણા રાખી કેટલા પ્રતિબિંબ દેખાય છે તે ઉપરની પેઠે પ્રયોગ કરી શોધી કાઢો.

આગળ જોયા તે નિયમ પ્રમાણે प માંથી કાટખૂણે આરસી अब અને अक ઉપર લંબ દોરીએ તો प ના પ્રતિબિંબ આરસાથી સરખે અંતરે પાછળ $प_1$ અને $प_2$ આગળ મળે છે. હવે $प_2$ પ્રતિબિંબ આરસા अब ની સામી બાજુએ હોવાથી તેનું એક બીજું પ્રતિબિંબ $प_3$ એ આરસી अब ને લીધે થાય છે.

આકૃતિ ૧૭૩.




बअ ને ब' સુધી વધારી $प_3$ ને ब' થી $प_2$ જેટલા અંતરે મૂકીએ તો ત્રીજું પ્રતિબિંબ મળી આવે છે. એ જ પ્રમાણે अक આરસા વડે $प_1$ પ્રતિબિંબને લીધે પણ બીજું એક પ્રતિબિંબ મળે છે અને તે $प_3$ ની જગ્યાએજ આવવાથી પહેલાંના $प_2$ના પ્રતિબિંબની જોડે મળી જાય છે. આમ બે આરસા કાટખૂણે હોય તો એક વસ્તુના ત્રણ પ્રતિબિંબ પડશે. પ્રયોગ (૧) માં આરસીને ગમે તે ખૂણાએ રાખી હોય તો

અનેક પ્રતિબિંબ પડશે. પ્રતિબિંબ કેટલાં પડશે એ જાણવા માટે નીચેનો નિયમ ઉપયોગી થઈ પડે છે.

$$\text{પ્રતિબિંબની સંખ્યા} = \left( \frac{360}{\text{આરસાની વચ્ચેના ખુણો}} - 1 \right)$$

આ ઉપરથી જણાશે કે જો આરસીની વચ્ચેના ખૂણો ૯૦° નો હોય તો પ્રતિબિંબની સંખ્યા ૩ આવશે. ૬૦° નો ખૂણો હોય તો પ્રતિબિંબની સંખ્યા ૫ આવશે અને જેમ ખૂણો નાનો થશે તેમ પ્રતિબિંબની સંખ્યા વધતી જશે. જો બે આરસી સામસામી સમાન્તર હોય તો એ બન્નેની વચ્ચેનો ખૂણો શૂન્ય થાય છે એટલે પ્રતિબિંબની સંખ્યા અનંત (infinite) થશે.

૬. કેલિડારકોપ Kaleidos

આકૃતિ (૧૭૪)માં કેલિડોસ્કોપમાં ત્રણ એક સરખી આરસીને બતાવ્યા મુજબ એકમેકની સાથે ૬૦ ડિગ્રીનો ખૂણો કરે તેમ રાખેલી હોય છે. આકૃતિમાં માત્ર એ આરસીનો આડછેદ બતાવવામાં આવ્યો છે. એ ત્રણે આરસીને એક ભૂંગળીમાં રાખવામાં આવેલા છે. ત્રણે આરસીની પરાવર્તન કરતી બાજુને અંદરના ભાગ તરફ રાખેલી છે. ભૂંગળીને એક છેડે એક નાનું કાણું રાખેલું છે અને એક બીજો છેડો દૂધિયા કાચ (ground glass) વડે બંધ કરેલો છે. દૂધિયા કાચની નજીક નળીની અંદર બીજો સાદો કાચ રાખેલો છે અને તે બેની વચ્ચે રંગિન કાચના ટૂકડા રાખેલા હોય છે. હવે જો દૂધિયા કાચવાળો છેડો પ્રકાશ તરફ રાખીને બીજે છેડેથી નળીમાં જોઈએ તો ત્રણ કાચવડે અનેકગણા પ્રતિબિંબ દેખાય છે, અને તેથી ઘણીજ સુંદર આકૃતિ

આકૃતિ ૧૭૪



નજરે પડે છે. નળીને ગોળ ફેરવતા જઇએ તેમ દરેક વખતે કાચના ટુકડાની નવીન પરિસ્થિતિને લીધે નવીન તરેહની સુવ્યવસ્થિત રચના નજરે પડે છે.

**૭. વક્ર આરસા**
**Curved Mirrors**

જો આરસીનું પૃષ્ઠ સપાટ ન હોય પરંતુ વક્ર (curved) હોય તો વસ્તુ અને તેના પ્રતિબિંબના સ્થાન જુદે જુદે સ્થળે આવે છે. વક્ર આરસીમાં પ્રતિબિંબ ક્યાં અને કેવી રીતે ઉદ્ભવે છે તે સમજવા પ્રથમ સપાટ આરસીના પરાવર્તનના નિયમ ધ્યાનમાં રાખવા જરૂરના છે. આરસીની સપાટી ઉપર ગમે તે દિશામાંથી એક કિરણ પડે તો તે કયી દિશામાં પરાવર્ત થશે તે શોધવા પ્રથમ સપાટીના આપાતબિંદુ (point of incidence) આગળ લંબ (normal) દોરવો પડે છે અને આપાતકોણ જેવડો ણો સામી બાજુએ કાઢી જે રેખા આવે તે પરાવર્તકિરણ બતાવે છે. એક કિરણ લંબની દિશામાંજ આરસી ઉપર પડે તો આપાતકોણ શૂન્ય હોવાથી એ કિરણ

આકૃતિ ૧૭૫

(૧)



સપાટ પૃષ્ઠ
Plane surface

(૨)




અંતર્ગોળ પૃષ્ઠ
Concave surface

(૩)




બહિર્ગોળ પૃષ્ઠ
Convex surface

પાછું લંબની દિશામાં જ પરાવર્ત થાય છે. આપણે ત્રણ જાતનાં પૃષ્ઠ (surface) લઇએ અને તેના ઉપર જુદે જુદે ઠેકાણે લંબ દોરીએ તો એ વડે પૃષ્ઠ ઉપર આપાત થતાં કિરણો કેમ પરાવર્ત થશે તે શોધી કઢાશે.

આકૃતિ (૧૭૫)માં સપાટ પૃષ્ઠ ઉપર જેટલાં કિરણો લંબ છે તે સર્વ સમાન્તર હોય છે એટલે એ સર્વ કિરણો પાછાં એ જ માર્ગે પરાવર્ત (reflect) થાય છે. ક ઙ જેવા અંતર્ગોળ (concave surface) ઉપર દરેક બિંદુએ લંબો દોરીએ તો તે સર્વ લંબો એ પૃષ્ઠના વર્તુલમધ્ય (centre) મ આગળ મળશે. એ જ પ્રમાણે બહિર્ગોળ પૃષ્ઠ (convex surface) ના લંબ પણ વર્તુલમધ્ય મ આગળ મળશે. ફેર માત્ર એટલો જ કે અંતર્ગોળ પૃષ્ઠનું વર્તુલમધ્ય પૃષ્ઠની ઉપર આવશે અને બહિર્ગોળ પૃષ્ઠનું વર્તુલમધ્ય નીચે આવશે.

એક ગોળા (sphere)ના બે નાના ભાગ કાપી કાઢવામાં આવે અને બન્ને ઉપર એવી રીતે ઢોળ ચઢાવવામાં આવે કે જેથી એકની ઉપસેલી બાજુ ચકચકીત (એટલે કે કિરણોને પરાવર્ત કરે તેવી) હોય અને બીજાની ઊંડી બાજુ ચકચકિત હોય, તો જેની ઉપસેલી બાજુએ પ્રતિબિંબ દેખાય તેને બહિર્ગોળ આરસો (convex mirror) અને અને જેની ઊંડી (અંતર્ગોળ બાજુમાં પ્રતિબિંબ દેખાય તેને) અંતર્ગોળ આરસો (concave mirror) કહેવામાં આવે છે. એ બન્ને આરસા વડે કિરણોનું પરાવર્તન થવાથી પ્રતિબિંબ કેવી રીતે ઉદ્ભવે છે તે નીચે સમજાવ્યું છે.

અંતર્ગોળ અને બહિર્ગોળ આરસામાં પરાવર્તક (reflecting) પૃષ્ઠ ઉપરનું છે, અને નીચેની બાજુએ પારા અને જસતના ભેળનું પૉલિશ કરવામાં આવે છે. આકૃતિ (૧૭૫)માં ક ઙ અને

ड फ ने આરસાનો વ્યાસ (daimeter) ગણવામાં આવે છે. क ड અથવા ड फ ને દુભાગતી म માંથી પસાર થતી લીટી मव દોરીએ તેને આરસાની મૂખ્ય ધરી (principal axis) કહેવામાં આવે છે. જે બિંદુ व આગળ, એ લીટી, આરસાને મળે તેને આરસાનો ધ્રુવ (pole) કહેવામાં આવે છે. આરસાનાં કોઇપણ બિંદુને તેના વર્તુલમધ્યની સાથે જોડનારી લીટીને વર્તુલત્રિજ્યા (radius of curvature) કહેવામાં આવે છે.

બન્ને આરસા म આગળ મધ્ય હોય એવા ગોળાના નાના ભાગ રૂપ હોય છે, એટલે म બન્ને આરસાનું વર્તુલમધ્ય (centre of curvature) ગણાય છે.

**૮. અંતર્ગોળ આરસો Concave mirror**

અંતર્ગોળ આરસા વડે અમુક ઠેકાણે મૂકેલી વસ્તુનું પ્રતિબિંબ ક્યાં પડે છે તે હવે જોઇશું. પ્રથમ ધારો કે अ ब એક અંતર્ગોળ આરસો છે (આકૃતિ ૧૫૯) અને તેમાં म વર્તુલમધ્ય છે, व ધ્રુવ (pole) છે અને मव ધરી (axis) છે.

આકૃતિ ૧૭૬



એના ઉપર य,र,ल, સમાન્તર કિરણો અનુક્રમે अ, व અને ब આગળ પડે છે. જો म આરસાનું વર્તુલમધ્ય હોય તો मअ मव અને मव ત્રણે લંબ છે. એટલે य, र અને ल કિરણો કયી દિશામાં પરાવર્ત થશે તે સહેલાઇથી આકૃતિમાં બતાવ્યા પ્રમાણે શોધી કઢાશે. म ને अ જોડીએ તો म अ य

આપાતકોણ (angle of iccidence) થાય છે અને મ अ य' પરાવર્તકોણ (angle of reflection) થાય છે અને તેથી य કિરણ अय' દિશામાં પરાવર્ત થાય છે. र કિરણ માટે આપાતકોણ શૂન્ય છે. એટલે એ કિરણ પાછું क र દિશામાં પરાવર્ત થાય છે. ल કિરણ वल' દિશામાં પરાવર્ત થાય છે. ત્રણે પરાવર્ત થયેલાં કિરણો ધરી (axis) ઉપર क આગળ એકબીજાંને છે છે, એટલે આપણે એમ કહીએ છીએ કે એ જગ્યાએ બધા કિરણો કેન્દ્રિત થયાં છે. આ પ્રમાણે આરસા ઉપર ધરીને સમાન્તર ગમે તેટલાં કિરણો (rays parallel to the axis) પડે તે સર્વે પરાવર્તન થયા પછી પછી આ કેન્દ્ર क માંથી પસાર થાય છે. આથી क ને આરસાનું કેન્દ્ર (focus) કહેવામાં આવે છે. એ બિંદુ ધરી ઉપર व અને म ની લગભગ મધ્યમાં આવે છે. સૂર્યમાંથી આવતાં બધાં કિરણો સમાન્તર હોય છે, કારણ કે એ કિરણો ઘણે દૂરથી આવે છે; એટલે આરસાને સૂર્યની સામે ધરીએ તો સૂર્યનું પ્રતિબિંબ क કેન્દ્ર (focus) આગળ પડે છે. म ને આરસાનું વર્તુલમધ્ય (centre of curvature), અને क ને કેન્દ્ર (focus) કહેવામાં આવે છે. व થી क ના અંતરને કેન્દ્રલંબાઈ (focal length) કહેવામાં આવે છે, અને वम અંતરને વર્તુલત્રિજ્યા ( radius of curvature ) કહેવામાં આવે છે.

હવે ઉપર દર્શાવેલા પરાવર્તનના દૃષ્ટાંત ઉપરથી ત્રણ બાબત નક્કી થાય છે. (૧) એક કિરણ ધરી (axis)ને સમાન્તર આવતું હોય તો તે પરાવર્ત થઇને કેન્દ્રમાંથી (focus) પસાર થાય છે; (૨) કિરણ જો વર્તુલમધ્ય (centre of curvature) માંથી

પસાર થાય તો તે પાછું એ જ દિશામાં પરાવર્ત થાય છે; અને (૩) જો કિરણ કેન્દ્ર (focus) માંથી પસાર થઈ આરસા ઉપર પડે તો તે પરાવર્ત થઇને ધરીની સમાન્તર જાય છે.

આ ત્રણ નિયમ ધ્યાનમાં રાખીશું તો આપણે ગમે ત્યાં એક વસ્તુ રાખી હોય તો તેનું પ્રતિબિંબ ક્યાં પડશે તે નક્કી કરી શકીશું અને એક વસ્તુને ઘણે દૂરથી નજીક લાવીએ તેમ તેના પ્રતિબિંબનાં સ્થળ, કદ અને પ્રકારમાં શો ફેરફાર થશે એ આપણે નિયત કરી શકીશું. નીચેની પાંચ આકૃતિ (૧૭૭) વડે જુદે જુદે સ્થળે મૂકેલી યર વસ્તુના ક્યાં અને કેવાં પ્રતિબિંબ ઉત્પન્ન થાય તે બતાવ્યું છે. યર વસ્તુમાં-

આકૃતિ ૧૭૭

(૧)



(૨)



(૩)



(૪)



(૫)



થી અનેક કિરણો આરસા ઉપર પડે છે આકૃતિ (૧૭૭, '૧'). તેમાંથી આપણે યઅ (ધરીની સમાન્તર) અને યબ (કેન્દ્રમાંથી પસાર થતાં) કિરણો લઇશું, તો યઅ કિરણ પરાવર્ત થઇને क માં થઇને

અત દિશામાં પરાવર્ત થાય છે અને યબ પાછું ધરીની સમાન્તરમાં બત દિશામાં પરાવર્ત થાય છે. એટલે બન્ને કિરણો ત આગળ છેદે છે અને ત્યાં ય નું પ્રતિબિંબ પડે છે. યર ધરીની ઉપર લંબ દિશામાં હોય તો ર નું પ્રતિબિંબ થ આગળ પડે છે. આમ યર વસ્તુનું પ્રતિબિંબ તથ આગળ પડે છે. જો યર આગળ એક મીણબત્તી મૂકી હોય તો તેનું પ્રતિબિંબ એક સફેદ કાગળ ઉપર તથ આગળ મળી શકે છે. આકૃતિ (૧૭૭'૧') ઉપરથી લાગે કે પ્રતિબિંબ ઊંધું છે અને વસ્તુના કદથી નાનું છે. એ પ્રતિબિંબને કાગળ ઉપર લઇ શકાય છે, કારણ કે બધાં કિરણો એક જગ્યાથી પસાર થાય છે. આવી જાતના પ્રતિબિંબને ખરૂં પ્રતિબિંબ (real image) કહેવામાં આવે છે. આકૃતિ (૧૭૭; ૨ અને ૩)માં ઉપર પ્રમાણે કિરણો લીધાં છે, પરંતુ આકૃતિ ( ૧૭૭,૪ અને ૫ ) માં અય કિરણ મ માંથી પસાર થાય છે, એટલે તે કિરણ તેની તેજ લીટીમાં પાછાં પરાવર્ત થાય છે. વળી આકૃતિ (૧૭૭,૪)માં પરાવર્તન થયેલાં કિરણો સમાન્તર હોવાથી એકબીજાંને છેદતાં નથી, એટલે એમાં પ્રતિબિંબ મળશે નહિ. આકૃતિ (૧૭૭,૫)માં કિરણો એકબીજાથી દૂર જાય છે એટલે એ કિરણોને પાછળ લંબાવીએ તો તે બન્ને ત આગળ મળે છે એટલે ત્યાં ય નું પ્રતિબિંબ આવે છે. એ પ્રમાણે તથ પ્રતિબિંબ મળે છે. એ પ્રતિબિંબ આભાસ પ્રતિબિંબ (virtual image) કહેવાય છે; કારણ કે એમાં કિરણો એકબીજાને મળતાં નથી, પરંતુ એ કિરણો જાણે ત થ માં થી આવતાં હોય તેવો ભાસ પડે છે. ખરાં પ્રતિબિંબને પડદા ઉપર લઈ શકાય છે; જ્યારે આભાસ પ્રતિબિંબ પડદા ઉપર લઇ શકાતું નથી. ખરૂં પ્રતિબિંબ

ઘણુંખરૂં ઊલટું હોય છે અને અને આભાસ પ્રતિબિંબ ઘણેભાગે સવળું હોય છે. સપાટ આરસામાં પણ જે પ્રતિબિંબ દેખાય છે તે ખરૂં પ્રતિબિંબ હોતું નથી, પરંતુ પરાવર્ત કિરણો જાણે આભાસ પ્રતિબિંબમાંથી આવતાં હોય તેમ લાગે છે. ઉપર પ્રમાણે જુદે જુદે સ્થળે વસ્તુને રાખવાથી પ્રતિબિંબના જે ફેરફાર આકૃતિ (૧૭૭ '૧, ૨, ૩, ૪, ૫') વડે બતાવેલા છે તે નીચેના કોષ્ટકમાં તારવી કાઢેલા છે.

| આકૃતિ | વસ્તુનું સ્થળ | પ્રતિબિંબનું સ્થળ | પ્રતિબિંબનો પ્રકાર |
|---|---|---|---|
| ૧. ૧૭૬ | અતિ દૂર | કેન્દ્ર क આગળ | ખરૂં, ઊલટું અને નાનું |
| ૨. ૧૭૭'૧' | વર્તુલમધ્ય म થી દૂર | કેન્દ્ર क અને વર્તુલ મધ્ય (म) ની વચ્ચે | ખરૂં, ઊલટું અને નાનું |
| ૩. ,, '૨' | વર્તુલમધ્ય (म) ઉપર | વર્તુલમધ્ય म આગળ | ખરૂં, ઊલટું અને સરખું |
| ૪. ,, '૩' | વર્તુલમધ્ય (म) અને કેન્દ્ર (क) ની વચ્ચે | વર્તુલમધ્ય म થી દૂર | ખરૂં, ઊલટું અને મોટું |
| ૫. ,, '૪' | કેન્દ્ર (क) ઉપર | અતિ દૂર | અનિશ્ચિત (સમાન્તર કિરણો) |
| ૬. ,, '૫' | કેન્દ્ર (क) થી નજીક | આરસા પાછળ | આભાસિત (virtual), સૂલટું અને મોટું |

ઉપરના પ્રતિબિંબના આકાર અને પ્રકાર વગેરે નીચેના પ્રયોગ વડે નિયત થશે.

પ્રયોગઃ-(૧) એક અંતર્ગોળ આરસાને સૂર્યની સામે ધરો. સૂર્યનું પ્રતિબિંબ ક્યાં આવે છે તે આરસાની સામે એક સફેદ કાગળ રાખી શોધી કાઢો. પ્રતિબિંબનું આરસાથી અંતર માપો. એ અંતર આરસાની કેન્દ્રલંબાઇ क છે. ઉપર પ્રમાણે દૂરનું કોઇ મકાન કે ઝાડનું પ્રતિબિંબ મેળવો અને તેમના પ્રતિબિંબના અંતર, કદ અને આકારની નોંધ ઉપરના કોઠા (૧) માં બતાવ્યા મુજબ કરો.

(૨) ઉપરના આરસાની સામે એક મીણબત્તી અનુક્રમે (૧) વર્તુલ-મધ્યથી દુર, (૨) વર્તુલમધ્ય આગળ, (૩) વર્તુલમધ્ય અને કેન્દ્રની વચ્ચે, (૪) કેન્દ્ર ઉપર, અને (૫) કેન્દ્ર અને આરસાની વચ્ચે મૂકો અને તેનું તેનું સ્પષ્ટ પ્રતિબિંબ એક સફેદ કાગળ ઉપર પ્રત્યેક વખતે મેળવો. મીણબત્તીના પ્રતિબિંબનું અંતર, કદ અને પ્રકાર વિષેની નોંધ અનુક્રમે ઉપરના કોઠામાં (૨), (૩), (૪), (૫) અને (૬) માં બતાવ્યા પ્રમાણે કરો.

૯. પરાવર્તક
**Reflector**

આકૃતિ (૧૭૮) માં બતાવ્યા પ્રમાણે એક દીવો (क) ઉપર રાખીએ તો તેનાં કિરણો આરસાથી પરાવર્ત થઇને સમાન્તર ચાલ્યાં જશે અને અને એનો પ્રકાશ ઘણે લાંબે દૂર સુધી પહોંચશે. આ કારણને લીધે દીવાના પ્રકાશને ઘણે લાંબે સુધી અને તેજદાર મોકલવો હોય તો અંતર્ગોળ પરાવર્તક (reflector) ના કેન્દ્ર આગળ દીવાને રાખવામાં આવે છે.

આકૃતિ ૧૭૮




મોટરના પરાવર્તક, ટૉર્ચ બૅટરીના પરાવર્તક, વગેરેમાં આવી જાતના અંતર્ગોળ આરસા રાખવામાં આવે છે. આગગાડીના એન્જીનની સાથે પણ આવા પરાવર્તક રાખેલા હોય છે, અને તેથી માઇલો સુધીના સીધા રસ્તા ઉપર પ્રકાશ પડે છે. સારા પરાવર્તક અંતર્ગોળ હોય છે, પરંતુ હમેશાં વર્તુલાકાર ન હોતાં ઘણીવાર પરવલયાકાર (parabolic) હોય છે. એનું કેન્દ્ર ધરી ઉપર અમુક અંતરે આવેલું હોય છે અને ત્યાં દીવો મૂકતાં બધાં કિરણો બિલકુલ સમાન્તર પરાવર્ત થાય છે. અંતર્ગોળ (વર્તુલાકાર) આરસામાં પ્રકાશનાં કિરણો તદ્દન સમાન્તર થતાં નથી.

**૧૦. વિપુલદર્શક આરસો Magnifying mirror**

અંતર્ગોળ આરસો આપણા ચહેરાને મોટો જોવા વપરાય છે. આકૃતિ (૧૭૭'૬') માં માલૂમ પડે છે કે જો કોઇ વસ્તુ આરસાના કેન્દ્રથી નજીક આવી જાય તો તેનું પ્રતિબિંબ આરસાની પાછળ જાય છે અને સુલટું અને મોટું થયેલું હોય છે. આથી જ્યારે અંતર્ગોળ કાચની ઘણી નજીક જોઇએ ત્યારે આપણું મુખ મોટું થયેલું અને સુલટું જણાય છે.

**૧૧. બહિર્ગોળ આરસામાં પ્રતિબિંબ**

આકૃતિ (૧૭૯) માં બતાવેલા બહિર્ગોળ આરસા ઉપર પણ જો य, र અને ल ત્રણ ધરીને સમાન્તર કિરણ પડે તો તે પાછાં अय', वर અને वल'ની પેઠે પરાવર્ત થશે. એ કિરણો પરાવર્ત થઇને કેન્દ્રાપસારી (diverging) થઇ જાય છે, એટલે આરસાની સામી બાજુએ એકમેકને મળતાં નથી; પરંતુ તેને પાછળ લંબાવીએ તો क આગળ એકબીજાને છેદે છે અને જાણે क માં થી નીકળતાં હોય તેવો ખ્યાલ આપે છે. આથી क કેન્દ્ર કહેવાય છે અને તે व અને म ની મધ્યમાં હોય છે. આકૃતિ [૧૮૦] માં यर વસ્તુથી तथ પ્રતિબિંબ કેમ ઉત્પન્ન થાય એ સમજાય છે. यअ કિરણ अय' તરફ પરાવર્ત

આકૃતિ ૧૭૯




૧

આકૃતિ ૧૮૦




( ૨ )

થાય છે અને यब કિરણ म તરફ જતું હોવાથી પાછું એજ રસ્તે પરાવર્ત થાય છે. એ કિરણોને પાછળ લંબાવીએ તો તે त માંથી નીકળતાં હોય તેમ લાગે છે. એટલે तथ આગળ પ્રતિબિંબ રચાય છે. यर કોઇપણ જગ્યાએ હોય તો પણ પ્રતિબિંબ નાનું, સુલટું, આભાસિત (virtual) क અને व ની વચ્ચે જ હોય છે.

**૧૨. બહિર્ગોળ અને અંતર્ગોળ આરસાનાં પ્રતિબિંબ ગણતરીથી શોધવાનો નિયમ**

ધારો કે આરસાના ધ્રુવ (pole) થી એક વસ્તુનું અંતર अ હોય, અને આરસાની કેન્દ્રલંબાઇ (focal length) क હોય તો તેનું પ્રતિબિંબ ક્યાં પડશે એ નીચેના નિયમથી શોધી કઢાશે. ધારો કે પ્રતિબિંબનું અંતર ब છે.

$$\frac{૧}{अ} + \frac{૧}{ब} = \frac{૧}{क},$$

જેમાં अ = વસ્તુનું અંતર

ब = પ્રતિબિંબનુ અંતર

क = કેન્દ્રલંબાઇ

ઉપરનો નિયમ બન્ને આરસાને લાગુ પડે છે, પરંતુ એમાં अ, ब અને क નું મૂલ્ય મૂકવું હોય ત્યારે તેની સંજ્ઞા (sign) ધ્યાનમાં લઇને મૂકવું પડશે.

બન્ને આરસામાં વસ્તુનું અંતર अ હમેશાં સવ્ય (ધન) (positive) લેવામાં આવે છે અને આરસાથી વસ્તુ તરફનું

દરેક અંતર સવ્ય લેવાય છે. એનાથી બીજી બાજુનું અંતર અપસવ્ય (ઋણ negative) લેવામાં આવે છે. આથી અંતર્ગોળ આરસામાં क અને अ હુમેશાં સવ્ય (positive) હોય છે અને માત્ર છેલ્લી વખતે જ્યારે अ અંતર क થી ઓછું થાય છે, ત્યારે જ પ્રતિબિંબ આરસાની પાછળ જાય છે અને ब અપસવ્ય ગણાય છે. બહિર્ગોળ આરસામાં अ સવ્ય અને क ને ब હુમેશાં અપસવ્ય (negative) હોય છે. ઉપરના સમીકરણ (equation) માં જો બે મૂલ્ય જાણતા હોઇએ તો તેને તેની સંજ્ઞા( sign) સાથે મૂકવાથી ત્રીજી સંખ્યાનું મૂલ્ય આપોઆપ તેની સંજ્ઞા (sign) સાથે મળી આવશે; એટલે પ્રતિબિંબ આરસાની સામે કે પાછળ પડશે તે અથવા કેન્દ્રલંબાઈ સવ્ય કે અપસવ્ય હોય તે પણ માલૂમ પડશે. સવ્ય ( positve) કેન્દ્રલંબાઇ (focal length) આવી તો જાણવું કે એ અંતર્ગોળ આરસો છે અને અપસવ્ય (negative) કેન્દ્રલંબાઇ મળી તો તે આરસો બહિર્ગોળ છે.

**૧૩. अ, ब, અને क ના દૃષ્ટાંત**

એક આરસાની કેન્દ્રલંબાઇ क (focal-length) ૧૫ સેમી. છે અને વસ્તુને અનુક્રમે ૪૦, ૩૦, ૨૫, ૨૦, ૧૫, ૧૦ સેમિ. જેટલાં અંતરે મૂકી તેનાં પ્રતિબિંબનાં અંતર શોધી કાઢવાં છે. હવે આરસો અંતર્ગોળ હોઇ શકે અથવા બહિર્ગોળ પણ હોઇ શકે એટલે પ્રથમ અંતર્ગોળ આરસો લઇએ.

અંતર્ગોળ આરસોઃ–એમાં अ અને क બન્ને સવ્ય (positive) છે.

સમીકરણને સાદું રૂપ આપીએ તો: $\frac{૧}{ब} = \frac{૧}{क} - \frac{૧}{अ}$

$$\text{અથવા } ब = \frac{अ \times क}{अ - क} = \frac{अ \times ૧૫}{अ - ૧૫}$$

આની અંદર अ નાં જુદા જુદાં મૂલ્ય મુકીએ તો ब ના મૂલ્ય અનુક્રમે, ૨૪, ૩૦, ૩૭$\frac{1}{2}$, ૬૦, ∞ (infinite અનંત), અને (−૩૦) સેમિ. આવશે. આ ઉપરથી લાગે છે કે अ જ્યારે ૧૫ સેમિ. હોય, એટલે કેન્દ્રલંબાઇ જેટલું હોય ત્યારે પ્રતિબિંબ અતિ દૂર (infinite) ચાલ્યું જાય છે અને अ કેન્દ્રલંબાઇથી ઓછું હોય તો પ્રતિબિંબ (−૩૦) સેમિ. અંતરે આરસાની પાછળ આવે છે.

બહિર્ગોળ આરસો:–એમાં अ સવ્ય (positive) અને क અપસવ્ય (negative) છે, એટલે

$$ब = \frac{अ \times (-१५)}{अ - (-१५)} = \frac{-(अ \times १५)}{अ + १५}$$

અને ब નું મૂલ્ય અનુક્રમે −૧૦$\frac{10}{11}$, −૧૦, −૯$\frac{3}{8}$, ૮$\frac{4}{7}$, −૭$\frac{1}{2}$, અને ૬ સેમિ. આવશે. આથી માલૂમ પડે છે કે પ્રતિબિંબ હંમેશા આરસાની પાછળ જ પડે છે.

## સાર

૧. વસ્તુ ઉષ્ણ થાય ત્યારે ઘણે ભાગે તેમાંથી પ્રકાશ ઉત્પન્ન થાય છે. પ્રકાશના કિરણો અવકાશમાં ચારે બાજુ પ્રસરે છે. પારદર્શક વસ્તુમાંથી એ કિરણો પસાર થાય છે, અર્ધ પારદર્શકમાંથી થોડાં પસાર થાય છે અને અપારદર્શક વસ્તુમાંથી પસાર નથી થતાં. આથી પ્રકાશના માર્ગમાં આવતી અપારદર્શક વસ્તુનો પડછાયો પડે છે. પૃથ્વીના સૂર્યથી પડતા પડછાયામાં ચંદ્ર દાખલ થાય ત્યારે ગ્રહણ થઇ દેખાતો બંધ થાય છે.

૨. જે વસ્તુમાંથી પ્રકાશ આપમેળે નીકળે તેને આંખવડે જોઇ શકાય છે, અપારદર્શક અથવા અર્ધપારદર્શક વસ્તુને તેમના ઉપર પડતા બહારના પ્રકાશના કિરણોના થતાં પરાવર્તનને લીધે જોઇ શકાય છે. ચકચકિત લીસી સપાટીમાં વસ્તુનું પ્રતિબિંબ દેખાય છે, કારણ કે તેમાંથી કિરણો અમુક જ દિશામાં પરાવર્ત થાય છે. ખરબચડી

વસ્તુમાંથી કિરણો ગમે તે દિશામાં પરાવર્તન થાય છે અને તેથી તે વસ્તુ નજરે પડે છે. એને પરીભવન કહેવામાં આવે છે.

૩. પરાવર્તન થતા પ્રકાશનું આપાત કિરણ અને પરાવર્ત કિરણ લંબની સામસામી દિશામાં હોય છે અને બન્નેના લંબ સાથેના કોણ ( આપાતકોણ, angle of incidence અને પરાવર્તન કોણ, angle of reflection ) સરખા થાય છે. આપાત કિરણ, લંબ અને પરાવર્તન કિરણો એકજ સપાટીમાં હોય છે.

૪. સપાટ આરસીમાં વસ્તુનું પ્રતિબિંબ આભાસી હોય છે, અને આરસીથી બીજી બાજુએ વસ્તુથી આરસીના જેટલાં જ અંતરે આવેલું હોય છે અને વસ્તુમાંથી આરસી ઉપર દોરેલા લંબ ઉપર તે પ્રતિબિંબ હોય છે.

૫. એક ગોળાના નાના પૃષ્ઠનો ઉપસેલો ભાગ ચકચકિત અને પરાવર્ત કરતો હોય તો તેને બહિર્ગોળ આરસો (convex mirror) કહેવામાં આવે છે. ખાડાવાળો ભાગ પરાવર્ત કરતો હોય તો તેને અંતર્ગોળ આરસો (concave mirror) કહેવામાં આવે છે. જે ગોળામાંથી એ આરસાનું પૃષ્ઠ લીધેલું છે, તેના મધ્યને આરસાનું વર્તુલમધ્ય (centre of carvature) કહેવામાં આવે છે. આરસાના વચ્ચેના બિંદુને અને વર્તુલમધ્યને જોડતી લીટીને ધરી (axis) કહેવામાં આવે છે. ધરીની સમાન્તર આવતાં કિરણો આરસામાંથી પરાવર્ત થતાં જે બિંદુ આગળ કેન્દ્રિત થાય અથવા તેમ થતાં દેખાય તો તે બિંદુને આરસાનું કેન્દ્ર (focus) કહેવામાં આવે છે. એ બન્ને આરસા વડે ઉત્પન્ન થતાં પ્રતિબિંબ એને તેના નિયમો કોષ્ટક (પા. ૩૭૪) માં તેમજ ફકરા (૧૩) માં બતાવ્યા છે. અંતર્ગોળ આરસાનો ઉપયોગ પરાવર્તક તરીકે અને વિપુલદર્શક આરસાને તરીકે થાય છે.



# પ્રકરણ ૨૦

## વક્રીભવન (Refraction)

**૧. વક્રીભવન Refraction**

પ્રયોગ (૧)–આકૃતિ (૧૮૧'૧,૨') માં બતાવ્યા મુજબ એક લાકડી પાણીમાં ત્રાંસી રાખી દાખલ કરો. લાકડી પાણીની સપાટી આગળ વાંકી થયેલી લાગે છે. કારણ શું ?

આકૃતિ ૧૮૧

(૧)



(૨)



(૩)




(૨)–એક ખાલી નળાકાર પાત્રમાં એક સીક્કા નાંખો. ઉપરથી જોઈને તળિયાંની ઊંડાઈનો આશરો કાઢો. હવે પાત્રને પાણીથી ભરી દો, અને ફરીથી સીક્કો કેટલે ઊંડે દેખાય છે તેની આકૃતિ (૧૮૧,''૩) માં બતાવ્યા પ્રમાણે નોંધ કરો. તળિયું त થી प સુધી ઊંચે આવેલું માલૂમ પડે છે. કારણ શું ?

(૩): એક દીવાના પ્રકાશને એક બારીક કાણામાંથી પસાર કરી એક સફેદ કાગળની ઉપર પડવા દો. દીવાનો પ્રકાશ કયાં પડે છે તેની નોંધ કરો. હવે પ્રકાશના માર્ગની વચ્ચે એક જાડો કાચનો ટુકડો ત્રાંસો રાખો. પ્રકાશ હવે કયી જગ્યાએ પડે તેની નોંધ કરો.

(૪):–આકૃતિ (૧૮૨)માં બતાવ્યા મુજબનું એક ખાલી અને અપારદર્શક વાસણ લો. વાસણની એક બાજુ તળિયાંમાં એક સીક્કો નાંખો અને તમારી આંખ એવી જગ્યાએ ગોઠવો કે

આકૃતિ ૧૮૨



જેથી સીક્કો દેખાતો બંધ થાય, પરંતુ સહેજ ઊંચેથી જોતાં તુરતજ દેખી શકાય. હવે આંખને એ જ જગ્યાએ સ્થિર રાખીને વાસણમાં પાણી રેડો. હવે સીક્કો જોઇ શકાય છે. કારણ શું ?

ઉપરના પ્રયોગો વડે સમજાય છે કે પ્રકાશના કિરણો હવામાંથી બીજા કોઇ પારદર્શક માધ્યમમાં ત્રાંસાં દાખલ થાય તો દિશા બદલે છે. પ્રયોગ (૧) માં લાકડી વાંકી લાગે છે, કારણ કે લાકડીના પ્રત્યેક બિંદુમાંથી પાણીની બહાર હવામાં આવતાં કિરણો પાણીની સપાટી આગળ વાકાં વળે છે. આથી આપણને એવો ભાસ થાય છે કે એ કિરણો સહેજ ઊંચી જગ્યાએથી આવે છે. પરિણામે પાણીની અંદરની લાકડીનો ભાગ ઊંચે આવેલો માલૂમ પડે છે અને તેથી લાકડી વાંકી દેખાય છે. આવાજ કારણથી પાણીથી ભરેલાં વાસણનું તળિયું ઊંચે આવેલું લાગે છે (પ્રયોગ ૨).

પ્રયોગ (૩) માં પ્રકાશનું કિરણ જાડા કાચમાંથી ત્રાંસુ પસાર થાય તો તે સ્થળાંતર થાય છે. એનું કારણ પણ કાચમાં દાખલ થતાં કિરણનું વાંકુ વળવું જ તે જ છે. એ કાચ ઉપર લંબ દિશામાં કિરણ પડે તો તે જ દિશામાં પસાર થાય છે.

પાણીમાં એકાદ પ્રકાશિત વસ્તુને આકૃતિ(૧૮૩)માં બતાવ્યા પ્રમાણે રાખીએ તો એમાંથી નીકળતાં કિરણો બતાવ્યા પ્રમાણે

આકૃતિ ૧૮૩



વક્ર થઇને નીકળશે અને કેટલાક કિરણો બિલકુલ બહાર આવશે નહિં.

આ ઉપરથી એમ લાગે છે કે જ્યારે એક જ માધ્યમ

(medium) માં પ્રકાશના કિરણો જતાં હોય ત્યારે સીધી લીટીમાં જ જાય છે, પરંતુ એક માધ્યમમાંથી બીજા માધ્યમમાં જાય ત્યારે એ કિરણો સહેજ દિશા બદલી બીજા માધ્યમમાં બીજી સીધી લીટીમાં પ્રસરે છે. દાખલા તરીકે પાણીમાંથી કિરણો હવામાં આવે અથવા હવામાંથી પાણીમાં જાય તો કિરણની દિશા બન્ને માધ્યમની સપાટી આગળ બદલાય છે. આ ઘટનાને વક્રીભવન (refraction) કહેવામાં આવે છે. માત્ર કિરણો બે માધ્યમની સપાટી ઉપર લંબ દિશામાં પડે તોજ દશા બદલતાં નથી.

આકૃતિ ૧૮૪




ધારો કે કાચના એક સમાન્તર બાજુવાળા ટુકડામાં યવ કિરણ હવામાંથી વ આગળ દાખલ થાય છે આકૃતિ (૧૮૪). એ કિરણનું વ આગળ વક્રીભવન થાય છે, એટલે કાચના યવ દિશાને બદલે વવ દિશામાં મુસાફરી કરે છે. આ ઉપરાંત વ સપાટી આગળ કેટલોક પ્રકાશ પરાવર્ત થવાથી વર દિશામાં જાય છે. પરંતુ મોટા ભાગનો પ્રકાશ વવ' તરફ જ જાય છે. વ આગળ પણ કિરણ વવ' નું વક્રીભવન થાય છે અને તેથી મોટા ભાગનો પ્રકાશ વ'ર' તરફ વક્રીભૂત થાય છે. કેટલોક પ્રકાશ વ' આગળ પરાવર્ત (reflect) થઈને વવ'' તરફ જાય છે અને ત્યાંથી પાછો વક્રીભવન થઈને વ''ર'' તરફ જાય છે. વય કિરણ આપાતકિરણ (incident ray) કહેવાય છે અને વવ' વક્રીભૂતકિરણ (refracted ray) કહેવાય છે.

જો યવ કિરણની વચ્ચે કાચની તકતી ન હોત તો તે સીધી લીટીમાં ચાલી ગયું હોત. કાચની તકતી વચ્ચે આવવાથી

એ કિરણ કાચની અંદર વવ' દિશામાં મુસાફરી કરે છે અને વ' આગળ હવામાં બહાર નીકળી વ'ર' દિશામાં ગતિ કરે છે. યવ અને વ'ર' સમાન્તર લીટીઓ છે એટલે કાચમાં થઇને બહાર નીકળતું કિરણ પ્રથમ કિરણની સમાન્તર દિશામાંજ નીકળે છે, પરંતુ થોડું સ્થળાંતર થાય છે. આ ઉપ-રથી પ્રયોગ (૩) ની ઘટના સમજાય છે. કાચની બન્ને સપાટી આગળ થોડા પ્રકાશનું પરાવર્તન થાય છે.

**૨. વક્રીભવનના નિયમો**

પ્રયોગઃ-કાચનો એક મોટો લંબચોરસ ઘન લઇને આકૃતિ (૧૮૫) માં બતાવ્યા મુજબ अ અને ब બે પીન મુકો અને એની સામે બાજુ क અને ड બે બીજી પીન એવી રીતે મૂકો. હવે જો સામસામી બાજુએથી કાચમાં જોઇએ તો अब અને कड એક જ સીધી લીટીમાં દેખાય. એ ઘનની य, व, र,ल બાજુને નોંધો. ઘનને ઉઠાવી લઇ अब જોડી यर બાજુને प આગળ મળવા દો અને क ड ને જોડી व ल બાજુને फ આગળ મળવા દો. प આગળ ट ठ લંબ દોરો.

આકૃતિ ૧૮૫




$\angle$अ प ठ = આપાત કોણ અને $\angle$ट प क = વક્રીભૂતકોણ છે. अप અને पफ લીટી ઉપર थप = तप લંબાઇ લો અને टठ લીટી ઉપર तट અને थठ બે લંબ દોરો. હવે थठ લંબાઇ અને तट લંબાઇનો ગુણોત્તર (ratio) 'थठ/तट' શોધી કાઢો. अ અને ब ટાંકણીને જુદે જુદે સ્થળે મૂકી ફરીથી આજ પ્રયોગ કરો અને 'थठ/तट' ગુણોત્તરનું મૂલ્ય કાઢો. એ ઉપરથી માલૂમ પડશે કે એ ગુણોત્તર એકમૂલ્ય (constant) આવશે. આ ગુણોત્તરને કાચનો વક્રીભનાંક (refractive

index) કહેવામાં આવે છે. જુદી જુદી વસ્તુનો વક્રીભવનાંક જુદો હોય છે, પરંતુ એક જ વસ્તુનો વક્રીભવનાંક એક પરિસ્થિતિમાં તેનો તે જ રહે છે.

આને ઘણીવાર સ્નેલનો નિયમ (Snells' law) અથવા સાઇન નિયમ (sine law) કહેવામાં આવે છે કારણ કે

$$\text{વક્રીભવનાંક} = \frac{\text{સાઇન (आ)}}{\text{સાઇન (व)}}, \text{ જેમાં } \begin{array}{l} \text{आ = અપાતકોણ.} \\ \text{व = વક્રીભૂતકોણ.} \end{array}$$

ઉપરના દૃષ્ટાંતમાં $\angle$ अ प ठ = आ = આપાકોણ

અને $\angle$ ट प फ = व = વક્રીભૂતકોણ

$$\text{સાઇન (आ)} = \frac{\text{थ ठ}}{\text{थ प}} \text{ અને સાઇન (व)} = \frac{\text{त ट}}{\text{त प}}$$

$$\text{આથી વક્રીભવનાંક} = \frac{\text{थ ठ}}{\text{थ प}} \% \frac{\text{त ट}}{\text{त प}} = \frac{\text{थ ठ}}{\text{थ प}} \times \frac{\text{त प}}{\text{त ट}}$$

પરંતુ थ प = त प, હોવાથી

$$\text{વક્રીભવનાંક} = \frac{\text{थ ठ}}{\text{त ट}}$$

આમ વક્રીભવનાંક ઉપર બતાવ્યું તેટલું આવી રહે છે.

$$\text{વળી} \quad \text{વક્રીભવનાંક} = \frac{\text{પ્રકાશની માધ્યમમાં ગતિ}}{\text{પ્રકાશની હવામાં ગતિ}}$$

વળી જુદા જુદા માધ્યમમાં પ્રકાશની ગતિ જુદી હોય છે. માધ્યમ વધુ ઘટ્ટ હોય તો ગતિ ઓછી હોય છે અને પાતળું હોય તો વધારે હોય છે.

ઉપરના પ્રયોગ ઉપરથી એક બાબત એ સમજાય છે કે જ્યારે પ્રકાશનું કિરણ હવા જેવા પાતળા માધ્યમ (medium) માંથી કાચ જેવા ઘટ્ટ માધ્યમમાં દાખલ થાય છે, ત્યારે એ કિરણ લંબ તરફ વળે છે, અને આપાત કોણ કરતાં વક્રીભૂત-કોણ નાનો થાય છે. એથી ઉલટું ઘટ્ટ માધ્યમમાંથી એક કિરણ પાતળા માધ્યમમાં દાખલ થાય છે, ત્યારે એ કિરણ લંબથી

આઘું જાય છે; અથવા આપાતકોણ કરતાં વક્રિભૂત કોણ મોટો થાય છે. ટૂંકમાં વક્રીભવનના નિયમો નીચે પ્રમાણે છેઃ—

(૧) એક માધ્યમમાંથી કિરણ બીજામાં દાખલ થાય ત્યારે કિરણનું વક્રીભવન થાય છે; એટલે બે માધ્યમની સપાટી મળે ત્યાં એ કિરણ દિશા બદલે છે.

(૨) આપાતકિરણ, લંબ અને વક્રીભૂતકિરણ એક સપાટીમાં હોય છે અને લંબની સામસામી દિશામાં રહે છે.

(૩) જો કિરણો પાતળા માધ્યમમાંથી ઘટ્ટ માધ્યમમાં દાખલ થાય તો આપાતકોણ વક્રીભૂતકોણ કરતાં મોટો થાય છે; અથવા વક્રીભૂતકિરણ લંબ તરફ વળે છે. જો કિરણ ઘટ્ટમાંથી પાતળા માધ્યમમાં જાય તો એથી ઊલટું આપાતકોણ વક્રીભૂતકોણ કરતાં નાનો થાય છે.

(૪) આપાતકોણ અને વક્રીભૂતકોણના સાઇનના ગુણોત્તરને વક્રીભવનાંક કહેવામાં આવે છે અને જ્યાં સુધી વસ્તુની ભૌતિક સ્થિતિ બદલાય નહિ ત્યાં સુધી વસ્તુનો વક્રીભવનાંક એકમૂલ્ય (constant) રહે છે.

(૫) વક્રીભવનાંક માધ્યમની અંદરની પ્રકાશની ગતિ અને હવાની અંદરની પ્રકાશની ગતિનો ગુણોત્તર દર્શાવે છે.

**૩. ત્રિપાર્શ્વ કાચમાંથી પ્રકાશનો માર્ગ**
**Path of light in a prism**

જેનો પાયો અને ટોચ ત્રિકોણાકાર હોય અને ત્રણ ઊભી બાજુ ચોરસ અથવા લંબચોરસ હોય તેવા કાચને ત્રિપાર્શ્વ કાચ (prism) કહેવામાં આવે છે. હાંડી–ઝુમ્મરમાં પ્રકાશની અસરને રંગ બેરંગી દેખાડવા માટે આ કાચના તોરણો લટકાવવામાં આવે છે.

ધારો કે अबक એક ત્રિપાર્શ્વ કાચ (prism) છે (આકૃતિ ૧૮૬). એની अब બાજુ ઉપર नप કિરણુ પડે છે, અને मपम લીટી अब ઊપર લંબ છે. એ કિરણુ કાચમાં દાખલ થાય એટલે વક્રીભૂતકોણુ व, આપાતકોણુ आ કરતાં નાનો થાય છે, અને તેથી કાચમાં એ કિરણુ पत તરફ જાય છે. त આગળ यतय' લંબ છે, એટલે કાચમાં पत આપાતકિરણુ છે અને पतय' આપાતકોણુ आ' થાય

આકૃતિ ૧૮૬




છે. હવે કિરણુ ઘટ્ટમાંથી પાતળા માધ્યમમાં નીકળે છે અને तथ દિશામાં વક્રીભૂત થાય છે એટલે व' વક્રીભૂત કોણુ, આપાતકોણુ आ' કરતાં મોટો થાય છે. આમ नप કિરણુ ત્રિપાર્શ્વ કાચમાં पत દિશામાં જાય છે અને બહાર આવી तथ દિશામાં વળે છે. જો ત્રિપાર્શ્વ કાચ નહિ હોય તો नप કિરણુ न' તરફ ચાલ્યું જાત, પરંતુ એ કાચને લઈને તે तथ તરફ વળી જાય છે. આમ नन' કિરણુ तथ તરફ વળવાથી (न' दथ) ખૂણો થાય છે, તેને ચલન-કોણુ (angle of deviation) કહેવામાં આવે છે; કારણ કે नन' કીરણુ એ ખૂણા જેટલું ચલાયમાન થયું છે, અને तथ તરફ ગયું છે. ત્રિપાર્શ્વ કાચ ઉપર આપાત થતું કિરણુ જે ખૂણા તરફ જતું હોય તેનાથી સામી બાજુના પાયા તરફ વાંકુ વાળી બહાર નીકળે છે. नप કિરણુ अ ખૂણા તરફ જાય છે એટલે વક્રીભૂતકિરણુ बक પાયા તરફ વળે છે. આપાતકિરણુ જેમ પાયાથી વધુ ઊંચે પડે છે તેમ તમ તેનો ચલનકોણુ મોટો થાય છે, એટલે કે વક્રીભૂત કિરણુ વધુ વળે છે.

આકૃતિ ૧૮૭



મોટરના દીવાના કિરણો આકૃતિ (૧૮૭) માં બતાવ્યા છે તેવા ત્રિપાર્શ્વ કાચમાંથી ડાબી બાજુથી પસાર થાય, ત્યારે એ સવળાં કિરણો પાયા તરફ એટલે નીચાં વળે છે અને રસ્તા ઉપર સમાન્તર ન જતાં વાંકા વળી માત્ર રસ્તાની સપાટીને જ થોડે દૂર સુધી પ્રકાશિત કરે છે.

આકૃતિ ૧૮૮




હવે ધારો કે આકૃતિ (૧૮૮) ની પેઠે બે ત્રિપાર્શ્વ કાચને બન્નેના પાયાને એકબીજાને અડાડીને રાખ્યા હોય અને એ બન્ને ઉપર એ સમાન્તર કિરણ પડે તો ઉપલા કાચ ઉપર પડતું કિરણ बक પાયા તરફ વળે છે અને નીચેના કાચ ઉપર પડતું કિરણ बक પાયા તરફ વળે છે અને छ આગળ એક બીજાને છેદે છે.

**૪. બહિર્ગોળ કાચ (લેન્સ) Convex lens**

આકૃતિ (૧૮૯) માં બતાવ્યા પ્રમાણેના વચ્ચેથી જાડા અને કિનારીએ પાતળા અને વર્તુલકાર સપાટીવાળા કાચને બહિર્ગોળ કાચ કહેવામાં આવે છે.

આકૃતિ ૧૮૯



બહિર્ગોળ કાચ (convex lens)

ચશ્માનો એકાદ બહિર્ગોળ કાચ (convex lens) લઈને તેમાંથી પ્રકાશનાં સમાન્તર કિરણો પસાર કરીએ તો એ સર્વ ક આગળ કેન્દ્રિત (focus) થશે; કારણ કે એ

આકૃતિ ૧૯૦



કાચને આકૃતિ (૧૯૦ )માં જણાવ્યા પ્રમાણે નાના નાના ત્રિપાર્શ્વ કાચોનો બનેલો ગણી શકાય. એના ઉપલા ભાગ ઉપર પડતાં કિરણો પાયા તરફ વળે છે અને તેથી નીચે વક્રીભૂત થાય છે; અને નીચલા ભાગનાં કિરણો ઊંચી દિશામાં વક્રીભૂત થાય છે. મધ્યથી દૂરના કિરણો વચ્ચેના કિરણો કરતાં વધુ વાંકા વળે છે. અને તેથી સર્વ કિરણો ક આગળ મળે છે. સૂર્યનાં પ્રકાશમાં એવો એકાદ કાચ રાખતાં માલૂમ પડે છે કે સૂર્યનાં કિરણો એક બિંદુ આગળ કેન્દ્રિત (focus) થાય છે. ત્યાં એકાદ કાગળ અથવા સીગરેટ રાખી તેને સળગાવી શકાય છે. એ બિંદુ બહિર્ગોળ કાચનું કેન્દ્ર (focus) અથવા મૂખ્ય કેન્દ્ર (principal focus) કહેવાય છે.

**૫. બહિર્ગોળ કાચમાં ઉત્પન્ન થતાં પ્રતિબિંબ**

આકૃતિ (૧૯૧) વડે બહિર્ગોળ કાચમાં પ્રતિબિંબ કેમ ઉત્પન્ન થાય છે તે બતાવવામાં આવ્યું છે. બહિર્ગોળ કાચમાં અબ વ્યાસ કહેવાય છે, મ મધ્ય કહેવાય છે અને કમક' ધરી કહેવાય છે. કાચની બન્ને બાજુ મૂખ્ય કેન્દ્રો ક અને ક' સરખે અંતરે આવેલાં છે. ચર વસ્તુ છે અને તથ તેનું પ્રતિબિંબ છે. તીર વડે કિરણોની દિશા બતાવેલી છે.

પ્રતિબિંબની રચના કરવામાં નીચેનાં બે સૂત્ર ધ્યાનમાં રાખવાના છે. એક કિરણ ધરીની સમાન્તર આવી કાચ ઉપર પડે તો તે કાચમાં થઇને બીજી બાજુએ કેન્દ્રમાંથી પસાર થાય છે. જે કિરણો કાચના મધ્યમાંથી પસાર થાય તે દીશામાં બદલાયા વીના સીધાં પસાર થઇ જાય છે અને બન્ને કિરણો જ્યાં એકબીજાને છેદે છે ત્યાં વસ્તુના બિંદુનું પ્રતિબિંબ પડે છે.

આકૃતિ (૧૯૦) માં સમાન્તર કિરણો વક્રીભવન થઇને क કેન્દ્ર (focus) આગળ પ્રતિબિંબ ઉત્પન્ન કરે છે. मक કેન્દ્ર-લંબાઇ (focal length) દર્શાવે છે અને વસ્તુની સામી બાજુ કેન્દ્ર હોવાથી એની સંજ્ઞા (sign) અપસવ્ય (negative) છે. આકૃતિ (૧૯૧) માં यअ કિરણ ધરીની સમાન્તર હોવાથી કાચ-માંથી પસાર થયા પછી કેન્દ્ર क માંથી પસાર થાય છે. यम કિરણ કાચના મધ્ય म માંથી પસાર થતું હોવાથી તેજ દિશામાં સીધું પસાર થઇ જાય છે. એ બન્ને કિરણો એકમેકને त આગળ છેદે છે એટલે य બિંદુનું પ્રતિબિંબ त આગળ રચાય છે. એજ પ્રમાણે આખી વસ્તુ यर નું પ્રતિબિંબ तथ આગળ રચાય છે.

આકૃતિ (૧૯૧ '૧') માં द અને ढ બિંદુમાંના એક બિંદુ ઉપર વસ્તુ મૂકીએ તો બીજા બિંદુ આગળ ઉલટું પ્રતિબિંબ પડે છે અને વસ્તુનું અને પ્રતિબિંબનું કદ સરખું છે. આ બે બિંદુ અરસપરસ બદલી શકાય તેમ છે, અને બન્ને બિંદુ કાચના મધ્ય म થી સરખે અંતરે આવેલાં છે. આટલા પૂરતું द ढ બિંદુને દ્વિતીયકેન્દ્ર (secondary foci) કહેવામાં આવે

છે. એક દ્વિતીયકેન્દ્ર ઉપર વસ્તુ હોય તો તેનું સાચું પ્રતિબિંબ સામી બાજુને તેટલે જ અંતરે, તેટલા જ કદનું અને ઊલટું પડે છે.

આકૃતિ (૧૯૧ '૨') માં વસ્તુ દ્વિતીયકેન્દ્રથી દૂર છે એટલે એનું પ્રતિબિંબ क અને ड ની વચ્ચે નાનું ઊલટું અને ખરૂં પડે છે.

આકૃતી (૧૯૧ '૩') માં વસ્તુ દ્વિતીયકેન્દ્ર અને કેન્દ્રની વચ્ચે છે અને પ્રતિબિંબ દ્વિતીયકેન્દ્ર ड થી દૂર, મોટું, ઉલટું અને ખરૂં છે.

આકૃતિ (૧૯૧ '૪') માં વસ્તુ મુખ્ય કેન્દ્ર ઉપર છે અને પ્રતિબિંબ અતિ દૂર જાય છે; કારણ કે કિરણો સમાન્તર ચાલ્યા જાય છે.

આકૃતિ (૧૯૧ '૫') માં વસ્તુ કેન્દ્ર क' થી પણ નજીક રાખેલી છે, એટલે પ્રતિબિંબ સામી બાજુ પડતું નથી કારણ કે વક્રીભૂત કિરણો પહોળાં થાય છે; પરંતુ એ કિરણને પાછળ લંબાવીએ તો પ્રતિબિંબ (तथ) આગળ હોય એવો ભાસ થાય, એટલે પ્રતિબિંબ આભાસિત, મોટું, ઉલટું અને વસ્તુ જે બાજુ હોય તે જ બાજુએ હોય છે.

(૧) આકૃતિ ૧૯૧ (૧–૫)



(२)




(३)




(४)




(५)




જુદા જુદા અંતરે વસ્તુને રાખવાથી પ્રતિબિંબ કેમ, કેવાં અને કયાં ઉત્પન્ન થાય છે એ નીચેના કોષ્ટકદ્વારા ટૂંકમાં બતાવ્યું છે.

| આકૃતિ | વસ્તુનું સ્થાન | પ્રતિબિંબનું સ્થાન | પ્રતિબિંબનો પ્રકાર |
|---|---|---|---|
| ૧. ૧૯૦ | અતિ દૂર સમાન્તર કિરણો | કેન્દ્ર ઉપર | ઊલટું, ખરૂં અને નાનું |
| ૨. ૧૯૧ '૧' | દ્વિતિયકેન્દ્રથી દૂર | સામી બાજુ, કેન્દ્ર અને દ્વિતીયકેન્દ્ર વચ્ચે | ઊલટું, ખરૂં, નાનું |
| ૩. ,, '૨' | દ્વિતીયકેન્દ્ર ઉપર | સામી બાજુ, દ્વિતીયકેન્દ્ર ઉપર. | ઊલટું, ખરૂં, અને સરખું |
| ૪. ,, '૩' | દ્વિતીયકેન્દ્ર અને કેન્દ્ર વચ્ચે | સામી બાજુ, દ્વિતીયકેન્દ્રથી દૂર | ઊલટું, ખરૂં, અને મોટું |
| ૫. ,, '૪ | કેન્દ્ર ઉપર | ,, અતિ દૂર | અનિશ્ચિત |
| ૬ ,, '૫' | કેન્દ્ર અને કાચની વચ્ચે | એજ બાજુ, વસ્તુથી દૂર | સુલટું આભાસિત અને મોટુ |

**ઉપરના પ્રતિબિંબના આકાર, કદ અને સ્થળ વગેરેની તારવણી નીચેના પ્રયોગથી થઇ શકશે.**

પ્રયોગ (૧) : એક બહિર્ગોળ કાચને સૂર્યના પ્રકાશમાં ધરો. બીજી બાજુ એક સફેદ કાગળ રાખી ધીમે ધીમે આમ તેમ ખસેડી એવી જગ્યાએ રાખો કે, જ્યાં તેની ઉપર સૂર્યનું સ્પષ્ટ પ્રતિબિંબ પડે. ત્યાં લાંબો વખત કાગળ રાખવાથી કાગળ બળતો જણાશે. કાચથી કાગળનું અંતર માપો. એ કાચની કેન્દ્રલંબાઇ (focus) બતાવે છે, એજ પ્રમાણે ઓરડામાં જઇ દૂરની એકાદ પ્રકાશિત વસ્તુનું સ્પષ્ટ પ્રતિબિંબ એક કાગળ ઉપર પાડો. પ્રતિબિંબનો આકાર, કદ અને સ્થળ નિયત કરો. ઉપરના કોઠામાં (૨) માં બતાવ્યા મુજબની નોંધની સાથે તમારાં અવલોકન સરખાવો.

(૨):—એક સળગતી મીણબત્તિને બહિર્ગોળ કાચની એક બાજુએ રાખો અને બીજી બાજુએ એક સફેદ કાગળને એટલાં અંતરે રાખો કે જેથી તેના ઉપર મીણબત્તિની જ્યોતનું સ્પષ્ટ પ્રતિબિંબ પડે. મીણબત્તિનું કાચથી અંતર અનુક્રમે નીચે પ્રમાણે રાખો. કેન્દ્રલંબાઇથી ત્રણગણા અંતરે, દ્વિતિયકેન્દ્ર અને કેન્દ્રની વચ્ચે કેન્દ્ર ઉપર, અને કેન્દ્ર અને કાચની વચ્ચે. દરેક વખતે મીણબત્તિનું અને પ્રતિબિંબનું કાચથી અંતર નોંધો અને પ્રતિબિંબના પ્રકાર, સ્થળ અને કદની નોંધ કરો. છેલ્લી વખતે કાગળના પડદા ઉપર પ્રતિબિંબ પડે છે કે ? તમારાં અવલોકન ઉપરના કોઠાની નોંધ (૨), (૩), (૪), (૫) અને (૬) સાથે સરખાવો.

જો મીણબત્તિનું કાચથી અંતર अ હોય, व પ્રતિબિંબનું અંતર હોય અને क કેન્દ્ર લંબાઇ હોય તો તમારાં અવલોકન નીચે પ્રમાણે નોંધી ગણતરી કરો.

| अ | व | १/(−ब) − १/अ | १/(−क) |
|---|---|---|---|
| | | | |

ઉપરના કોઠાના ત્રીજા અને ચોથા ખાનાની ગણતરીના પરિણામો સરખાં આવે છે. अ અંતરને સવ્ય (positive) લેવામાં આવે છે, અને ब અને क કાચથી વસ્તુની સામી બાજુએ હોવાથી અપસવ્ય સંજ્ઞા (negative sign) સાથે મૂકેલાં છે. માત્ર વસ્તુ જ્યારે કેન્દ્ર અને કાચની વચ્ચે હોય ત્યારેજ ब ને સવ્ય લેવું પડે છે, કારણ કે પ્રતિબિંબ તેજ બાજુએ હોય છે.

**૬. બહિર્ગોળ કાચમાં વસ્તુ અને પ્રતિબિંબના અંતરનો નિયમ**

જેમ આરસા માટે વસ્તુનું અંતર (अ), પ્રતિબિંબનું અંતર (ब) અને કેન્દ્રલંબાઈનો (क) સંબંધ એક નિયમ વડે દર્શાવવામાં આવે છે, તેમ વક્રકાચ (lens) માં પણ તેવોજ નિયમ લાગુ પડે છે. એ નિયમ અંતર્ગોળ અને બહિર્ગોળ કાચ બન્નેને લાગુ પડે છે.

$$\frac{૧}{ब} - \frac{૧}{अ} = \frac{૧}{क}$$

જેમાં अ = કાચના મધ્યથી વસ્તુનું અંતર
ब = ,, ,, પ્રતિબિંબનું અંતર
क = ,, ,, કેન્દ્રલંબાઈ

આમાં પણ જ્યારે अ, ब અથવા क ના મૂલ્ય મૂકી ગણતરી કરવી હોય ત્યારે સંજ્ઞા (sign)ને ધ્યાનમાં લેવી પડે છે. વસ્તુનું અંતર હમેશાં (+) છે અને કાચથી વસ્તુ તરફનાં બધાં અંતર (+) આવશે જ્યારે બીજી બાજુના અંતર (−) થશે. બહિર્ગોળ કાચમાં क અપસવ્ય (−) (negative) છે, અને ब પણ (−) (negative) છે, માત્ર જ્યારે $अ < क$ હોય ત્યારે જ ब (+) (positive) છે.

**૭. અંતર્ગોળ કાચ ( લેન્સ ) Concave lens**

અંતર્ગોળ કાચ વચમાં પાતળો હોય છે અને કોર ઉપર જાડો હોય છે. ટૂંકી દૃષ્ટિવાળા માણસોને ચશ્માંમાં એ કાચ વાપરવો પડે છે. અંતર્ગોળ કાચને પણ નાના નાના ત્રિપાર્શ્વ કાચથી બનેલો હોય એમ આપણે ધારી શકીએ છીએ. એની ઉપર સમાન્તર કિરણો પડે તે બીજી બાજુએ

આકૃતિ ૧૯૨



અંતર્ગોળ કાચ (concave lens)

આકૃતિ ૧૯૩




આકૃતિ ૧૯૪




બહાર નીકળી ત્રિપાર્શ્વના પાયા તરફ વળે છે; એટલે બધાં કિરણો એકમેકથી દૂર જાય છે અને તેથી સાચું પ્રતિબિંબ રચાતું નથી આકૃતિ (૧૯૩). આપણે એ દિશામાં જોઇએ તો એ કિરણો કાચની સામી બાજુએ (क) બિન્દુમાંથી આવતાં હોય તેમ લાગે છે. આથી क એ કાચનું કેન્દ્ર (focus) કહેવાય છે. હમેશાં આ કાચ વડે આભાસિત, સુલટું અને નાનું પ્રતિબિંબ જે બાજુએ વસ્તુ મૂકી હોય તે બાજુએ જ રચાય છે. એટલે अ, ब અને क ત્રણે સળ્ય છે. આકૃતિ (૧૯૪)માં વસ્તુની ટોચમાંથી यअ કિરણ ધરીની સમાન્તર જાય છે; એ अत' દિશામાં જાય છે અને એને પાછળ લંબાવીએ તો क માંથી પસાર થાય છે; यम કિરણ કાચના મધ્યમાંથી સીધું પસાર થાય છે. અને यय'

દિશામાં જાય છે. એ બન્ને કિરણુ ત આગળ છેદતાં હોય તેમ લાગે છે. એટલે ચર વસ્તુનું પ્રતિબિંબ તથ આગળ રચાયેલું હોય તેમ ભાસે છે. તે હમેશાં વસ્તુના કરતાં નાનું, વસ્તુના અંતર કરતાં નજીક, આભાસિત, સુલટું અને વસ્તુ જે બાજુએ હોય તેજ બાજુએ હોય છે.

આવા કારણુને લીધે અંતર્ગોળ કાચમાંથી જોઇએ તો દરેક વસ્તુ નાનીજ લાગે છે.

૮. બહિર્ગોળ અને અંતર્ગોળ કાચ કેમ પારખવો ?

તમને બે કાચ આપ્યા હોય અને તેમાંથી બહિર્ગોળ અને અંતર્ગોળ કયો એ પારખવું હોય તો ત્રણુ રીતે પારખી શકાય છે. (૧) હાથ વડે જોતાં વચ્ચેનો ભાગ ઉપસેલો જણાય તો તે કાચ (lens) બહિર્ગોળ (convex) છે અને પાતળો હોય તો અંતર્ગોળ (concave) છે, એમ જાણી શકાય છે; (૨) પરંતુ ઘણીવાર એ ફેર લક્ષમાં આવે તેવડો હોતો નથી એટલે બન્ને કાચને આંખથી દૂર રાખી અંદરથી દૂરની વસ્તુ જોશો તો માલૂમ પડશે કે બહિર્ગોળ કાચમાંથી દૂરની વસ્તુનું પ્રતિબિંબ ઉલટું અને નાનું દેખાશે અને અંતર્ગોળ કાચમાંથી દૂરની વસ્તુની પ્રતિબિંબ નાનું પણ સુલટું દેખાય છે; (૩) જો બન્ને કાચની ઘણી નજીક એક વસ્તુ (કેન્દ્ર-લંબાઇ નજીક ) રાખીએ તો બહિર્ગોળ કાચમાંથી એ વસ્તુ મોટી અને સુલટી દેખાશે અને અંતર્ગોળમાંથી નાની અને સુલટી દેખાશે; અને (૪) બહિર્ગોળ કાચ વડે એક કાગળ ઉપર દૂરની વસ્તુનું પ્રતિબિંબ પાડી શકાશે પરંતુ અંતર્ગોળ કાચથી પ્રતિબિંબ પડશે નહિં.

૯. લેન્સ વડે પડતાં પ્રતિબિંબનું કદ

આકૃતિ (૧૯૦'૧' અને ૧૯૩) માં વસ્તુ અને પ્રતિબિંબનું કદ બતાવેલું છે. યરમ અને મતથ ત્રિકોણને સરખાવીએ તો તે બન્ને સમકોણ ત્રિકોણ છે એટલે

$$\frac{\text{य र}}{\text{त थ}} = \frac{\text{म र}}{\text{म थ}}$$

અથવા

$$\frac{\text{વસ્તુનું કદ}}{\text{પ્રતિબિંબનું કદ}} = \frac{\text{अ}}{\text{ब}} = \frac{\text{વસ્તુનું અંતર}}{\text{પ્રતિબિંબનું અંતર}}$$

૧૦. વિપુલદર્શક કાચ તરીકે બહિર્ગોળ કાચનો ઉપયોગ
Use of convex lens as a magnifying glass

બહિર્ગોળ કાચની આકૃતી (૧૯૦'૫') જોતાં આપણને માલૂમ પડે છે કે વસ્તુને કેન્દ્રથી નજીક લાવીએ ત્યારે પ્રતિબિંબ એજ બાજુએ વધારે અંતરે, વિપૂલ (મોટું) અને સુલટું દેખાય છે. આથી બહિર્ગોળ કાચનો વિપૂલદર્શક તરીકે ઉપયોગ થાય છે. ઘણું બારીક લખાણ વાંચવું હોય, હાથની બારીક રેખાઓ જોવી હોય અથના ઘડિયાળના બારીક સ્ક્રૂ અને ચક્રને જોવા હોય અથવા સાધારણ ઝીણી વસ્તુને મોટા સ્વરૂપે જોવી હોય તો તે વસ્તુને બહિર્ગોળ કાચના કેન્દ્રથી નજીક લાવીને જોવાથી મોટી થયેલી દેખાશે.

ડૉકટરના થર્મોમિટરમાં બરાબર ઉપરથી જોતાં અંદરના પારાની દોરી (mercury thread)ની જાડાઇ વિપૂલ (magnified) થયેલી લાગે છે. થર્મોમીટરનો ઉપરનો કાચ બહિર્ગોળ કાચ (convex lens) જેવો છે અને પારો એની પાછળ એકદમ

નજીક એટલે કે કેન્દ્રથી પણ નજીક હોવાથી વિપૂલ થયેલો લાગે છે. આથી નળીમાંના પારાની બહુ પાતળી દોરી જાડી થયેલી દેખાય છે અને થર્મોમિટર ઉપર ટેમ્પરેચર સ્પષ્ટ રીતે વાંચી શકાય છે.

**૧૧. સ્ટિરિયોસ્કોપ (ઘનદર્શક) Stereoscope**

આપણે એકાદ વસ્તુને બન્ને આંખ વડે જોઇએ છીએ ત્યારે બન્ને આંખમાં પડતાં પ્રતિબિંબમાં સહેજ ફેર હોય છે, કારણ કે બન્ને આંખો એક જ વસ્તુને સહેજ જુદા કોણમાંથી જુએ છે. આ રીતે બે જુદા ખૂણાથી ઉત્પન્ન થયેલાં પ્રતિબિંબને લીધે આપણે વસ્તુને તેની ખરેખરી ઘન અવસ્થામાં જોઈ શકીએ છીએ. એક વસ્તુનો ફોટો લઇએ અને તેને જોઇએ તો એ ઘન અવસ્થામાં દેખાય છે તેવો દેખાતો નથી, કારણ કે એ ફોટો એક જ દિશામાંથી લીધેલો હોય છે. ધારો કે એક કૅમેરા વડે એક વસ્તુના બે જુદા કોણ-

આકૃતિ ૧૯૫




આકૃતિ ૧૯૬



સ્ટિરિયોસ્કોપ

માંથી ચિત્ર લીધાં હોય તો આ બન્નેના દેખાવમાં પણ સહેજ ફેર પડશે. હવે એ બે ચિત્રોને આપણુ એકી સાથે બન્ને આંખ વડે જોઇએ તો વસ્તુના ચિત્રનો દેખાવ સાદો સપાટ ન લાગતાં ઘન લાગશે. બન્ને ચિત્રોને એવી રીતે મૂકવાં જોઇએ કે તેથી આપણુ એકજ વસ્તુને જોતા હોઇએ તેમ લાગે. આમ કરવા માટે આકૃતિ (૧૯૫) માં બતાવ્યા મુજબ अ અને ब ચિત્ર મૂકેલાં છે; એને બન્ને આંખથી સીધાં ન જોતાં म અને म' જેવાં ત્રિપાર્શ્વ કાચ વડે જોવામાં આવે છે. આથી अ ચિત્રમાંથી નીકળતાં કિરણો વક્રીભુત થઇને જાણે क માંથી આવતાં હોય તેમ લાગે છે અને ब માંથી નીકળતાં કિરણો પણ क માંથી આવતાં હોય તેમ લાગે છે. આ રીતે બન્ને આંખો જાણે એક જ જગ્યાએ જોતી હોય એવો ભાસ થાય છે અને બન્ને ચીત્રો જુદા દૃષ્ટિકોણથી લીધેલાં હોવાથી પ્રતિબિંબ ઘન અવસ્થામાં દેખાય છે. ખરેખરૂં સ્ટિરિઓસ્કોપ આકૃતિ (૧૯૬) માં બતાવ્યું છે.

**૧૨. રંગપટ Spectrum**

એકાદ પાતળી ચીજને ત્રિપાર્શ્વ કાચમાંથી જોઇએ તો માલૂમ પડશે કે અંદરથી દેખાતું પ્રતિબિંબ અનેકરંગી હોય છે. એવી જ જાતના રંગો મેઘધનુષમાં પણ દેખાય છે. એક સાદા પણ ઐતિહાસિક પ્રયોગ વડે સર આઇઝેક ન્યુટને પ્રથમ બતાવ્યું હતું કે સફેદ પ્રકાશ એ સાત જુદા જુદા રંગના પ્રકારનું મિશ્રણ છે. એ પ્રયોગ સાદી રીતે નીચે પ્રમાણે થઇ શકે છે.

એક અંધારા ઓરડાની દીવાલમાંની એક નાની ફાટમાંથી પ્રકાશનું પાતળું કિરણ દાખલ કરો અને પ્રકાશને એક ત્રિપાર્શ્વ

આકૃતિ ૧૯૭.




કાચમાંથી આકૃતિમાં (૧૯૭) બતાવ્યા પ્રમાણે પસાર કરી સામેની દીવાલ ઉપર પડવા દો. સફેદ પ્રકાશનું કિરણુ સાત રંગમાં વહેંચાઇ જશે. એક છેડે રાતો અને બીજે છેડે જાંબલી પ્રકાશ પડે છે. રાતો પ્રકાશ ઓછો વક્રીભૂત થાય છે અને જાંબલી વધુ વક્રીભૂત થશે. એ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે સફેદ પ્રકાશ સાત રંગનો બનેલો હોય છે. આટલાથી સંતોષ ન પામતાં સાત રંગને પાછા ભેગા કરવાથી સફેદ પ્રકાશ ઉત્પન્ન થાય છે એ ન્યુટને પૂરવાર કર્યું છે.

આકૃતિ ૧૯૮



ન્યુટનનું ચક્ર

એક ગોળ જાડા કાગળનું કપાટિયું લઇને તેના ઉપર પ્રમાણુસરનાં સાત જુદા-જુદા રંગના કાગળ ચોઢી ઝડપથી ગોળ ફેરવશો તો માલૂમ પડશે કે એ કપાટિયું ઝાંખા સફેદ રંગનું દેખાય છે (આકૃતિ ૧૯૮). આ જાતના સાત રંગવાળાં કપાટિયાંના ચક્રને ન્યુટનનું ચક્ર (Newtons disc) કહેવામાં આવે છે. ઉપરની આકૃતિ.(૧૯૬) માં બતાવ્યાં પ્રમાણે એક પ્રકાશના કિરણુને સાત રંગમાં વહેંચી દેવાથી જે પ્રકાશનો પટ ઉત્પન્ન થાય છે તેને રંગપટ (spectrum)

કહેવામાં આવે છે. રંગપટ ઉત્પન્ન થવાનું કારણ એ કે દરેક રંગના કિરણો એક સરખાં વક્રીભૂત (refr+ct) થતાં નથી. રાતાં કિરણ ઓછાં વક્રીભૂત થાય છે અને જાંબલી વિશેષ વક્રીભૂત થાય છે. એ સાત રંગો અનુક્રમે નીચે પ્રમાણે છે:—

રાતો, નારંગી, પીળો, લીલો, ભૂરો, નીલો અને જાંબલી (red, orange, yellow, green, blue, indigo, and violet)

**૧૩. મેઘધનુષ્ય Rainbow** આકાશમાં સાંઝે અથવા સવારે સૂર્યની સામી બાજુએ વાદળાં હોય અને તેમના ઉપર સૂર્યનાં કિરણો પડે તો ઘણે ભાગે મેઘધનુષ્ય જોવાનું મળે છે. એનું કારણ પણ સફેદ પ્રકાશનાં કિરણ જુદા જુદા કોણમાં વક્રીભૂત થાય તે જ છે. મેઘધનુષ્ય જોવા માટે આપણે સૂર્ય તરફ પીઠ કરીને ઉભા રહેવું પડે છે. વાદળામાં પાણીના સાધારણ મોટાં બિંદુ બંધાય, ત્યારે જ પ્રકાશના કિરણોનું વક્રીભવન થઇ શકે છે. આમ પાણીના બિંદુમાંથી વક્રીભૂત થયેલું સફેદ કિરણ સાત રંગમાં વહેંચાઇ જુદી જુદી દિશામાં જાય છે. આથી એક દિશામાં આવેલાં બિંદુમાંથી એક જ જાતનો રંગ દેખાશે અને એ બિંદુથી નીચે અથવા ઉપરના બિંદુમાંથી જુદા રંગનો પ્રકાશ આવશે.

આકૃતિ ૧૯૯




ધારો કે य અને र જેવાં પ્રકાશનાં કિરણો સૂર્યમાંથી આવીને अ અને ब ની વચ્ચેના બિંદુઓ ઉપર પડે છે આકૃતિ (૧૯૯). अ બિંદુ ઉપર પડતું

કિરણ તેમાં અંદર દાખલ થઇ સાત રંગમાં વિભક્ત થાય છે અને સામી બાજુએ જતાં તેનું પરાવર્તન થાય છે. એ પરાવર્ત થયેલાં કિરણો નીચેના ભાગમાંથી ફરીથી વક્રીભૂત થઇને નીકળે છે. જાંબલી કિરણ ઊંચે વક્રીભૂત થાય છે અને રાતું કિરણ નીચે આવે છે. એ બન્ને કિરણ વચ્ચે બીજાં કિરણો હોય છે. ब બિંદુમાં પણ એ જ પ્રમાણે પ્રકાશ સાત રંગમાં વિભક્ત થઇને નીકળે છે. ज માંથી નીકળતું રાતું કિરણ અને ब માંથી નીકળતું જાબંલી કિરણ म આગળ એક માણસની આંખમાં દાખલ થાય છે. अ અને ब ની વચ્ચેના બિંદુમાંથી નીકળતાં કિરણોમાંથી જુદાં જુદાં કિરણો રંગપટના અનુક્રમમાં માણસની આંખમાં પડે છે. આથી આખા રંગ-પટના જેવું દૃશ્ય લાગે છે. માણસની આંખ (horizon) થી એકસરખા ખૂણે આવેલાં બિંદુઓ પણ એ જ પ્રમાણે પ્રકાશના કિરણોને વક્રીભુત કરે છે અને વર્તુલાકાર (ધનુષ્યાકાર) રંગપટ દેખાય છે. કેટલીકવાર એકને બદલે બેવડું મેઘધનુષ્ય દેખાય છે. તેનું કારણ એ હોય છે કે વધુ ઊંચાઇના બિંદુમાં સૂર્યના કિરણો બિંદુના નીચેના ભાગમાંથી દાખલ થાય છે. અને અંદર બે વખત પરાવર્ત (reflect) થઇને પછી પાછાં વક્રીભૂત થઇને ઉપરથી બહાર નીકળે છે. આમ બે વખત પરાવર્તન થવાથી પ્રકાશના રંગનો ક્રમ ઉલટો થઇ જાય છે અને એ ઉપલા મેઘધનુષ્યમાં રાતો પ્રકાશ નીચે દેખાય છે અને જાંબલી પ્રકાશ ઊંચે દેખાય છે.

**૧૪. વસ્તુના રંગ** સૃષ્ટિમાં નજરે પડતી જુદી જુદી વસ્તુના રંગ જુદા જુદા હોય છે. એ સર્વ રંગો ઉપરના રંગપટમાંના સાત રંગના મિશ્રણથી ઉત્પન્ન

થઇ શકે છે. આમ છતાં આપણે જાણીએ છીએ કે જુદા જુદા પ્રકાશમાં એક વસ્તુનો રંગ તેનો તેજ રહેતો નથી. સૂર્યના પ્રકાશમાં દરેક રંગો હોવાથી રાતી વસ્તુ રાતાં કિરણો પરાવર્ત કરે છે અને બીજાં કિરણો શોષી લે છે. અને લીલી વસ્તુ લીલાં કિરણો પરાવર્ત કરે છે અને બીજાં શોષી લે છે. કાળી વસ્તુ બધાં કિરણો શોષી લે છે અને સફેદ વસ્તુ બધાં કિરણો પરાવર્ત કરે છે. રાતી વસ્તુ રાતા પ્રકાશમાં રાતી દેખાય છે, પરંતુ બીજા પ્રકાશમાં ધરીએ તો કાળી દેખાય છે; કારણ કે તે બીજાં કિરણોને શોષી લે છે. આજ કારણથી વિજળીના દીવામાં અને બીજાં પ્રકાશમાં વસ્તુના રંગમાં ફેરફાર લાગે છે.

## સાર

૧. એક માધ્યમમાંથી બીજાં માધ્યમમાં પ્રકાશનું કિરણ ત્રાંસુ દાખલ થાય ત્યારે સપાટી આગળ તે તેના માર્ગની દિશા બદલે છે. એ ઘટનાને વક્રીભવન કહેવામાં આવે છે. આજ કારણથી પાણીમાં દાખલ કરેલી ત્રાંસી લાકડી સપાટી આગળ વળેલી લાગે છે અને પાણીમાં રહેલાં વાસણનું તળિયું ઊંચું આવેલું લાગે છે.

૨. બે સપાટી આગળ પ્રકાશના આપાતબિંદુ ઉપર લંબ દોરી આપાતકોણ અને વક્રીભૂતકોણ માપવાથી વક્રીભવનના નિયમો પૂરવાર થાય છે.

(૧) આપાતકિરણ, લંબ અને વક્રીભૂતકિરણ એકજ સપાટીમાં હોય છે, અને લંબની સામસામી બાજુએ હોય છે.

(૨) આપાતકિરણના સાઇનનો વક્રીભૂતકિરણની સાઇન જોડેનો ગુણોત્તર લઇએ તેને વક્રીભવન કહેવામાં આવે છે અને તે બે માધ્યમને માટે એકમૂલ્ય રહે છે.

(૩) ઓછાં ઘટ્ટ માધ્યમમાંથી એક કિરણ વધુ ઘટ્ટ માધ્યમમાં દાખલ થાય, ત્યારે તે કિરણ લંબ તરફ વળે છે; એથી ઊલટું હોય તો ઊલટું.

૩. ત્રિપાર્શ્વ કાચમાંથી કિરણ પસાર થાય તે પાયા તરફ વળે છે અને આપાતકિરણ અને નિગર્મન કિરણની વચ્ચેના ખૂણાને ચલનકોણ (angle of deviation) કહેવામાં આવે છે.

૪. બહિર્ગોળ કાચ (convex lens) વચ્ચેથી જાડો અને અણીએ પાતળો હોય છે. તેના વડે પ્રતિબિંબ કયાં ઉત્પન્ન થાય તે ફકરા ( ૫ ) ના કોષ્ટકમાં બનાવ્યું છે. એના વડે કિરણો કેન્દ્રાભિસારી (converging ) થાય છે.

અંતર્ગોળ કાચ (concave lens) વચ્ચેથી પાતળો અને અણીએ જાડો હોય છે. એના વડે કિરણો કેન્દ્રાપસારી (diverging) થાય છે.

વસ્તુનું અંતર (अ), પ્રતિબિંબનું અંતર (ब) અને કેન્દ્રલંબાઇ (क) હોય તો તેમનો સંબંધ નીચે પ્રમાણે છે.

$$\frac{१}{ब} - \frac{१}{अ} = \frac{१}{क}$$

એમાં મૂલ્ય મૂકી ગણતરી કરવી હોય ત્યારે ધ્યાનમાં રાખવું કે વસ્તુની સામી બાજુ અંતર લઇએ તે (–) અપસવ્ય છે. બહિર્ગોળ કાચમાં ब અને क ના મુલ્ય (–) હોય છે, માત્ર अ < क હોય ત્યારેજ ब (+) હોય છે. અંતર્ગોળ કાચમાં દરેક અંતર (+) છે.

૫. બહિર્ગોળ કાચના કેન્દ્રથી નજીક વસ્તુ રાખીને જોઇએ તો તે વિપૂલ થયેલી દેખાય છે. સ્ટિરિયોસ્કોપમાં બે જુદી દિશામાંથી લીધેલાં ચિત્રો હોય છે અને દરેક આંખે જોવાય છે. પરંતુ ત્રિપાર્શ્વ વડે બન્ને ચિત્ર એકજ હોય તેમ દેખાય છે; એટલે ચિત્ર ઘન દેખાય છે. સૂર્ય પીઠ પાછળ હોય અને

આકૃતિ (૨૪૧) માં બતાવેલા ગોળાને વિદ્યુતભાર આપવામાં આવે અને એક વિદ્યુતશોષક (proof plane) વડે જો એની સપાટી ઉપર જુદે જુદે સ્થળે અડકીને વિદ્યુતદર્શક વડે જોઇશું તો માલૂમ પડશે કે, જ્યારે વિદ્યુતશોષક અણીવાળા છેડા ઉપર અડકે છે, ત્યારે વિદ્યુતદર્શક ઘણો ભાર(charge) બતાવે છે.

કોઇપણ વિદ્યુતવાહકના અણીવાળા ભાગ ઉપર વિશેષ પ્રમાણમાં વિદ્યુતભાર રહે છે. એ વસ્તુની ખાતરી બીજો એક સુંદર પ્રયોગ કરવાથી મળશે. આકૃતિ (૨૪૨)માં બતાવેલા અણીવાળા આરાના ચક્રને એકાદ વિદ્યુતયંત્ર (electric machine) વડે ઘણો વિદ્યુતભાર આપવામાં આવે તો એ ચક્ર ફરવા લાગે છે; કારણ કે અણી ઉપર વિદ્યુતભાર ઘણો વધી જવાથી એ ભાર હવામાં વિભારિત (discharge) થાય છે અને ચક્રના આરાને પ્રત્યાઘાત (reaction) આપે છે.

આકૃતિ ૨૪૨



આ જાતના અણીવાળા વાહકમાંથી વિદ્યુતવિભાર થાય છે, એની ખાતરી આકૃતિ (૨૪૩) માં બતાવેલા પ્રયોગથી થશે. વિદ્યુતભારવાળા વાહકની અણીને એક મિણબત્તીની નજીક લાવવામાં આવે છે. એને પૂરતા પ્રમાણમાં વિદ્યુતભાર આપવામાં આવે તો અણીવાળા ભાગમાંથી એટલી ઝડપથી વિદ્યુત વિભારિત (discharge) થાય છે કે વિદ્યુત–પવન (electric-wind) ને પ્રવાહ શરૂ થાય છે અને ઘણીવાર મિણબત્તીને બુઝવી નાખે છે.

આકૃતિ ૨૪૩



**૭. વીજળી વાહકો**
**Lightning conductor**

જ્યારે ધન અને ઋણ વિદ્યુત-ભારને એકમેકની નજીક લાવવામાં આવે છે, ત્યારે બન્ને વચ્ચે તણખા પડીને વિદ્યુત વિભાર (electric discharge) થાય છે. પરંતુ બે અણીવાળા વિદ્યુતવાહકો લઇએ અને એકને ધન (positive) ભાર આપીએ અને બીજાને ઋણ (negative) ભાર આપીએ તો તે બન્નેની વચ્ચેની હવામાં થઇને પણ વિદ્યુત જલદી પસાર થઇ જાય છે. આવાજ કારણથી હવામાં ઉત્પન્ન થતી વીજળીથી મોટા મકાનનું રક્ષણ કરવા માટે તેને ઉપલે છેડે અણીવાળા વિજળી વાહકો (lightning conductors) રાખવામાં આવે છે. એ અણીવાળા છેડામાંથી હવામાનમાં વિદ્યુત સહેલાઇથી વિભારિત (discharge) થાય છે. એ વિજળીવાહક (lightning conductor) માંથી કેવી રીતે વિદ્યુત વિભાર થાય છે તે પાછળથી જોઇશું. હવામાં જે વિદ્યુતનો પ્રકાશ દેખાય છે, તે માત્ર ધન અને ઋણ (positive and negative) વિદ્યુતભારનો વિભાર (discharge) થવાથી જે હવા ગરમ થાય છે તેના વડે ઉત્પન્ન થાય છે.

પહેલવહેલાં બેન્જામિન ફ્રાંકલિને પતંગ ઉડાવી હવામાનની વિદ્યુતને પતંગની ભીની દોરી વાટે નીચે ઊતારી. દોરીની નીચે લટકતી એક ચાવીમાંથી તેણે વિદ્યુત-તણખા (sparking) થતા બતાવ્યા અને તે ઊપરથી તેણે પૂરવાર કર્યું કે વાતાવરણમાં પણ ધન અને ઋણ એવી બે જાતની વિદ્યુત ઉત્પન્ન થાય છે અને એ બન્નેની વચ્ચે મોટો વિદ્યુત-વિભાર થવાથી વીજળી (lightning) ઉત્પન્ન થાય છે. વળી

તેણે જ પ્રથમ વીજળીના ભયમાંથી ઊંચા મકાનને બચાવવાના વીજળી વાહકો શોધ્યા હતા. જ્યાં વિદ્યુતવિભાર થાય ત્યાંની હવા એકાએક ગરમ થવાથી વિસ્તૃત થાય છે, અને એથી વીજળી પડે, ત્યારે ઘણુંખરૂં મોટા કડાકા થાય છે. પર્વતની ટેકરીઓમાંથી અને ઉપરના હવામાનના પાતળા થરમાંથી અવાજનું પરાવર્તન (reflection) થવાને લીધે લાંબો વખત ગડગડાટવાળા અવાજ ( rolling noise ) ઉત્પન્ન થાય છે.

**૮. વિદ્યુત ઉપપાદન**
**Electric induction**

જેવી રીતે ચુંબકત્વનું ઉપપાદન થાય છે, તેવીજ રીતે વિદ્યુતનું પણ ઉપપાદન ઉત્પન્ન થઈ શકે છે.

પ્રયોગઃ-એક વિદ્યતદર્શકની નજીક એબોનાઇટનો ઊન ઉપરનો ઘસેલો સળિયો લાવો. વિદ્યુતદર્શકની નજીક સળિયો આવે છે એટલે નીચેના વરખના પાના આકૃતિ (૨૪૪) માં બતાવ્યા મુજબ છૂટાં પડે છે તેની નોંધ કરો.

સળિયાને નજીક રાખી ઉપરની તકતીને તમારી આંગળી વડે અડકો. વરખના પાના એકમેકની નજીક આવે છે. હવે સળિયાને દૂર લઇ જાઓ. વરખના પાના પાછાં છૂટાં પડે છે.

હવે એ વિદ્યુતદર્શકની નજીક એક રેશમ ઉપર ઘસેલો કાચનો સળિયો લાવો. વરખના પાના છૂટાં પડે છે કે નજીક આવે છે? વરખના પાના ઉપર કયી જાતની વિદ્યત ઉત્પન્ન થાય છે.

ઉપરના પ્રયોગ વડે વિદ્યુતદર્શકમાં વિદ્યુત ઉપાદન કેવી રીતે થાય તે બતાવેલું છે. ઍબોનાઇટના ઋણભારવાહી (negatively charged) સળિયાને વિદ્યુતદર્શકની નજીક લાવીએ એટલે ધાતુના દરેક ભાગમાંથી સળિયા ઉપરના ઋણભારના જેટલો જ ધનભાર આકર્ષાઇને ઉપરની તાવીમાં આવે છે, અને વિદ્યુતદર્શકના

આકૃતિ ૨૪૪



વરખ ઉપર ઋણુભાર ચાલ્યો જાય છે. આમ કોઈ પણ વિદ્યુતવાહકની નજીક ઋણુભાર લાવવામાં આવે, તો તેના નજીકના છેડામાં ધનભાર ખેંચાઈ આવે છે અને દૂરના છેડામાં ઋણુભાર રહે છે. આ રીતે ધન અને ઋણુ ભાર (positive and negative charge) છૂટા પડે તેને વિદ્યુત ઉપપાદન (electric induction) કહેવામાં આવે છે.

હવે ધારો કે આકૃતિ (૨૪૪) માં બતાવેલા વિદ્યુતદર્શકની નજીકથી ઍબોનાઇટનો સળિયો દૂર લઇ જઇએ તો વિદ્યુતદર્શકનો ધન અને ઋણુ ભાર એકમેકને શિથિલ (neutralise) કરે છે.

જ્યારે ઍબોનાઇટનો સળિયો નજીક હોય ત્યારે દર્શકની ઉપરની તાવીને એજ સ્થિતિમાં આપણી આંગળી વડે અડકીએ તો માલૂમ પડશે કે એમાંથી સોનાના વરખ ઉપર રહેલો ઋણુ ભાર જતો રહે છે અને બન્ને વરખના પાન એકમેકની નજીક આવે છે. સોનાના વરખ ઉપર આવેલો ભાર બને તેટલો દૂર જવાનો પ્રયત્ન કરે છે. એનું કારણુ એ છે કે આપણા શરીર વાટે વરખ ઉપરનો ઋણુ ભાર (negative charge) જમીન તરફ ચાલ્યો જાય છે એથી વિદ્યુતદર્શકના વરખના પાનને શિથિલ બનાવે છે અને તેથી વરખનાં પાન પાછાં નજીક આવે છે. હવે જો આપણી આંગળી ખસેડી લઇએ તો વિદ્યુતદર્શક ઉપર માત્ર ધનભાર (positive charge) જ રહી જશે અને ઍબોનાઇટના સળિયાને દૂર લઈ જતાં એ

**૯. ઉપપાદનથી વસ્તુને વિદ્યુતભારી કેમ બનાવવી**
**How to electrify a body by induction**

ધનભાર વિદ્યુતદર્શકના આખા ધાતુના સળિયા અને વરખ ઉપર પ્રસરી જાય છે. આથી જે વરખના પાન નજીક આવ્યાં હતાં તે પાછાં દૂર જાય છે.

આ ઉપરથી સમજાશે કે વિદ્યુતદર્શક નજીક કોઇપણ વિદ્યુતભારવાહી વસ્તુ લાવવાથી વરખનાં પાન દૂર જાય છે, તેનું કારણ વિદ્યુત ઉપપાદનનું છે.

ઉપર બતાવ્યા પ્રમાણે ઍબોનાઇટના સળિયાને બદલે જો કાચના ધનભારવાહી સળિયો વિદ્યુતદર્શક નજીક લાવવામાં આવે તો વિદ્યુતદર્શકના સળિયાનો ઋણભાર તાવી ઉપર આવશે અને વરખના બન્ને પાન ઉપર ધનભાર રહેશે. હવે જો તેને આપણા હાથ વડે અડકીએ તો ધનભાર જમીનમાં ચાલ્યો જશે અને વરખના પાન નજીક આવશે. જો હાથ ખસેડી લીધા પછી કાચને દૂર લઇ જઇએ તો વિદ્યુતદર્શક ઉપર માત્ર ઋણ-ભાર (negative charge) રહે છે અને તે સઘળે પ્રસરવાથી વરખના પાન ઉપર ઋણભાર જાય છે અને વળી પાછાં બન્ને વરખના પાન છૂટાં પડે છે.

ગરની ગોળી, કાગળ અને સુકા દોરા વિદ્યુતભારવાહી વસ્તુથી આકર્ષાય છે, તેનું કારણ પણ વિદ્યુત ઉપપાદનનુંજ છે.

વિજળીવાહક (lightning conductors) પણ આવીજ રીતે કાર્ય કરે છે. જ્યારે વાદળનો પ્રચંડ વિદ્યુતભાર મકાનની નજીક આવે છે, ત્યારે વિજળી વાહકના ઉપલા છેડા ઉપર વિરૂધ્ધ પ્રકારનો ભાર ઉપપાદિત થાય છે અને એ વાહક અણીવાળો હોવાથી ઘણી ઝડપે તેના ભારનો વિભાર થાય છે. એ વિદ્યુત વિભારથી વાદળની વિદ્યુત શિથિલ થાય છે.

**૧૦. ઇલેક્ટ્રોફોરસ અને વિહમશર્ટ્સ યંત્ર Electrophorus and Whimshurt's machine**

કાચના સળિયા ઉપર ઘર્ષણથી જે વિદ્યુત ઉત્પન્ન થાય છે, તે પ્રમાણમાં બહુ થોડી હોય છે. મોટા પ્રમાણમાં વિદ્યુત ઉત્પન્ન કરવા બીજા પ્રકારના યંત્રોની મદદ લેવી પડે છે.

આકૃતિ ૨૫૪



ઇલક્ટ્રોફોરસ

આકૃતિ (૨૪૫) માં બતાવેલા યંત્રને ઇલેક્ટ્રોફોરસ કહેવામાં આવે છે. એના વડે એકજ વાર ઘર્ષણ કરી ઘણા જથ્થામાં વિદ્યુત મેળવી શકાય છે. ઉપરની તાવી (plate) ધાતુની છે અને તેને ઊંચકવા માટે કાચનો હાથો રાખેલો છે. નીચેની તાવી એબોનાઇટ અથવા લાખની બનાવેલી છે. એ નીચેની તાવીને ઊનના કપડાંથી ઘસવાથી તાવી ઉપર ઋણ (negative) ભાર ઉત્પન્ન થાય છે. ત્યાર પછી ધાતુની તાવી એના ઉપર મૂકવામાં આવે છે. બન્ને તાવીની વચ્ચે બે ત્રણ ટેકા રાખવાથી તેમનો એક બીજા સાથે સંપૂર્ણ સંગમ થતો નથી. આથી ધાતુની તાવીની ઉપર વિદ્યુત ઉપપાદન (induce) થાય છે. તળિયામાં ધન (positive) વિદ્યુત ઉપપાદન થાય છે અને ઉપલી સપાટીમાં ઋણ વિદ્યુત ઉપપાદન થાય છે. એ પ્લેટને આંગળી વડે અડકવાથી ઋણ વિદ્યુત ચાલી જાય છે અને ધાતુની તાવી ઉપર ધન વિદ્યુત રહી જાય છે. આ તાવી વિદ્યુતભારવાહી બનેલી હોવાથી તેના વડે બીજી કોઇ વસ્તુને

વિદ્યુત ભાર આપી શકાય છે. ધાતુની તાવીને લાખની તાવી ઉપર ફરીથી મૂકી વળી પાછું વિદ્યુત ઉપપાદન થઇ શકે છે. આમ એકવાર ઘર્ષણ કર્યા પછી લાંબો વખત સુધી વિદ્યુતભાર ઉપપાદિત થઇ શકતો હોવાથી એ સાધનને (ઇલેક્ટ્રોફોરસ) વિદ્યુતયંત્ર કહેવામાં છે.

વ્હિમશર્ટનું યંત્ર પણ ઘર્ષણથી કામ કરે છે. તેમાં બે કાચની તાવી એકમેકથી ઉલટી ફરે એમ રાખેલી છે. એ બન્ને તાવી ઉપર બહારની બાજુની કોરને આંતરે આંતરે ધાતુના ટુકડા (knob) જડેલા છે. એ ટુકડા સાથે ઘર્ષણ થાય તેવાં બે બ્રશ (brush) કાટખૂણે રાખેલાં છે. આ ઘર્ષણથી તાવીના ધાતુના ટુકડા ઉપર વિદ્યુત ઉત્પન્ન થાય છે અને તેમાંનો ધન (positive) ભાર એક બાજુએ રાખેલાં સંચાર બ્રસ (collecting brush) ઉપર ભેગો થાય છે, જ્યારે બીજી બાજુએ ઋણ (negative) ભાર ભેગો થાય છે.

**૧૧. સંચારક Condensers** આગળ જોયું તેમ વિદ્યુતવાહક અણીવાળો હોય તો તેમાં વધારે વિદ્યુતભાર રહી શકતો નથી; પરંતુ હવામાં વિભાર (discharge) થાય છે. એ જ પ્રમાણે દરેક વાહક ઉપર અમુક હદ સુધીમાં જ વિદ્યુતભાર (charge) આપી શકાય છે, અને વધારે ભાર આપતાં તે હવામાં ચાલ્યો જાય છે. પરંતુ જો એક ધનભારવાળા વાહક અને બીજો ઋણભારવાળા વાહકને એકમેકની નજીક રાખવામાં આવે, તો અરસપરસના આકર્ષણને લીધે તે બન્ને ઉપર ઘણો ભાર (charge) આપી શકાય. છે.

આ ઘટનાને વિદ્યુત સંચારક (electric condensers) એટલે કે વધારે પ્રમાણમાં વિદ્યુત સંગ્રહી રાખવાના સાધન તૈયાર કરવામાં ઉપયોગમાં લેવાય છે.

આકૃતિ ૨૪૬



આકૃતિ (૨૪૬) માં વચ્ચે એક કાચનું જામ क બતાવેલું છે. એની અંદર બરાબર આવી રહે તેવો ધાતુનો ડબ્બો (ब) બાજુમાં બતાવેલો છે. એ ડબ્બાને જામમાં મૂકીને વિદ્યુતભાર આપવામાં આવે છે. હવે એ કાચના જામ क ને જમણી બાજુના ધાતુના જામ (अ) માં મૂકવામાં આવે છે. આથી એ ધાતુના જામ ઉપર વિદ્યુત ઉપપાદન (induce) થાય છે. જો અંદરના ડબ્બા (ब) ઉપર ધન ભાર હોય તો બહારના જામ (अ) ના અંદરના ભાગમાં ઋણભાર અને બહારના ભાગમાં ધનભાર ઉપપાદન થાય છે. પરંતુ જો બહારના જામનું જમીન સાથે સંધાણ કરીએ તો તેના ઉપરનો ધનભાર ચાલ્યો જાય છે. હવે અંદરના ડબ્બા ઉપર ધનભાર રહેલો છે અને બહારના ડબ્બા ઉપર તેટલોજ ઋણભાર રહેલો છે. આથી એ ડબાને વધુ વિદ્યુત ભાર આપી શકાય છે; કારણ કે બન્ને વિરૂદ્ધ ભારના આકર્ષણથી દરેકની ઉપરનો ભાર વધુ પડતો હોય તો પણ હવામાં વિભારિત થતો નથી. આ રીતે રચના કરી વધારે વિદ્યુતભાર સંચાર કરવાના સાધનને વિદ્યુતસંચારક (condenser) કહેવામાં આવે છે.

આકૃતિ ૨૪૭




આકૃતિ (૨૪૭) માં એવીજ જાતની એક વિદ્યુતસંચારક બરણી બતાવેલી છે તેને (layden jar) કહેવામાં આવે છે. એમાં ઘણો વિદ્યુત ભાર આપી એની અંદરના વિદ્યુતભારવાળા છેડા અને બહારના ધાતુના પડ (coating) ને द' द'' જેવા વિદ્યુતવાહક સળિયાથી જોડવામાં આવે તો મોટો વિદ્યુત–વિભાર ( electric discharge )

ભતો માલૂમ પડશે. એ બરણીને દ મારફતે ભાર અપાય છે, અને બહારની બાજુને જમીન સાથે જોડવામાં આવે છે.

## સાર

૧. કાચના સળિયાને રેશમ ઉપર ઘસવાથી તેના ઉપર ધન ( + ) વિદ્યુત ઉત્પન્ન થાય છે. અબનુસીના સળિયાને ઊન ઉપર ઘસવાથી તેના ઉપર ઋણ ( – ) વિદ્યુત ઉત્પન્ન થાય છે. એ બન્ને સળિયા નાના કાગળના ટુકડાને અથવા હલકા નાના પદાર્થને આકર્ષે છે.

૨. સજાતીય વિદ્યુતભાર એકમેકને આકર્ષે છે અને વિજાતીય વિદ્યુતભાર એકમેકને અપાકર્ષે છે.

૩. વિદ્યુતના ભારનું અસ્તિત્વ જાણવા વિદ્યુતદર્શક ઉપયોગમાં આવે છે. ગરની ગોળીને રેશમથી લટકાવવાથી ગરની ગોળીનો વિદ્યુતદર્શક તૈયાર થાય છે. એક કાચના સળિયાને છેડે બે સોનાના વરખ લગાડી તેને બરણીમાં મૂકવાથી સોનાના વરખનો વિદ્યુતદર્શક તૈયાર થાય છે. વિદ્યુતભારવાહી વસ્તુને નજીક લાવવામાં આવે તો તે વસ્તુ ગરની ગોળીને આકર્ષે છે, અને વિદ્યુત દર્શકના સોનાના વરખના પાનને છૂટાં પાડે છે.

૪. જે વસ્તુમાંથી વિદ્યુત ભાર પસાર થઈ જાય તેને વિદ્યુતવાહક (conductor) અને જેમાંથી વિદ્યુતભાર પસાર નથી થતો તેને વિદ્યુતરોધક (non-conductor) કહેવામાં આવે છે.

૫. અણીવાળી વસ્તુ ઉપર વિદ્યુતભાર સૌથી વિશેષ પ્રમાણમાં રહે છે અને તેથી તે જગાથી હવામાં એ ભાર વિભારિત (discharge) થાય છે. વીજળીવાહક સળિયામાંથી (lightning concuctor) પણ એ રીતે વિદ્યુતભારનો વિભાર થાય છે અને તેથી વાદળની વીજળીને શિથિલ બનાવે છે અને એ રીતે ઘરને રક્ષણ મળે છે.

૬. વિદ્યુતભારવાહી વસ્તુની નજીક એક વાહક ( conductor ) ને રાખવામાં આવે તો તેમાં વિદ્યત ઉપપાદન થાય છે અને તેને

અડકીએ તો આપણા શરીર વાટે (વિદ્યુતભારવાહી વસ્તુમાં છે તે પ્રકારનો) ભાર જમીનમાં ઊતરી જાય છે અને આ બીજી વસ્તુ ઉપર આપમેળે ઉપપાદિત (induced) ભાર પેદા થાય છે.

૭. વિદ્યુતસંચારક વડે એ વિજાતીય ભાર એકમેકના આકર્ષણથી રહે અને તેથી તેમાં ઘણો ભાર રહી શકે છે.

૮. ઇલકટ્રોફોરસ અને વ્હીમશર્ટ્સ મશીન વડે જોઇએ તેટલો ભાર ઉત્પન્ન કરી શકાય છે. ઇલેકટ્રોફોરસ ઉપપાદિત ભાર પેદા કરે છે અને વ્હીમશર્ટ્સ મશીનમાં ઘર્ષણથી પેદા થાય છે.



## પ્રકરણ ૨૪

# પ્રવાહવિદ્યુત (Current Electricity)

**૧. સાદો વિદ્યુત કોષ**
**Simple electric cell**

પ્રયોગઃ—એક કાચના પ્યાલામાં સલ્ફયુરિક ઍસિડ (ગંધકનો તેજાબ) લઇ અને તેમાં જસત અને તાંબાનાં બે કટકા મૂકી બન્નેને એક ચોરસ આકારમાં વાળેલા એક તાર વડે જોડીને તારના ચોકઠાંને ઉત્તરદક્ષિણ દિશામાં રાખો. એક લોહચુંબક સોયને અણીવાળા તાર ઉપર મૂકીને આકૃતિ (૨૪૮) બતાવ્યા મુજબ તે તારની મધ્યે ધરો. લોહચુંબક સોય વર્તન પામે (deflection) છે. કારણ શું?

આકૃતિ ૨૪૮




ઉપરના પ્રયોગ ઉપરથી માલૂમ પડે છે કે તારમાંથી વિદ્યુતપ્રવાહ પસાર થાય છે. એ વિદ્યુતપ્રવાહ લાંબો વખત સુધી ચાલુ રહે છે. વિદ્યુતપ્રવાહની ખાતરી લોહચુંબકની સોયના વર્તનથી થાય છે. પ્રવાહ બંધ કરીએ તો લોહચુંબક સોય પાછી ઉત્તરદક્ષિણ દિશામાં આવી રહે છે.

આ રીતે પ્રવાહ ઉત્પન્ન કરવાની શોધ પ્રથમ ઇટલીના બોલોના યુનિવર્સિટીના ગાલ્વેની નામના વૈજ્ઞાનિકે ૧૮૦૦ ની સાલમાં કરી હતી. એ રીતે બે ધાતુની પ્લેટ રાખી વિદ્યુતપ્રવાહ ઉત્પન્ન કરવાના સાધનને સાદો વિદ્યુતકોષ (simple electric cell, voltaic cell or galvanic cell) કહેવામાં આવે છે.

જેમ પાણી હંમેશાં ઊંચી જગ્યાએથી ( એટલે કે વધુ દબાણવાળી જગ્યાથી) નીચી જગ્યાએ (ઓછી દબાણવાળી જગ્યાએ) વહે છે, તેમ વિદ્યુતનો ભાર (charge) પણ વધુ વિદ્યુત દબાણવાળી વસ્તુમાંથી ઓછાં વિદ્યુત દબાણવાળી વસ્તુ તરફ જાય છે.

બે અલગ કરેલા (insulated) તાંબાના ગોળા લઇને તેમાંના એકને વધુ વિદ્યુતભાર આપીએ અને બીજાને ઓછો વિદ્યુતભાર આપીએ અને પછીથી બન્નેને એક તાર વડે જોડીએ તો તે તારમાંથી જરા વાર વિદ્યુતપ્રવાહ પસાર થાય છે. જે ગોળાને વધુ ભાર આપીએ તેમાંથી વિદ્યુતપ્રવાહ ઉત્પન્ન થવાને કોઇપણ પ્રકારનું વિદ્યુતદબાણ અથવા વિદ્યુતચાલકબળ ( electromotive force ) હોવું જોઇએ. એવું માલૂમ પડયું છે કે ઉપર દર્શાવેલી કોષ ( cell ) ની એક પ્લેટનું વિદ્યુતદબાણ વધુ છે અને બીજીનું ઓછું છે અને તેથી બન્ને પ્લેટ વચ્ચે વિદ્યુતદબાણનો ફેર રહેવાથી વિદ્યુતપ્રવાહ શરૂ થાય છે. આ વિદ્યુતદબાણનો તફાવત પ્રવાહ શરૂ થાય તો પણ લાંબો વાર ટકી રહે છે, કારણકે બન્ને પ્લેટ ઉપર રસાયણિક ક્રિયા વડે ચાલુ વિદ્યુતભાર ઉત્પન્ન થયા કરે છે અને બન્ને પ્લેટની વચ્ચે અમુક પ્રમાણમાં વિદ્યુતદબાણનો તફાવત ( difference of potential ) જળવાઇ રહે છે. આ વિદ્યુતદબાણના તફાવતને વિદ્યુતચાલકબળ (electromotive force) કહેવામાં આવે છે.

ઉપરની વિદ્યુતકોષ ( electric cell ) ના તાંબાની પ્લેટને વધુ વિદ્યુત બળવાળો અથવા ધન છેડો (positive terminal) કહેવામાં આવે છે અને જસતની પ્લેટને ઋણ પ્લેટ અથવા

ઋણુ છેડો કહેવામાં આવે છે. તારમાં વિદ્યુતપ્રવાહ તાંબાની પ્લેટ તરફ જાય છે અને દ્રાવણમાં જસતથી તાંબાની પ્લેટ તરફ જાય છે એટલે હંમેશાં વિદ્યુતપ્રવાહ ધન છેડા તરફથી ઋણુ છેડા તરફ જાય છે એમ ધારવામાં આવે છે. આ કારણથી વિદ્યુતકોષ (electric cell) ના જે છેડાનું વિદ્યુત દબાણુ વધુ હોય તે છેડાને (+) થી અને બીજાને (–) થી દર્શાવવામાં આવે છે. દરેક વિદ્યુતકોષ (electric cell) માં રસાયણિક ક્રિયા વડે રસાયણુશક્તિનું વિદ્યુતશક્તિમાં રૂપાન્તર થાય છે.

[ આ કોશમાં જસત (zinc) સલ્ફ્યુરિક ઍસિડમાં ઓગળવાથી ઝીંકસલ્ફેટ અને હાઇડ્રોજન એમ બે દ્રવ્ય છૂટાં પડે છે. હાઇડ્રોજન વાયુના અણુ ઉપર ધન ભાર ઉત્પન્ન થાય છે અને એ વાયુ તાંબાની પ્લેટ ઉપર જઈને તે પ્લેટને ધનભારવાહી બનાવે છે. ઝીંક પ્લેટ ઉપર એટલોજ ઋણુ ભાર ભેગો થાય છે. તાંબાના પ્લેટ ઉપર હાઇડ્રોજન વાયુના અણુ ચોંટવાથી ધીમે ધીમે એના ઉપર વધુ ભાર આવતો બંધ થાય છે. આથી બહારના તારમાંથી વિદ્યુતપ્રવાહ ઓછો થાય છે અને લાંબા વખત પછી બંધ થાય છે.

ફરીથી જો એ તાંબાની પ્લેટને હલાવી ઉપરના હાઇડ્રોજનના અણુને દૂર કરીએ તો પાછો એ કોષ (cell) જાગૃત (active) થાય છે. આ રીતે પ્રવાહ અટકે છે તેને વિદ્યુતસ્તંભન (polarisation) કહેવામાં આવે છે. નીચે દર્શાવેલા વિદ્યુતકોષોમાં સ્તંભન બને તેટલું ઓછું થાય એવી રચના કરવામાં આવી છે. ]

**૨. ડેનિયલ કોષ Deniell cell** આ કોષમાં સાદા કોષની પેઠે એક જસતનો અને એક તાંબાનો એમ બે છેડા હોય છે. જસતનો છેડો રહેલો છે, તે વાસણમાં ઝીન્કસલ્ફેટ (જસતનો સલ્ફેટ) રાખેલો છે

આકૃતિ ૨૪૯



અને તાંબાના વાસણમાં કોપર સલ્ફેટ (તાંબાનો સલ્ફેટ) રાખેલો છે. બન્ને દ્રાવણ ભેગાં થઇ જાય નહિ અને વચ્ચેથી હાઇડ્રોજન વાયુ જઇ શકે તેટલા માટે જસતના સલ્ફેટને છિદ્રાળુ માટીના વાસણમાં રાખી તેમાં જસતનો છેડો રાખવામાં આવે છે. આથી બન્ને દ્રાવણ ભેગાં થઇ જતાં નથી. આમાં ધન (+) છેડો તાંબાનો છે અને ઋણ (–) છેડો જસતનો છે (આકૃતિ ૨૪૯).

**૩. લૅકલાન્શે કોષ**
**Leclanche's cell**

એમાં એક છેડો કાર્બન (કોલસાનો) છે અને બીજો છેડો જસતનો છે. જસતના છેડાને ઍમોનિયમ ક્લોરાઇડના દ્રાવણ (solution of ammonium chloride) માં રાખવામાં આવે છે. કાર્બન છેડાને એક છિદ્રાળુ માટીના વાસણમાં મૅન્ગેનિઝ ડાયૉક્સાઇડ (manganese dioxide) અને કોલસા અથવા ગ્રેફાઇટના ભેળમાં રાખેલો હોય છે. એમાં કાર્બન ધન (+) છેડો છે અને જસત ઋણ (–) છેડો છે (આકૃતિ ૨૫૦).

આકૃતિ ૨૫૦




**૪. બુન્સેન કોષ**
**Bunsen cell**

એમાં ધન છેડો કાર્બનનો હોય છે અને ઋણ છેડો જસતનો હોય છે. કાર્બનના છેડાને ક્રોમિક ઍસિડમાં રાખવો પડે છે અને જસતના છેડાને સલ્ફ્યુરિક ઍસિડમાં

રાખવો પડે છે. પરંતુ ઉપરના બે કોષની પેઠે એ બન્ને દ્રાવણને છૂટાં ન રાખતાં એકમેકમાં ભળવા દેવામાં આવે તો પણ ખાસ વાંધો આવતો નથી, એટલે ક્રોમિક ઍસિડ (chromic acid) અને સલ્ફ્યુરિક ઍસિડના મિશ્રણમાં આ બન્ને છેડા રાખવામાં આવે છે. ક્રોમિક ઍસિડને બદલે ઘણી વાર પોટાસિયમ બાઇક્રોમેટ વાપરવામાં આવે છે. આથી કેટલીકવાર એને બાઇક્રોમેટ કોષ કહેવામાં આવે છે.

### ૫. પોકેટ બૅટરી અથવા (નિર્દ્રવ કોષ) Dry cell

આકૃતિ ૨૫૧




હાથની ટોર્ચ લાઇટ માટે વપરાતી ડ્રાય સેલ (નિર્દ્રવ કોષ) ઘણાખરાએ જોઇ હશે. એમાં ઢળી જાય એવું પ્રવાહી ન હોવાથી એને નિર્દ્રવ કોષ (જેમાં દ્રવ એટલે પ્રવાહી ન હોય તેવો કોષ) કહેવામાં આવે છે. એની રચના લગભગ લૅકલાન્શે કોષ જેવીજ છે. મધ્યમાં કાર્બનનો ધન (+) છેડો (C) છે અને એના દ્રાવણ વગેરેને રાખવા માટેનું વાસણ જસતનું બનાવી તેને ઋણ (–) છેડો (Z) તરીકે વાપરવામાં આવે છે. મૅન્ગેનિઝ ડાયૉક્સાઇડ (M), ઝીન્ક ક્લોરાઇડ, ઍમોનિયમ ક્લોરાઇડ (A) અને કોલસાના અથવા ગ્રેફાઇટના બારીક ભૂકાનું (C) સહેજ ભીનાશવાળું મિશ્રણ કરી તેમાં કાર્બન છેડાને રાખવામાં આવેલો છે. એ કોષનો ઉપલો ભાગ (P) લાખ વડે બંધ કરી દેવામાં આવે છે.

**૬. સંગ્રાહક કોષ**
**Storage cell**
**(Accumulator)**

બૅટરી અથવા સંગ્રાહક કોષ મોટરની લાઇટ માટે તથા એન્જીન શરૂ કરવા ઘણા પ્રમાણમાં વપરાય છે. સાધારણ રીતે એવી માન્યતા હોય છે કે એમાં પહેલાં વિદ્યુતપ્રવાહ મોકલી તેનો સંગ્રહ કરવામાં આવે છે અને એ વિદ્યુતપ્રવાહને પાછળથી ઉપયોગમાં લેવાય છે. પ્રવાહનો સંગ્રહ થવાનું ખરૂં કારણ એ છે કે એમાં પ્રથમ એક દિશામાં વિદ્યુતપ્રવાહ મોકલી વિદ્યુતશક્તિનું રસાયણશક્તિ ( potential chemical energy ) માં રૂપાન્તર કરવામાં આવે છે.

આકૃતિ ૨૫૨




એ કોષની બન્ને પ્લેટ સીસાંની બનાવેલી હોય છે અને પ્લેટની વચ્ચે બારીક જાળી રાખી તેમાં સીસાંનો ઑક્સાઇડ ( લેડ ઑક્સાઇડ અને સલ્ફ્યુરિક ઍસિડનુ મિશ્રણ) રાખવામાં આવે છે. બન્ને પ્લેટને સલ્ફ્યુરિક ઍસિડ અને પાણીના ૧ ને ૧૦ ના પ્રમાણના દ્રાવણમાં રાખવામાં આવે છે. જ્યાં વિદ્યુત મળતી હોય તે લાઇનમાંથી પ્રવાહ લઇ એ બૅટરીમાંથી (કોષમાંથી) લાંબો વખત પસાર કરવામાં આવે તો માલૂમ પડશે કે જ્યાંથી વિદ્યુતપ્રવાહ દાખલ થાય છે તે છેડાનો રંગ બદલાશે અને કાળો તપકિરિયો રંગ થશે; કારણ કે એ છેડાના લેડ ઑક્સાઇડમાંથી લેડ પેરૉક્સાઇડ નામનું સંયોજન (compound ) તૈયાર થાય છે. જ્યારે એમાંથી પ્રવાહ લેવામાં આવે છે ત્યારે લેડ ઑક્સાઇડનું લેડ (સીસું) બને છે, કારણ કે એમાંથી ઑક્સિજન જતો રહે છે.

**જ્યારે એમાંથી વિદ્યુતપ્રવાહ લેવો હોય ત્યારે જે છેડામાંથી પ્રવાહ દાખલ થતો હતો તેજ છેડો ધન (positive) છેડો બને છે. આમ એ કોષને સંપૂર્ણ ભાર (charge) આપ્યો હોય તો એ લાંબો વખત કામ આપે છે.**

**૭. વિદ્યુતપ્રવાહની ચુંબક અસર Magnetic effect of current**

પ્રયોગ (૧):–આકૃતિ (૨૫૩) માં બતાવ્યા પ્રમાણે એક अ ને ब છેડાને જોડેલો તાર લો. તારની વચ્ચે એક અણીવાળા સળિયા क ઉપર લોહચુંબક સોય મૂકો. લોહચુંબક સોય જે દિશામાં રહે છે તેજ દિશામાં તાર પણ રાખો. હવે अ ને ब છેડાને એક વિદ્યુતકોષ (electric cell) ના બે છેડા સાથે જોડો. લોહચુંબક સોય ઉપર શું અસર થાય તેની નોંધ કરો. अ ને ब છેડાના વિદ્યુતકોષની સાથેના જોડાણ ઊલટસુલટ કરો. હવે લોહચુંબક સોય કયી દિશામાં ફરે છે તેની નોંધ કરો.

આકૃતિ ૨૫૩




(૨):–એક જાડા કાગળમાં કાણું પાડી તેમાંથી વિદ્યુતવાહક તારને પસાર કરો. આકૃતિ (૨૫૪) માં બતાવ્યા પ્રમાણે તે તારની ફરતે લોખંડનો વહેર નાંખો. કાગળને સહેજસાજ હલાવો. લોખંડનો વહેર કયી પરિસ્થિતિ પ્રાપ્ત કરે છે? આકૃતિ (૨૫૪) માં બતાવ્યા પ્રમાણે બે ચુંબક સોય (compass needle) ને તારની સામસામી બાજુએ રાખો અને તેમના ધ્રુવ કયી દિશામાં રહે છે તેની

આકૃતિ ૨૫૪



નોંધ કરો. વિદ્યુતવાહકની ફરતે ચુંબકબળ રેષા કયી દિશામાં રહે છે તેની ખાતરી કરો.

પ્રયોગ (૧) ઉપરથી સમજાય છે કે જો વિદ્યુતવાહક તારની નીચે લોહચુંબકની સોય રાખવામાં આવે તો, જ્યાં સુધી વિદ્યુત-પ્રવાહ મોકલવામાં આવે ત્યાં સુધી એ સોય કોણાવર્ત (deflect) થાય છે. જેવો વિદ્યુતપ્રવાહ બંધ થાય કે તુરત એ પાછી ઉત્તર-

આકૃતિ ૨૫૫



દક્ષિણ દિશામાં આવી જાય છે. જેમ વિદ્યુતપ્રવાહનું બળ વધુ તેમ સોયનું વર્તન (deflection)પણ વધુ હોય છે. આનું કારણ એ છે કે જ્યારે એક વાહકમાંથી વિદ્યુતપ્રવાહ પસાર થાય છે, ત્યારે વાહકની ફરતે ચુંબકત્વ ઉત્પન્ન થાય છે; એટલે કે વાહકની ફરતે ચુંબક રેષાઓ (magnetic lines of force) અથવા ચુંબકબળ (magnetic field) પ્રવર્તે છે.

પ્રયોગ (૨) માં બતાવ્યા પ્રમાણે એક વિદ્યુતવાહકને તારમાં કાગળ પરોવી તેની ફરતે લોખંડનો વહેર નાખીએ તો માલૂમ પડશે કે વહેરના કણો ચુંબક રેષાની દિશામાં ગોઠવાઇ જાય છે. એ ચુંબક રેષાઓ વાહકથી ફરતે વર્તુલ દિશામાં પ્રસરેલી માલૂમ પડે છે.

આકૃતિ (૨૫૬) માં જમણા હાથમાં એ વાહકને પકડેલો બતાવેલો છે. આમાં અંગુઠાથી બતાવેલી દિશામાં વિદ્યુતપ્રવાહ પસાર થાય છે, અને આંગળાં ચુંબકરેષાની દિશા બતાવે છે. એટલે એ વાહકની નજીક લોહચુંબક સોય રાખીએ તો

આકૃતિ ૨૫૬



તે સોયને ઉત્તર ધ્રુવ આંગળાંની દિશામાં કોણાવર્ત (deflect) થશે. આકૃતિ (૨૫૫) માં બતાવ્યા મુજબ એક લોહચુંબક સોયની ઉપર હાથના આંગળાની દિશામાં પ્રવાહ પસાર થાય તો સોયને ઉત્તર છેડો જમણા હાથના અંગુઠાની દિશામાં વર્તન પામે છે. જમણા હાથની હથેલીને હમેશાં સોયની બાજુએ રાખવી જોઇએ અને આંગળાંને પ્રવાહની દિશામાં રાખવાં જોઇએ. જો પ્રવાહીની દિશા બદલીએ તો ચુંબકરેષા ઉલટી દિશામાં જશે અને તેથી લોહચુંબક સોય પણ વિરૂદ્ધ દિશામાં કોણાવર્ત થશે. પ્રવાહનું જોર જેમ વધારતા જઇએ તેમ સોય ઉપર લાગતું ચુંબકબળ પણ વિશેષ થાય છે, એટલે સોય વધુ ને વધુ કોણાવર્ત થાય છે. વિદ્યુતપ્રવાહનું ચુંબકબળ જેમ દૂર લઇ જઇએ તેમ ઓછું થાય છે, એટલે સોય પણ દૂરતાના પ્રમાણમાં વત્તીઓાછી કોણાવર્ત થશે. આ અસરને વિદ્યુતપ્રવાહ માપવા માટે ઉપયોગમાં લેવામાં આવે છે.

**૮. વિદ્યુત પ્રવાહદર્શક અને ગેલ્વેનોમિટર Current detector (galvanoscope) and galvanometer**

પ્રયોગ (૧):—આકૃતિ (૨૫૭)માં બતાવ્યા મુજબનું એક સ્ટેન્ડ ઉપર જડેલું વિદ્યુત-વાહક તારનું ચોકઠું લો, અને તેના મધ્યમાં એક લોહચુંબક સોયને એક અણીવાળા સળિયા ઉપર રાખો. સોય ઉત્તરદક્ષિણ દિશામાં રહેશે એટલે એ ચોકઠાંને પણ એજ દિશામાં રાખો. હવે એ તારના અ ને બ છેડાને એક વિદ્યુત કોષ સાથે બતાવ્યા પ્રમાણે જોડો. લોહ-ચુંબક સોય કેટલું કોણાવર્તન (deflection) પામી તેની નોંધ લો. હવે અ ને બ છેડાને એકને બદલે બે કોષની સાથે જોડો. લોહચુંબક સોય કેટલું વર્તન પામી તે નોંધો.

આકૃતિ ૨૫૭




(૨) આકૃતિ (૨૫૮)માં બતાવ્યા મુજબ એક ઘણા તારનું ચોકઠું લઇ તેની વચ્ચે क સળિયા ઉપર લોહચુંબક સોય રાખો. હવે એના अ ને ब છેડાને અનુક્રમે એક અને બે કોષ સાથે જોડો. આ વખતના સોયના કોણાવર્તન (deflection)ને પહેલા પ્રયોગમાં થયેલા કોણાવર્તન સાથે સરખાવો.

આકૃતિ ૨૫૮




ઉપરના પ્રયોગો ઉપરથી સમજાય છે કે આકૃતિ (૨૫૭) ના જેવી રચના કરવાથી વિદ્યુત પ્રવાહનું માપ જાણી શકાય છે. પ્રવાહ ચાલુ થવાથી લોહચુંબક સોય જે ઉત્તરદક્ષિણ રહે છે, તે કોણાવર્ત થઇ બીજી દિશામાં રહે છે; પરંતુ એ કોણાવર્તન વિદ્યુતપ્રવાહની ઉપર આધાર રાખે છે. વિદ્યુતપ્રવાહ વધુ તેમ સોયનું કોણાવર્તન (deflection) પણ વધુ; વળી એકજ પ્રવાહથી પ્રયોગ (૧) કરતાં પ્રયોગ (૨)માં વધુ કોણાવર્તન થાય છે, કારણ કે પ્રયોગ (૧) માં એકજ તારનું ચુંબકબળ સોય ઉપર અસર કરે છે, જ્યારે પ્રયોગ (૨) માં ઘણા સમાન્તર તારોમાંથી પસાર થતા વિદ્યુતપ્રવાહના ચુંબકબળની અસર થાય છે. આવાં સાધનને પ્રવાહદર્શક (galvanoscope or current detector) કહેવામાં આવે છે.

આકૃતિ ૨૫૯



બહુજ સૂક્ષ્મ પ્રવાહ માપવાને આકૃતિ (૨૫૯) માં બતાવ્યા પ્રમાણે લાંબા રેશમથી વિંટેલા તારોને ગોળ ચક્રમાં ગુંછળું (coil) વિંટાળી તેમાંથી વિદ્યુતપ્રવાહ પસાર કરવામાં આવે છે. એ ગુંછળાંના મધ્યમાં સૌથી વિશેષ ચુંબકબળ ઉત્પન્ન થાય છે. એ ગુંછળાને ઉત્તર દક્ષિણ એટલે કે સોયની સમાન્તર દિશામાં રાખવામાં આવે છે. વિદ્યુતપ્રવાહ ચાલુ થાય ત્યારે મધ્યમાં રાખેલી ચુંબક સોય ઉપર પૂર્વ પશ્ચિમ દિશામાં ચુંબકબળ ઉત્પન્ન થાય છે. આમ જ્યારે વિદ્યુતપ્રવાહ ચાલુ થાય છે, ત્યારે ગુંછળાંની મધ્યમાં બે બળ ઉત્પન્ન થાય છે. એક ઉત્તર દક્ષિણ દિશાનું પૃથ્વીનું ચુંબક-બળ અને બીજું પૂર્વપશ્ચિમ દિશાનું વિદ્યુતપ્રવાહનું ચુંબકબળ. આથી ગુંછળાંની મધ્યની લોહચુંબક સોય આ બે બળને લીધે વિદ્યુતપ્રવાહના જોરના પ્રમાણમાં પૂર્વ કે પશ્ચિમ તરફ કોણાવર્ત થાય છે.

આ સાધનવડે આપણે કોઇપણ વિદ્યુતપ્રવાહનું માપ કાઢવું હોય તો આ સાધનના બે છેડાને વિદ્યુત માર્ગ (electric circuit) માં જોડી કેટલું કોણાવર્તન (deflection) થાય તે નોંધવું પડશે.

આવાં ગોળ ગુંછળાંવાળા પ્રવાહદર્શકની વચ્ચે એક ખૂણાના માપવાળું ચક્ર રાખવામાં આવે છે અને લોહચુંબકની સોયને તેના ઉપર લટકાવવામાં આવે છે. સોય નાની હોય છે એટલે તેના ઉપર કાટખૂણે એક લાંબો અને હલકો

આકૃતિ ૨૬૦



ગૅલ્વેનોમિટર, Galvanometer

દર્શક (pointer) રાખવામાં આવે છે. એ દર્શકવડે સોયનું કોણાવર્તન માપવામાં આવે છે, અને તેના ઉપરથી પ્રવાહનું મૂલ્ય શોધવામાં આવે છે. આવાં સાધનને ગૅલ્વેનોમિટર (galvanometer) કહેવામાં આવે છે. ગૅલ્વેનોમિટરના તારના ગુંછળાંને હમેશાં ઉત્તર દક્ષિણ દિશામાં રાખવામાં આવે છે. એની નીચે ત્રણ સ્ક્રૂ છે તેના વડે તેના પાયાને બરાબર સમસુત્ર રાખવામાં આવે છે.

## ૯. એમિટર, Ammeter

ગૅલ્વેનોમિટરમાંથી વિદ્યુતપ્રવાહ સીધો નોંધી શકાતો નથી, પરંતુ વર્તનકોણની ઉપરથી ગણતરી કરી તેનું માપ કાઢવું પડે છે. આને બદલે વિદ્યુતપ્રવાહ જો સીધો જ કોઇ સાધન વડે માપી શકાય તો સારૂં. એટલાં પૂરતું વિદ્યુતપ્રવાહ માપવાને એમિટર (ammeter) નામનું સાધન તૈયાર કરવામાં આવ્યું છે. એની રચના આકૃતિ (૨૬૧) માં બતાવી છે. એક ઘણા બળવાન લોહચુંબકના બે ધ્રુવની વચ્ચે એક લોખંડના નળા (cylinder) ઉપર તાર વિંટાળેલો છે. એ તારનો એક છેડા (अ) ને અને બીજો છેડા (ब) ની સાથે સાંધેલો છે. લોખંડના નળાને એક ધરી ઉપર ગોળ ફરે તેમ પરંતુ સ્પ્રિંગ स વડે એક જ જગ્યાએ આવી રહે તેમ રાખેલો

આકૃતિ ૨૬૧



છે. એ સ્થિતિમાં એ નળાની સાથે લગાડેલો દર્શક द પ્રવાહના માપની આંકપટી (scale) ઉપર o નો આંકડો દર્શાવે છે. જ્યારે એ સાધનના अ ને ब છેડાને વિદ્યુત માર્ગમાં જોડીએ, ત્યારે તેમાંથી પ્રવાહ પસાર થવાથી એ નળાકારમાં ઉપર વિંટાળેલા તારને લીધે ચુંબકત્વ ઉત્પન્ન થાય અને તેના અને આજુબાજુ રાખેલા લોહચુંબકના આકર્ષણ બળને લીધે એ નળાકારનું પ્રવાહના જોરના પ્રમાણમાં કોણાવર્તન (deflection) થાય છે. પ્રવાહનું મૂલ્ય દર્શક द વડે સીધું જ વાંચી શકાશે.

વિદ્યુતપ્રવાહના એકમને એમ્પિયર (ampere) કહેવામાં આવે છે એટલા પૂરતું આ સાધનને એમિટર (ammeter) કહેવામાં આવે છે. એમિટર એટલે વિદ્યુત પ્રવાહને એમ્પિયરમાં માપવાનું સાધન.

આ સાધન વડે મોટો વિદ્યુતપ્રવાહ માપવો પડે છે એટલે બધો પ્રવાહ નળાકાર ઉપર વિંટાળેલા પાતળા તારમાંથી ન મોકલતાં મોટા ભાગનો પ્રવાહ સીધો अब ને જોડતા એક વાહક (क) માંથી પસાર થાય છે અને નળાકાર ઉપર વિંટાળેલા તારમાંથી બહુ ઓછો પ્રવાહ પસાર થાય છે.

**૧૦ વોલ્ટમિટર Voltmeter**

એક ઊંચી ટાંકીમાંથી એક નળ વાટે પાણી નીચે લાવવામાં આવે તો પાણીના પ્રવાહના વેગનો આધાર ટાંકીની ઊંચાઇને લીધે લાગતાં દબાણ ઉપર રહે છે. જેમ ટાંકી ઊંચી તેમ દબાણ વધુ અને તેથી પાણીના પ્રવાહનો વેગ વધુ. આમ નળમાંના પાણીના પ્રવાહનો આધાર પાણીના દબાણ ઉપર રહે છે. એજ પ્રમાણે વિદ્યુતપ્રવાહના મૂલ્યનો આધાર વિદ્યુતચાલકબળ અથવા વિદ્યુતદબાણ (electromotive force) ઉપર રહે

આકૃતિ ૨૬૨




વોલ્ટમિટર.

છે. જો વિદ્યુતદબાણ અથવા વિદ્યુત-ચાલક બળ વધારે હોય તો વિદ્યુત-પ્રવાહ પણ વધારે થાય છે. એટલે એક વિદ્યુત પ્રવાહ કેટલા બળથી મોકલવામાં આવે તે પણ જાણવું જરૂરનું છે. એ જાણવા માટે વિદ્યુતદર્શક (આકૃતિ ૨૩૫) વાપરી શકાય, પરંતુ પ્રમાણમાં બૅટરીનું વિદ્યુતચાલકબળ બહુ ઓછું હોવાથી એનું વિદ્યુતચાલકબળ વિદ્યુતદર્શક વડે નોંધી શકાતું નથી. આટલા માટે વોલ્ટમિટર નામનું સાધન રાખવામાં આવ્યું છે. એની રચના એમિટરના જેવીજ છે. ફેરમાત્ર એટલો કે આકૃતિ (૨૬૧) માં અ અને બ જોડતો જાડો તાર ક એમાં રાખવામાં આવતો નથી એટલે કે અ ને બ ને સીધો સંબંધ નથી રાખવામાં આવતો. આથી બધો પ્રવાહ નળાકાર ઉપર વિંટેલા તારમાંથી પસાર થાય છે. વોલ્ટમિટરમાંથી (આકૃતિ ૨૬૨) બહુજ ઓછો પ્રવાહ પસાર થાય છે; કારણ કે એની અંદરના તારનો પ્રતિરોધ ( resistance ) ઘણો વધારે રાખવામાં આવે છે. જે કોષનું વિદ્યુતચાલકબળ માપવું હોય તેનો ધન છેડો વોલ્ટમિટર ઉપર દર્શાવેલા ધન (+) છેડા

આકૃતિ ૨૬૩



સાથે જોડવામાં આવે છે અને ઋણ છેડો વોલ્ટમિટરના ઋણ (–) છેડા સાથે જોડવામાં આવે છે.

વિદ્યુતચાલકબળ (electromotive force)ને ઘણીવાર વોલ્ટેજ (voltage) કહેવામાં આવે છે, કારણ કે એ બળનો એકમ (unit) એક વોલ્ટ ગણાય છે. એટલા માટેજ ઉપલાં સાધનને વોલ્ટમિટર કહેવામાં આવે છે.

**૧૧. પ્રતિરોધ (અવરોધ) Resistance** પાણી નળમાં થઇને જતું હોય તો જેમ નળ મોટો તેમ પાણી વધુ સરળતાથી જઈ શકે છે અને જેમ નળ સાંકડો તેમ પાણીનો પ્રવાહ ઓછો થાય છે. સાંકડો નળ પાણીના પ્રવાહને અવરોધ આપે છે. આજ પ્રમાણે વિદ્યુતપ્રવાહ પણ જાડા તારમાંથી વધુ પસાર થાય છે અને પાતળા તારમાંથી ઓછી પસાર થાય છે; અથવા બીજી રીતે કહીએ તો જાડો તાર વિદ્યુતપ્રવાહને ઓછો પ્રતિરોધ (resistance) આપે છે અને પાતળો તાર વધુ પ્રતિરોધ (resistance) આપે છે. આમ છતાં જો વિદ્યુતચાલકબળ (electromotive force) વધુ હોય તો તેના પ્રમાણમાં તેજ તારમાંથી વધુ વિદ્યુતપ્રવાહ પસાર થાય છે. એટલે આપણે નીચેનો સારાંશ કાઢી શકીએ છીએ.

(૧) પ્રતિરોધનો આધાર વાહક (તાર) ના પદાર્થ ઉપર રહે છે. કેટલીક ધાતુનો પ્રતિરોધ વધુ હોય છે અને કેટલીકનો ઓછો હોય છે.

(૨) પ્રતિરોધ તારની લંબાઇના પ્રમાણસર રહે છે; જેમ લંબાઇ વધુ તેમ પ્રતિરોધ વધુ.

( ૩ ) પ્રતિરોધ વાહકના આડછેદ (cross [section) થી ઊલટા પ્રમાણમાં આધાર રાખે છે. આડછેદ ઓછો હોય તેમ પ્રતિરોધ વધુ અને આડછેદ વધુ હોય તેમ પ્રતિરોધ ઓછો થાય છે; એટલે કે પાતળા તારનો પ્રતિરોધ વધુ થાય છે અને જાડાનો ઓછો થાય છે.

આમ છતાં પ્રવાહના મૂલ્યનો આધાર માત્ર પ્રવાહના પ્રતિરોધ ઉપર રહેતો નથી, પરંતુ વિદ્યુતચાલકબળ ઉપર પણ રહે છે. એક તારમાંથી ઓછો પ્રવાહ પસાર થતો હોય તે વિદ્યુતચાલકબળ વધારવાથી વધી શકે છે. આથીજ જો એક તારમાંથી એક વિદ્યુતકોષ વડે પ્રવાહ પસાર કરીએ તેને બદલે બે વિદ્યુતકોષ જોડી પસાર કરીએ તો પ્રવાહ લગભગ બેવડો થશે. વિદ્યુતચાલકબળ વધુ તેમ વિદ્યુતપ્રવાહ વધુ. વિદ્યુતચાલકબળ અને પ્રતિરોધ એ બે વસ્તુ ઉપરજ વિદ્યુત પ્રવાહનો આધાર રહે છે. એ ત્રણનો અરસપરસ સંબંધ દર્શાવતો નિયમ નીચે દર્શાવ્યો છે.

**૧૨. ઓહ્મનો કાયદો Ohm's law** ઓહ્મ નામના વૈજ્ઞાનિકે પ્રથમ આ કાયદો શોધી કાઢ્યો હતો, એટલે એને ઓહ્મનો કાયદો કહેવામાં આવે છે.

એ પ્રમાણે

વિદ્યુતચાલકબળ = વિદ્યુતપ્રવાહ × પ્રતિરોધ.

Electromotive force = Electric current × Resistance

આમ જો વિદ્યુતચાલકબળ (જેને ઘણીવાર વિદ્યુત દબાણ અથવા electric voltage કહેવામાં આવે છે) અને પ્રતિરોધ (resistance) જાણવાથી એક વિદ્યુતમાર્ગ (electric circuit)

માંથી કેટલો વિદ્યુતપ્રવાહ પસાર થાય છે તે જાણી શકાય છે. વિદ્યુત દબાણને વોલ્ટમાં, વિદ્યુતપ્રવાહને એમ્પિયરમાં અને પ્રતિરોધને ઓહમમાં માપવામાં આવે છે; એટલે ઓહમના નિયમ પ્રમાણે

વોલ્ટ = ઍમ્પિયર × ઓહમ

થાય છે. એ ત્રણમાથી બેના મૂલ્ય જાણીએ એટલે ત્રીજાનું મૂલ્ય મળી આવે છે.

**૧૩. વિદ્યુતપ્રવાહની મુખ્ય અસરો**

વિદ્યુતપ્રવાહની મુખ્ય અસરો નીચે દર્શાવવામાં આવી છે. એ દરેક અસરનો આધાર પ્રવાહના મૂલ્ય ઉપર અને વિદ્યુતચાલકબળ ઉપર રાખે છે.

(૧) ચુંબક અસર (Magnetic effect)

વિદ્યુતપ્રવાહ શરૂ થાય એટલે વાહકની ફરતે ચુંબકબળ ઉત્પન્ન થાય છે. જ્યાં સુધી વિદ્યુતભાર સ્થિર હોય છે, ત્યાંસુધી ચુંબકબળ પેદા થતું નથી. આકૃતિ (૨૬૪) માં બતાવ્યા પ્રમાણે જો એક ભરતર લોખંડ (soft iron) ના સળિયાને ફરતે (અલગ રહેલો) વિદ્યુતવાહક તાર વિંટાળવામાં આવે અને જ્યાં સુધી પ્રવાહ ચાલુ રહે છે, ત્યાં સુધીજ એ સળિયો લોહચુંબકના ગુણો ધરાવે છે. આવી જાતના લોહ-ચુંબકને વિદ્યુતચુંબક (electromagnet) કહેવામાં આવે છે. જો ભરતર લોખંડને બદલે પોલાદ લોખંડ (steel) નો સાળયો રાખીએ તો તેમાં એટલું બધું ચુંબકબળ આવતું નથી, પરંતુ પ્રવાહ અટકાવીએ ત્યારે એ સળિયામાંથી ચુંબકબળ જતું રહેતું નથી, પરંતુ થોડું ચુંબકત્વ કાયમને માટે રહી જાય છે.

આકૃતિ ૨૬૪



આમ વિદ્યુતપ્રવાહ વડે ભરતર લોખંડના સોળયામાં પોલાદના સળિયાના કરતાં વધુ ચુંબકત્વ આવે છે, પરંતુ ભરતરનું ચુંબકત્વ ક્ષણિક હોય છે અને લાંબો વખત ટકી રહે છે.

(૨) ઉષ્ણુતાની અસર (Heat effect)

જો પાતળા તારમાંથી ઘણા વિદ્યુતચાલકબળ (electromotive force) વડે મોટો વિદ્યુતપ્રવાહ મોકલવામાં આવે તો તાર ગરમ થયેલો માલૂમ પડે છે. જેમ પાતળો તાર તેમ ઉષ્ણુતા વધુ. આ ઘટનાનો રક્ષક (safety) સાધન તરીકે ઉપયોગ કરવામાં આવ્યો છે. ઘરમાં વિદ્યુત લેવામાં આવી હોય તે તારના માર્ગની વચ્ચે ચીનાઇ માટીનાં નાનાં ચોકઠાંમાં એક સીસાંનો તાર રાખી વિદ્યુતપ્રવાહ તેમાં થઇને મોકલવામાં આવે છે. સીસાંને ગરમ કરવાથી તુરત પીગળી જાય છે, એટલે અકસ્માતે જો તારમાંથી ઘણોજ મોટો પ્રવાહ પસાર થાય તો એ સીસાંનો તાર અતિ ગરમ થઇને પીગળી જાય છે; અને વચ્ચેથી તૂટી જઇને વિદ્યુતપ્રવાહનો માર્ગ બંધ કરે છે. જો આવી રચના ન કરી હોય તો ઘરની આખી વિદ્યુત તારની દોરી (line) સળગી જવાનો ભય રહે છે. આ સીસાંના તારને ફયુઝ (fuse) કહેવામાં આવે છે. વિદ્યુત દીવામાં જે તાર હોય છે તે પણ વિદ્યુતપ્રવાહને લીધે ગરમ થઇ પ્રકાશ આપે છે. એ તાર ટંગસ્ટન જેવી ધાતુનો બનાવેલો હોવાથી ઘણો ગરમ થાય છે, છતાં પીગળી જતો નથી. વિજળીથી ગરમી ઉત્પન્ન કરવાના હવે ઘણા સાધનો વપરાય છે. વીજળીના ચૂલા, વીજળીની ભઠ્ઠી, વીજળીની અસ્ત્રી, વીજળીની ચહાદાની વગેરે અનેક સાધનોમાં વિદ્યુતની ઉષ્ણુતાની અસરનો ઉપયોગ થાય છે.

(૩) રસાયણિક અસર (Chemical effect):-

વિદ્યુત પ્રવાહ જો કોઇ ક્ષારનાં દ્રાવણ (salt solution) માંથી પસાર કરવામાં આવે તો એ ક્ષારનું રસાયણિક પૃથક્કરણ થાય છે. એ અસરને ઘણીવાર વિદ્યુત-પૃથક્કરણ (electrolysis) કહેવામાં આવે છે. આકૃતિ (૨૬૫) માં अब અને कड એમ બે નળી બતાવેલી છે. એ બન્ને નળીમાં સહેજ ઍસિડવાળું પાણી ભરેલું છે; અને તેમને એવાંજ પાણીથી ભરેલાં વાસણમાં ઊંધી વાળેલી છે. દરેક નળીની અંદર અક્કેક વિદ્યુત છેડા નીચેથી (electrode) દાખલ કરેલા છે. સાધારણ દબાણવાળો વિદ્યુત પ્રવાહ એમાંથી પસાર કરવામાં આવે તો માલૂમ પડશે કે બન્ને નળીની ટોચે વાયુ ભેગો થવા લાગે છે અને પાણીની સપાટી નીચે ઉતરે છે. ઋણ (-) છેડા (cathode) તરફ વધારે વાયુ ભેગો થશે અને ધન (+) છેડા (anode) તરફ અર્ધો વાયુ ભેગો થશે. આ બંને વાયુને તપાસતાં માલૂમ પડશે કે ઋણ છેડા તરફ હાઇડ્રોજન ($H_2$) ભેગો થયો છે અને ધન છેડા તરફ ઑક્સિજન ($O_2$) ભેગો થયો છે. હાઇડ્રોજન અને ઑક્સિજનના કદનું પ્રમાણ ૨ : ૧ જેટલું હોય છે કારણ કે પાણી બે ભાગ હાઇડ્રોજન અને એક ભાગ ઑક્સિજનનું બનેલું છે. પાણીના અણુનું પૃથક્કરણ થવાથી હાઇડ્રોજન અને ઑક્સિજન વાયુ ઉત્પન્ન થાય છે. એજ પ્રમાણે ઘણાખરા ક્ષાર

આકૃતિ ૨૬૫



( chemical salt ) નું પણ પૃથક્કરણ થઇ શકે છે. દાખલા તરીકે મીઠું એ સોડિયમ અને ક્લોરિન તત્ત્વોનું બનેલું છે. એટલે મીઠાંના દ્રાવણમાંથી વિદ્યુત પસાર કરતાં એ બન્ને તત્ત્વો છૂટાં પાડી શકાય છે.

(૪) શારીરીક અસર (Physiological effect) :-

૨૩૦ વોલ્ટ જેટલાં દબાણથી આપણા ઘરોમાં જે વિદ્યુત પ્રવાહ આપવામાં આવે છે, એવા ખુલ્લા તારને જો આપણે હાથ વડે અડકીએ તો એ પ્રવાહ આપણા શરીરદ્વારા જમીનમાં ઊતરી જાય છે અને એથી આપણને મોટો આંચકો (shock) લાગે છે. એ આંચકાથી શરીરના લોહીનાં બિંદુ નિષ્ક્રિય ( inactive ) બની જાય છે અને જો લાંબો સમય એ પ્રવાહ પસાર થાય તો પરિણામે મૃત્યુ પણ થાય છે. એ જ કારણથી વિદ્યુત તારને અલગ ( insulate ) કરવામાં આવે છે, એટલે કે તારની ફરતે રબર અને કાપડનું ખોગીન કરવામાં આવે છે. ખૂલ્લો તાર હોય તો એને અડકવામાં જોખમ રહેલું છે.

**૧૪. વિદ્યુતવાહક તારને અલગ (insulate) શા માટે કરવામાં આવે છે.**

દરેક મકાનોમાં વિદ્યુત વાહક તારો ઉપર હમેશાં કપડું કે રબર અથવા બન્નેનું ખોગીન રાખવામાં આવે છે, અથવા તો તારને લાકડાંની પટી ઉપર દરેક બાજુથી બંધ રાખવામાં આવે છે. એજ પ્રમાણે રસ્તા ઉપર વિદ્યુત તારના દોરડાં સ્તંભ ઉપર થઇને પસાર થાય છે, ત્યાં પણ થાંભલા ઉપર જડેલા ચિનાઇ માટીના પ્યાલા ઉપરજ તાર બાંધવામાં આવે છે. આનું કારણ એ છે કે જો તારનો ખૂલ્લો ભાગ જો કોઇ વાહક

વસ્તુને અડે તો તે દ્વારા વિદ્યુત જમીનમાં ઊતરી જાય અને નાહકનો વ્યય થાય. બીજું કારણ આગળ દર્શાવ્યું તે પ્રમાણે માણસને આંચકો ન લાગે એટલા પૂરતું હોય છે. ઘણીવાર એકાળજીથી માણસ એક ચાલુ તારને અડકે તો તેને સખત આંચકો લાગે છે અને કેટલીકવાર મૃત્યુ પણ નિપજે છે.

વિદ્યુતના ખૂલ્લા તારને કોઈવાર અડકવો પડે તો સુકાં લાકડાંના સ્ટૂલ ઉપર ઊભા રહીને અડકવો, પરંતુ આપણા શરીરનો કોઈપણ ભાગ આસપાસના કોઇ માણસને અથવા દિવાલને કે બીજા તારને ન અડકે તેની કાળજી રાખવી. કોઇ માણસ વિદ્યુતના તારની અડફટમાં આવી ગયો હોય તેને છૂટો કરવો હોય તો તારને લાકડી વડે અથવા સુકાં કપડાં વડે પકડીને ખેંચી લેવો.

**૧૫. વિદ્યુત અને ઉષ્ણતા**

આગળ જોયું તેમ જો પાતળા વાહકમાંથી વિદ્યુત પસાર થાય તો તે વાહક ઉષ્ણ થાય છે. આ ઉપરથી આપણે લાગે છે કે શકિતસંરક્ષણના સિદ્ધાંત ( principle of conservation of energy ) પ્રમાણે વિદ્યુતશક્તિનું ઉષ્ણતામાં રૂપાન્તર થઇ શકે છે. એવું માલૂમ પડયું છે કે વિદ્યુત બળથી ઉત્પન્ન થતું કાર્ય અને તેટલાજ બળથી ઉત્પન્ન થતી ઉષ્ણતા એ બન્ને સરખાવતાં જૂલનો કાર્યનો નિયમ પૂરવાર થાય છે. એક તારમાંથી કેટલી ઉષ્ણતા બહાર પડે છે તે જૂલના નિયમ વડે શોધી કઢાય છે.

$$\left.\begin{array}{l}\text{કુલ્લ બહાર}\\ \text{પડેલી ઉષ્ણતા}\\ \text{(કૅલૉરીમાં)}\end{array}\right\} \times (\text{જૂલનો આંકડોજ}) = (\text{વિદ્યુતપ્રવાહ})^2 \times (\text{પ્રતિરોધ}) \times (\text{સમય})$$

અથવા, (ઉષ્ણતા)×(જ)=(વિદ્યુત દબાણ)×(વિદ્યુત પ્રવાહ)×(સમય)
એટલે, ઉષ્ણતા કૅલૉરીમાં =૦.૨૪×(વોલ્ટેજ) × (એમ્પિયર) × (સમય)
Heat in calories =0·24×(voltage)×(amperes)×(seconds)

**૧૬. વિદ્યુતજ્યોત Electric arc**

આકૃતિ (૨૬૬) માં બતાવ્યા પ્રમાણે બે કોલસાના (કાર્બન) સળિયા क લઇ બન્નેને એક વિદ્યુત દોરી(electric mains) ના બે છેડાને स સ્ક્રૂ સાથે જોડવામાં આવે છે. એ તારની દોરીમાં વચ્ચે થોડો પ્રતિરોધ (resistance) રાખવામાં આવે છે. હવે બન્ને છેડાને તેના લાકડાંના હાથા ह વડે પકડીને

આકૃતિ ૨૬૬




વિદ્યુતજ્યોત.

નજીક લાવવામાં આવે, તો તેમાંથી મોટો વિદ્યુત પસાર થાય છે; કારણ કે કાર્બન (કોલસો) વિદ્યુતવાહક છે. એ બન્ને છેડાને જો હવે સહેજ છૂટા પાડીએ તો બન્નેની વચ્ચે વિદ્યતની જ્યોત (arc) ઉત્પન્ન થાય છે અને અને લાંબો વખત સુધી એ જ્યોત ચાલુ રહે છે. એમાંથી બહુજ ઉજ્જવલ પ્રકાશ નીકળે છે, એટલે જ્યાં ઘણો બનાવટી પ્રકાશ જોઇતો હોય, ત્યાં આ સાધનનો ઉપયોગ થાય છે. વિજળીના પ્રકાશિત દીવા શોધાયા તે પહેલાં જાદુઇ ફાનસમાં આ જાતની વિદ્યુતજ્યોત અથવા કાર્બન (કોલસાની) જ્યોતનો ખૂબ ઉપયોગ થતો હતો.

આ જ્યોત પ્રકાશિત બનાવવાનું કારણ હવામાંથી વિદ્યુત પસાર થાય તે છે. હવા સાધારણ રીતે વિદ્યુતરોધક છે, પરંતુ ઘણી ગરમ થાય તો તેમાંથી વધુ વિદ્યુતપ્રવાહ પસાર થઇ શકે છે. વિદ્યુતપ્રવાહ પસાર થાય એટલે હવા પાછી વિશેષ ગરમ થાય છે અને પ્રકાશ આપે છે. એ કાર્બનના છેડાને જો ઘણે દૂર લઇ જઇએ, તો એ વિદ્યુતપ્રવાહ તૂટી જાય છે; કારણ કે હવામાંથી વધુ દૂર પ્રવાહ પસાર થઇ શકતો નથી.

**૧૭. વિજળીનો દીવો Incandescent lamp**

આકૃતિ ૨૬૭




વીજળીનો દીવો.

આકૃતિ (૨૬૭) માં બતાવ્યા પ્રમાણે કાચનો ગોળો લઇ તેમાંથી હવા કાઢી લઇ શૂન્યાવકાશ બનાવવામાં આવે છે. કેટલાક દીવામાં શૂન્યાવકાશ ન રાખતાં આર્ગન જેવા શિથિલ (inactive) વાયુ ભરવામાં આવે છે. એ દીવાની વચ્ચે એક કાચનો સળિયો રાખેલો હોય છે. એના ઉપર આધાર રાખી ઘણાં ઊંચા ગલનબિંદુ (high melting point) વાળી ધાતુનો પાતળો તાર આગળ બતાવ્યા મુજબ વિંટાળેલો હોય છે. એ તારના બે છેડા A'B' ને ગોળાની ઉપલી બાજુથી બહાર લાવવામાં આવે અને દીવાના મથાળે બે નાની ધાતુની ટીપકીની સાથે જોડવામાં આવે છે. એ દીવાને ઉપરના હોલ્ડર સાથે જોડવામાં આવે છે અને એ હોલ્ડરમાં B માંથી આવતો પ્રવાહ દીવામાં થઇને પાછો A માર્ગે બહાર નીકળે છે. કેટ-

લાક દીવામાં તારનો એક છેડો ગોળાને મથાળે સ્ક્રૂ જેવું ધાતુનું પતરૂં લગાવેલું હોય તેની સાથે જોડવામાં આવે છે. વચ્ચેથી બીજો છેડો લાખ કે એવી વિદ્યુતરોધક વસ્તુ વડે પુરીને અલગ (insulate) કરી ઉપર લાવવામાં આવે છે. દીવામાંનો તાર ઊંચા ટેમ્પરેચરે ન પીગળે એવી ધાતુનો બનાવેલો હોય છે. એ ધાતુના તારનો પ્રતિરોધ (resistance) ઘણો હોય છે એટલે તે પુષ્કળ ગરમ થઇને પ્રકાશિત બને છે. હવા શોષી લેવાનું કારણ એજ છે કે આટલી ઉષ્ણતાએ હવામાંનો ઑક્સિજન તારને ધીમે ધીમે બાળીને ક્ષય (oxidise) ન કરી નાંખે. આર્ગન જેવા શિથિલ વાયુને દાખલ કરવાથી પણ તારની જીંદગી લાંબી થાય છે. આ દીવાને અંગ્રેજીમાં પ્રકાશ આપતો દીવો–તેજોદ્દીપક દીવો (incandescent lamp) પણ કહેવામાં આવે છે.

**૧૮. વિદ્યુત ચુલા.**
**Electric heaters**

વિદ્યુત ચુલામાં નાઇક્રોમ નામના ધાતુના વાહક વાપરવામાં આવે છે. એ તાર પુષ્કળ ગરમી આપે છે. એ સિવાય ઇલેકટ્રિક ભઠ્ઠીમાં કાર્બોરેન્ડમ નામની રેતી અને કોલસાના મિશ્રણની એક બનાવટ ઉપયોગમાં લેવાય છે. એ ધાતુમાંથી વિદ્યુત પસાર થાય ત્યારે એનું ટેમ્પરેચર બહુ જ વધે છે અને તેથી ઘણી ખરી ધાતુ પણ પીગળાવી શકાય છે.

**૧૯. વિદ્યુત–પૃથક્કરણના નિયમો**
**Laws of electrolysis**

આગળ કહ્યું તેમ જો કોઇ પણ દ્રાવણમાં બે વિદ્યુતવાહક છેડાને દાખલ કરી વિદ્યુતપ્રવાહ પસાર કરવામાં આવે તો દ્રાવણમાં રહેલા ક્ષારનું પૃથક્કરણ થઇ શકે છે. દ્રાવણમાં રહેલા ક્ષારના

સંયોજન (compound) માં ધાતુવાળો ભાગ ધન ભાગ હોય છે, એટલે તે પ્રવાહ ચાલુ કરવાથી તે ધન (positive) છેડાથી દૂર જાય છે અને ઋણ (negative) છેડા વડે આકર્ષાય છે. એજ પ્રમાણે સંયોજનનો બીજો ભાગ ઋણ હોવાથી ધન છેડા વડે આકર્ષાય છે.

વિદ્યુત–પૃથક્કરણ નીચેના નિયમો પ્રમાણે થાય છે.

( ૧ ) પૃથક્કરણ થયેલાં દ્રવ્યનું વજન વિદ્યુતપ્રવાહ અને પ્રવાહ મોકલવાના સમયના પ્રમાણમાંજ વટઘટ થાય છે.

( ૨ ) એક જ તત્ત્વના જુદાં જુદાં ક્ષારના દ્રાવણમાંથી એક સરખો વિદ્યુતપ્રવાહ એક સરખા સમય માટે પસાર કરીએ, તો દરેકમાં એક સરખાં વજનનું તત્ત્વ છૂટું પડે છે.

( ૩ ) એક એમ્પિયરનો વિદ્યુતપ્રવાહ એક સેકન્ડ માટે જુદાં જુદાં તત્ત્વોના ક્ષારના દ્રાવણમાંથી પસાર કરીએ તો દરેક તત્ત્વોનાં જુદાં જુદાં વજન છૂટાં પડે છે. એ વજનને તે તત્ત્વનો વિદ્યુત–રસાયણ ભારાંક (electro-chemical equivalent) કહેવામાં આવે છે.

વિદ્યુતપ્રવાહ વધુ હોય તો પૃથક્કરણ થયેલાં તત્ત્વનું વજન વધુ થાય છે. જો વધુ સમય સુધી પ્રવાહ પસાર કરીએ તો વધુ તત્ત્વ પૃથક્કરણ થાય છે. દરેક વસ્તુ માટે આ વજન નિયત કરેલું છે, એટલે એક તત્ત્વનો વિદ્યુત–રસાયણ ભારાંક જાણતા હોઇએ તો અમુક વિદ્યુતપ્રવાહ અમુક સમય માટે પસાર કરવાથી કેટલું તત્ત્વ છૂટું પડે એ નીચેના સમીકરણ (equation) થી જાણી શકાય છે.

$$\text{પૃથક્કરણ થયેલાં તત્ત્વનું વજન (ગ્રામમાં)} = \left(\begin{matrix}\text{તત્ત્વનો વિદ્યુત–}\\\text{રસાયણભારાંક}\end{matrix}\right)\times\left(\begin{matrix}\text{વિદ્યુતપ્રવાહ}\\\text{એમ્પિયરમાં}\end{matrix}\right)\times\left(\begin{matrix}\text{સમય}\\\text{સેકન્ડમાં}\end{matrix}\right)$$

**૨૦ વિદ્યુતઢોળ Electroplating** વિદ્યુત પૃથક્કરણ (electrolysis) નો ઉપયોગ હલકી ધાતુના વાસણ ઉપર સરખી રીતે કિંમતી ધાતુનો ઢોળ આપવામાં થાય છે. ધારો કે પિત્તળના ચમચા ઉપર રૂપાનો ઢોળ આપવો છે. ધાતુના એક તાર વડે આકૃતિ (૨૬૮) માં બતાવ્યા પ્રમાણે એ ચમચા ચ ને લટકાવો, એ વાસણમાં રૂપાના ક્ષારનું દ્રાવણ (જેવું કે સિલ્વર નાઇટ્રેટ) નાંખો. બીજા એક તારનો છેડો એક ચાંદીની તકતીને (પ) જોડો. તકતીને ચમચાથી દૂર રહે તેમ એ દ્રાવણ (દ) માં ડુબાવો. તારના છેડાને એક વધુ વિદ્યુત દબાણવાળા એક વિદ્યુત કોષની સાથે જોડો. ચમચા સાથે જોડેલો તાર ઋણ (–) છેડા અને ધન (+) છેડો ચાંદીની તકતીની સાથે જોડવામાં આવે છે. ચાંદીની તકતીમાંથી વિદ્યુતપ્રવાહ દ્રાવણમાં દાખલ થાય અને ચમચાવાળા છેડામાંથી પ્રવાહ બહાર આવે છે. આથી સિલ્વર નાઇટ્રેટનું વિભાજન થઇને રૂપાના અણુ (સિલ્વર) ઋણ છેડા

આકૃતિ ૨૬૮.



તરફ આકર્ષાઇ જાય છે અને ચમચા ઉપર રૂપાના અસંખ્ય અણુ આવીને વળગી જાય છે. એ રીતે ચઢાવેલો ઢોળ દરેક સ્થળે એક સરખી રીતે ચઢે છે અને ચમચાની ધાતુની સાથે બરાબર જડાઇ જાય છે. એજ પ્રમાણે સોનાનો ઢોળ આપવો હોય તો સોનાના ક્ષારનું દ્રાવણ લઇને જે વસ્તુ ઉપર ઢોળ ચઢાવવો હોય તેને ઋણ (negative) છેડા સાથે જોડવામાં આવે છે અને ધન છેડો સોનાનો રાખી દ્રાવણમાં ડુબાડી વિદ્યુતપ્રવાહ પસાર કરવામાં આવે છે. વસ્તુના ઉપર એક સરખો અને નહી ઉપડી જાય તેવો ઢોળ ચઢાવવો હોય તો વસ્તુને બહુજ કાળજી પૂર્વક પૉલીસ કરી સાફ કરવામાં આવે છે.

## સાર

૧. ગંધકના મંદ તેજાબના દ્રાવણમાં એક તાંબાની અને બીજી જસતની તકતી મૂકી તેને બહારથી એક તાર વડે જોડો તો તેમાંથી વિદ્યુત-પ્રવાહ પસાર થાય છે. સ્થિત વિદ્યુત ગતિમાં આવે તેને વિદ્યુત પ્રવાહ કહેવામાં આવે છે. તાંબાની ધાતુ ઉપર રસાયણિક ક્રિયા વડે ધનભાર પેદા થાય છે અને જસતના છેડા ઉપર ઋણ ભાર પેદા થાય છે અને તેથી પ્રવાહ ભારે વિદ્યુતદબાણવાળા છેડા (ધન છેડા)થી ઋણ છેડા તરફ જાય છે. રસાયણિક ક્રિયાથી બન્ને તકતી ઉપર નવો ભાર ચાલુ પેદા થયા કરે છે. ડેનિયલ કોષ, લેકલાન્શે કોષ, બુન્શેન કોષ, નિદર્વ કોષ અને સંગ્રાહક કોષ વડે આ પ્રમાણે પ્રવાહ મેળવી શકાય છે.

૨. વિદ્યુતપ્રવાહ જે તારમાંથી પસાર થાય છે તે તારની ફરતે ચુંબક બળ પેદા થાય છે અને તેથી તારની નજીક એક લોહચુંબક સોયને લઇ જઇએ તો તેનું કોણાવર્તન થાય છે. જમણા હાથ વડે તારને પકડીએ અને જો અંગુઠો પ્રવાહની દિશા બતાવે તો આંગળાં ચુંબકબળની દિશા દર્શાવે છે.

૩. લોહચુંબકની સોય વિદ્યુત પ્રવાહ પસાર થાય તે તારથી કોણાવર્તન થાય છે, તે ઘટનાનો ઉપયોગ પ્રવાહદર્શક બનાવવામાં થાય છે. પ્રવાહદર્શકમાં લોહચુંબકની ફરતે ઉત્તર દક્ષિણ રહે તેવું તારનું ગુંછળું રાખેલું હોય છે. એ ગુંછળાંમાંથી વિદ્યુત પ્રવાહ પસાર થાય તો ચુંબક સોય પૂર્વ તરફ અથવા પશ્ચિમ તરફ વળે છે. પ્રવાહ મોટો હોય તો વર્તન (deflection) પણ મોટું થાય. એજ પ્રકારના સારાં સાધનને ગૅલ્વેનોમિટર કહેવામાં આવે છે. ગૅલ્વેનોમિટરના તારના ગુંછળાની મધ્યે એક ગોળ ખૂણા દર્શાવતું ચક્ર હોય છે અને તેના ઉપર ચુંબક સોય લટકાવવામાં આવે છે. ઍમિટર પણ વિદ્યુત પ્રવાહનું ઍમ્પિયરમાં માપ કાઢે છે. એની અંદર લોહચુંબકના ધ્રુવની વચ્ચે એક તારનું ગુંછળું રાખેલું હોય છે. એ ગુંછળાંમાંથી પ્રવાહ પસાર થાય એટલે તે ગુંછળું કોણાવર્ત થાય છે અને એક દર્શક વડે પ્રવાહનું માપ ઍમ્પિયરમાં નિકળે છે. વોલ્ટમિટરની રચના ઍમ્પિયરના જેવીજ છે, પરંતુ એનો પ્રતિરોધ ઘણો હોવાથી એમાંથી બહુ સૂક્ષ્મ પ્રવાહ પસાર થાય છે. વોલ્ટમિટર વડે વિદ્યુત દબાણ વોલ્ટમાં માપવામાં આવે છે.

૪. દરેક વાહક પ્રવાહને વત્તોઓછો અવરોધ આપે છે. એને પ્રતિરોધ (resistance) કહેવામાં આવે છે. વિદ્યુતદબાણ = વિદ્યુતપ્રવાહ × પ્રતિરોધ. વસ્તુનો પ્રતિરોધ લંબાઇની પ્રમાણસર હોય છે, અને તારની જાડાઇથી ઉલટા પ્રમાણમાં હોય છે.

૫. વિદ્યુતની મુખ્ય અસરો નીચે મુજબ છે. (૧) ચુંબક અસર; પ્રવાહની સાથે હંમેશાં ચુંબક બળ ઉત્પન્ન થાય છે; (૨) વાહકમાં પ્રવાહ પસાર થવાથી તેમાં ઉષ્ણતા પેદા થાય છે; (૩) દ્રાવણમાંથી પ્રવાહ પસાર કરવાથી તેમાંના સંયોજનનું વિદ્યુત પૃથક્કરણ થાય છે; અને (૪) જીવંત વસ્તુ અથવા પ્રાણીના અંગમાંથી પ્રવાહ પસાર કરવાથી આંચકો લાગે છે, અને ઘણીવાર મૃત્યુ પણ નીપજે છે.

૬. વિદ્યુત વડે પેદા થયેલી

$$\text{ઉષ્ણતા} = \frac{(\text{વિદ્યુત પ્રવાહ})^2 \times (\text{પ્રતિરોધ}) \times (\text{સમય})}{\text{જૂલનો આંકડો}}$$

∴ એટલે

કૅલોરીમાં ઉષ્ણતા = 0.૨૪ × (વૉલ્ટેજ) × (ઍમ્પિયર) × (સેકન્ડ).

૭. કાર્બન સળિયાને જોડીને પ્રવાહ પસાર કરી છૂટા પાડવામાં આવે તો તે બેની વચ્ચે પ્રકાશિત વિદ્યુત જ્યોત પેદા થાય છે. વિદ્યુત દીવામાંથી હવા કાઢી લઇ ઘણા ટેમ્પરેચરે ન પીગળે તેવી ધાતુનો ઝટ ગરમ થાય તેવો તાર રાખવામાં આવે છે. એમાંથી પ્રવાહ પસાર થવાથી તે તેજમય બની પ્રકાશ આપે છે. વિદ્યુત ચૂલા અને અસ્ત્રી વગેરેના કાર્યનો આધાર પ્રવાહ વડે ઉત્પન્ન થતી ઉષ્ણતા ઉપર રહે છે.

૮. વિદ્યુત પૃથક્કરણ થવાથી છૂટાં પડેલાં દ્રવ્યનું ગ્રામમાં વજન

$$= \left(\begin{matrix}\text{વિદ્યુત–રસાયણિક}\\ \text{ભારાંક}\end{matrix}\right) \times \left(\begin{matrix}\text{વિદ્યુત પ્રવાહ}\\ \text{ઍમ્પિયરમાં}\end{matrix}\right) \times \left(\begin{matrix}\text{સમય}\\ \text{સેકન્ડમાં}\end{matrix}\right)$$

જે વસ્તુ ઉપર ઢોળ ચઢાવવો હોય તેને ઋણ છેડા સાથે જોડીને તે તત્ત્વના દ્રાવણમાં રાખવામાં આવે છે. અને બીજો છેડો ઢોળ ચઢાવવા માટે વપરાતાં દ્રવ્યની તકતી સાથે પડેલો હોય છે.



## પ્રકરણ ૨૫

# વિદ્યુત ચુંબકત્વ (Electro-magnetism)

### ૧. વિદ્યુતચુંબકના ધ્રુવ Poles of an electro-magnet

આકૃતિ ૨૬૯




આકૃતિ (૨૬૯) માં બતાવ્યા પ્રમાણે એક તારનું નળાકાર ગુંછળું (coil) લઈએ અને તેમાંથી વિદ્યુત-પ્રવાહ પસાર કરીએ તો એ તારની ફરતે ચુંબકરેષાઓ ઉત્પન્ન થાય છે અને એ આખા ગુંછળામાંથી ધરીની દિશામાં પસાર થાય છે. એટલે એ ગુંછળું એક વિદ્યુતચુંબક તરીકે કાર્ય કરે છે. જમણા હાથ વડે એ ગુંછળાંને આકૃતિમાં બતાવ્યા પ્રમાણે પકડીએ અને જો આંગળાં વિદ્યુતપ્રવાહની દિશા બતાવે તો અંગુઠો ઉત્તર ધ્રુવની દિશા બતાવે છે.

આકૃતિ ૨૭૦




પ્રયોગ (૧):–આકૃતિ (૨૭૦) માં બતાવ્યા પ્રમાણે નળાકાર ગુંછળામાં વિદ્યુત-પ્રવાહ પસાર કરો. તેને એક લોહચુંબક સોયની નજીક લઇ જાઓ. તેના વડે થતાં આકર્ષણ અને અપાકર્ષણ જોઇ ગુંછળાંના ધ્રુવની દિશાની ખાતરી કરો.

(૨):–આકૃતિ (૨૭૧) માં બતાવ્યા પ્રમાણે બન્ને બૂચના ટુકડા ઉપર એક વર્તુલાકાર તાર ગોઠવી એ તારના બન્ને છેડાને બૂચમાંથી પસાર કરી નીચે તાંબાની નાની પ્લેટ સાથે જડો અને બીજાને જસતની પ્લેટ સાથે જડો. સલ્ફ્યુરિક ઍસિડના દ્રાવણમાં એ બૂચને તરતો મૂકો. રસાયણિક ક્રિયાથી વિદ્યુતપ્રવાહ ઉત્પન્ન થઇ એ તારના વર્તુલમાંથી

આકૃતિ ૨૭૧



પસારથાય છે તેની ખાતરી કરો. એ તારના વર્તુલની ફરતે ચુંબકત્વ ઉત્પન્ન થાય છે અને તેથી ચુંબકરેષા એક બાજુ દાખલ થઇ બીજી બાજુ બહાર આવે છે. જમણા હાથ વડે અંગુઠાને પ્રવાહની દિશામાં રાખી તારને પકડો અને આંગળી વડે ચુંબકરેષા કયી દિશામાં પસાર થાય છે તેની ખાતરી કરો. વર્તુલની કયી બાજુ દક્ષિણ ધ્રુવ તરીકે વર્તે છે?

વર્તુલની ઉત્તર અને દક્ષિણ ધ્રુવવાળી બાજુની ખાતરી કરવા એની પાસે એક ગજિયા લોહચુંબકનો એક છેડો લઇ જાઓ.

**ઉપરના બે પ્રયોગ ઉપરથી ખાતરી થાય છે કે જે તારના ગુંછળાંમાંથી વિદ્યુતપ્રવાહ પસાર થાય છે, તે લોહચુંબકની પેઠે વર્તે છે. પ્રયોગ (૨) માં વર્તુલ એક લોહચુંબકની થાળી હોય એમ વર્તે છે. એની એક બાજુ ઉત્તરધ્રુવ બને છે જ્યારે બીજી બાજુ દક્ષિણ ધ્રુવ તરીકે વર્તે છે.**

**૨. વિદ્યુપ્રતવાહનું ઉપપાદન**
**Induced current**

પ્રયોગ (૧) આકૃતિ (૨૭૨) માં બતાવ્યા પ્રમાણે એક ગૅલ્વેનોમીટરને એક તારના ગુંછળાં સાથે જોડો. હવે એ ગુંછળાની અંદર આકૃતિ (૨૭૨, અ) માં બતાવ્યા મુજબ એક લોહચુંબકનો ઉત્તર ધ્રુવ ઝડપથી લાવો. એ દરમિયાન ગૅલ્વેનોમિટરની સોય વિદ્યુતપ્રવાહ દર્શાવે છે. લોહચુંબકને ગુંછળાની અંદર સ્થિર રાખો. ગૅલ્વેનોમિટરની સોય વિદ્યુત-પ્રવાહ દર્શાવતી નથી.

હવે આકૃતિ (૨૭૨,બ) માં બતાવ્યા મુજબ એજ લોહચુંબકના ઉત્તર ધ્રુવને ગુંછળાંમાંથી ઝડપથી બહાર કાઢી દૂર લઇ જાઓ. ગૅલ્વેનો-મિટરની સોય ક્ષણિક વિદ્યુતપ્રવાહ દર્શાવે છે, પરંતુ એ પ્રવાહ ઉલટી દિશાનો છે.

આકૃતિ ૨૭૨ (अ)




(ब)




એજ પ્રમાણે લોહચુંબકના દક્ષિણ ધ્રુવને તારના ગુંછળાની એકાએક નજીક લાવી અને એકાએક દૂર લઇ જઇ ફરીથી ગૅલ્વેનોમિટર વડે વિદ્યુત-પ્રવાહ કેટલીવાર સુધી ઉત્પન્ન થાય છે તેની તથા તે કયી દિશામાં ઉત્પન્ન થાય છે તેની ખાતરી કરો.

આકૃતિ ૨૭૩




લોહચુંબકને ગુંછળાંમાં વત્તીઓછી ઝડપે લઇ જાઓ અને ગૅલ્વેનોમિટરમાં પ્રવાહની વધઘટ કેટલી થાય તે નોંધો.

(૨):–આકૃતિ (૨૭૩)માં બતાવ્યા પ્રમાણે એક ઘોડાનાળ (horse shoe) લોહચુંબકની વચ્ચે એક વિદ્યુત તારનું ગુંછળું લટકાવો. એ ગુંછળાંના બન્ને છેડાને એક ગૅલ્વેનોમિટર સાથે જોડો. હવે ગુંછળાંને ઝડપથી એક દિશામાં કાટખૂણે ફેરવો.

ગૅલ્વેનોમિટરમાંથી કયી દિશામાં વિદ્યુતપ્રવાહ ઉત્પન્ન થાય છે તે નક્કી કરો. ગુંછળાને ઉલટી દિશામાં કાટખણે ફેરવો અને વિદ્યુતપ્રવાહની દિશા નક્કી કરો. આકૃતિ ૨૭૩'૨' માં બતાવેલી સ્થિતિથી ગુંછળાંને ફરી બન્ને દિશામાં કાટખૂણે ફેરવો અને ફરીથી વિદ્યુતપ્રવાહની દિશાની ખાતરી કરો.

આકૃતિ ૨૭૪




(૩) આકૃતિ (૨૭૪) માં બતાવ્યા પ્રમાણે બે તારના ગુંછળાં લો. હાથમાંના ગુંછળાના બે છેડાને એક વિદ્યુતકોષ સાથે જોડો અને વચ્ચે એક ચાંપ (switch) રાખો. બીજાં ગુંછળાંના બે છેડાને એક ગૅલ્વેનોમિટર સાથે જોડો. બન્ને ગુંછળાંને એકબીજાની નજીક રાખો. હવે એકાએક ચાંપ દબાવી હાથમાંના ગુંછળાંમાં વિદ્યુતપ્રવાહ ઉત્પન્ન કરો. ગૅલ્વેનોમિટરમાં ક્ષણિક પ્રવાહ ઉત્પન્ન થાય છે. એ પ્રવાહ કયી દિશામાં અને કેટલી વાર ચાલુ રહે છે તેની નોંધ કરો. હવે હાથમાંના ગુંછળાંમાંનો વિદ્યુતપ્રવાહ એકાએક બંધ કરો. વળી પાછો ગૅલ્વેનોમિટરમાં કેટલીવાર અને કયી દિશામાં પ્રવાહ ઉત્પન્ન થાય છે તેની નોંધ કરો.

ઉપરના પ્રયોગ (૧) માંથી ખાતરી થાય છે એક તારના ગુંછળાંમાં એકાએક લોહચુંબક દાખલ કરવામાં આવે અથવા અંદરથી એકાએક દૂર કરવામાં આવે ત્યારે ક્ષણિક વિદ્યુતપ્રવાહ

ઉત્પન્ન થાય છે. આ પ્રવાહને ઉપપાદિત પ્રવાહ (induced current) કહેવામાં આવે છે.

આ પ્રવાહની ખાસિયત (pecularity) એ છે કે જ્યાં સુધી લોહચુંબક નજીક આવે છે અથવા દૂર જાય છે, ત્યાં સુધીજ વિદ્યુત પ્રવાહ ચાલુ રહે છે. જેવો લોહચુંબક ખસતો બંધ થાય કે તુરત વિદ્યુત પ્રવાહ અટકી જાય છે. આનો અર્થ એ થાય છે કે જ્યાં સુધી ગુંછળાંમાંથી પસાર થતાં ચુંબક-બળમાં ફેરફાર થયા કરે છે, ત્યાં સુધીજ ઉપપાદિત પ્રવાહ ચાલુ રહે છે. જેવો ચુંબકબળનો ફેરફાર થતો અટકી જાય કે તુરતજ વિદ્યુતવાહ પણ બંધ થાય છે. લોહચુંબકનો ઉત્તર ધ્રુવ ગુંછળાંની નજીક જાય છે ત્યારે એક દિશામાં વિદ્યુતપ્રવાહ ઉપપાદિત થાય છે અને ઉત્તર ધ્રુવ દૂર જાય છે ત્યારે ઉલટી દિશાનો વિદ્યુતપ્રવાહ પસાર થાય છે. જ્યારે દક્ષિણ ધ્રુવ નજીક લાવીએ અને દૂર લઇ જઇએ ત્યારે આ બન્ને પ્રકારથી ઉલટો વિદ્યુતપ્રવાહ પસાર થાય છે.

લોહચુંબકને જેમ વધુ ઝડપથી ગુંછળાંમાં દાખલ કરીએ અથવા વધુ ઝડપથી બહાર કાઢીએ તેમ ઉત્પન્ન થતો ક્ષણિક પ્રવાહ પણ વધુ મોટો હોય છે. આમ ગુંછળાંમાંના ચુંબક-બળમાં જે ઝડપે ફેરફાર થાય તે પ્રમાણમાં તેમાં વિદ્યુતપ્રવાહ પેદા થાય છે.

પ્રયોગ (૨) માં બતાવ્યા પ્રમાણે જો એક તારના ગુંછળા (coil) ને એક લોહચુંબકના બે ધ્રુવની વચ્ચે ગોળ ફેરવીએ તો એ ગુંછળું પહેલી સ્થિતિમાંથી બીજીમાં આવે તે દરમિયાન એક દિશામાં વિદ્યુતપ્રવાહ ઉત્પન્ન થાય છે. વળી એ સ્થિતિમાંથી ગુંછળાંને આગળ ફેરવીએ તો પણ પાછો ક્ષણિક વિદ્યુતપ્રવાહ

ઉત્પન્ન થાય છે, પરંતુ એ પ્રવાહ ઉલટી દિશામાં પસાર થાય છે. જો આ ગુંછળાંને કોઇ રીતે ચક્રાકાર ફેરવ્યા કરીએ તો તેમાં વિદ્યુતપ્રવાહ ચાલુ ઉપપાદિત થયા કરે છે. અર્ધા ચક્ર માટે એક દિશામાં પ્રવાહ ઉત્પન્ન થાય છે અને બાકીનાં ચક્ર માટે ઊલટી દિશામાં પ્રવાહ ઉત્પન્ન થાય છે.

પ્રયોગ (૩) માં બતાવ્યા પ્રમાણે જો આપણે તારના બે ગુંછળાં પાસે પાસે રાખી પહેલાં ગુંછળાંમાં એકાએક ચાંપ દાબી વિદ્યુતપ્રવાહ ઉત્પન્ન કરીએ, તો બીજાં ગુંછળાંમાં ક્ષણિક વિદ્યુત ઉપપાદન થશે. વળી વિદ્યુતપ્રવાહ બંધ કરશો એટલે ફરીથી વિદ્યુતપ્રવાહ ઉપપાદીત થશે; પરંતુ પહેલી વખતથી ઉલટી દિશામાં હશે. આનું કારણ પણ ચુંબકપણાનો ફેરફાર જ છે. પહેલાં ગુંછળાંમાં વિદ્યુતપ્રવાહ ઉત્પન્ન કરવાથી ચુંબકબળ ઉત્પન્ન થાય છે અને તેથી એ બળની ચુંબકરેષા બીજા ગુંછળાંમાંથી પસાર થવાથી તેમાં વિદ્યુતપ્રવાહ ઉપપાદિત થાય છે.

જ્યારે પ્રયોગ ( ૧ ) માં લોહચુંબકના ઉત્તર ધ્રુવને ગુંછળાંની નજીક લઇ જવામાં આવે, ત્યારે ગુંછળાંમાં પેદા થતી ઉપપાદિત વિદ્યુત વડે ગુંછળાંની સામી બાજુ પણ ઉત્તર ધ્રુવ જેવી બને છે; અને લોહચુંબકને અપાકર્ષણ કરવાનો પ્રયત્ન કરે છે. પરંતુ જ્યારે એજ લોહચુંબકના ઉત્તર ધ્રુવને ગુંછળાંમાંથી દૂર કરવામાં આવે, ત્યારે ગુંછળાંની સામેની બાજુ દક્ષિણ ધ્રુવ જેવી બને છે અને તેથી તે બહાર જતાં ધ્રુવને આકર્ષવાનો પ્રયત્ન કરે છે. આથી એમ સમજાય છે કે ગુંછળામાં પેદા થતો પ્રવાહ દરેક ફેરફારની વિરૂદ્ધ થાય તેવી દિશામાં પેદા થાય છે.

(૧) જો એક બંધ ગુંછળાંમાં (coil) એકાએક ચુંબકબળ વધારવામાં આવે અથવા એકાએક ઓછું કરવામાં આવે, તો તેથી ગુંછળાંમાં ક્ષણિક વિદ્યુતપ્રવાહ ઉપપાદિત થાય છે.

(૨) ગુંછળાંમાં ચુંબકબળને ફેરફાર જે ઝડપે થાય છે, તે પ્રમાણમાં ગુંછળાંમાં વિદ્યુતચાલકબળ પેદા થાય છે અને તેથી તે પ્રમાણમાં ગુંછળાંમાંથી પ્રવાહ પસાર થાય છે.

(૩) ગુંછળાંની અંદર ઉપપાદિત થતો પ્રવાહ એવી દિશામાં ઉત્પન્ન થાય છે કે જેથી તે ગુંછળાંની અંદર ફેરફાર થતાં ચુંબકબળને અટકાવવાનો પ્રયત્ન કરે છે.

ઉપર દર્શાવેલી વિદ્યુત ઉપપાદન કરવાની રીતની શોધ ફૅરેડે નામના મહાન શોધકે કરી હુતી હતી. એ શોધને લીધે આજે દુનિયામાં યાંત્રિકબળમાં મહાન વિપ્લવ થયો છે. ઈલેક્ટ્રીક ડાઇનેમો, ઇલેક્ટ્રીક મોટર, ટ્રાન્સફોર્મર જેવાં અનેક વિદ્યુતસાધનો વડે જ દુનિયાના ઘણાખરાં યંત્રો કાર્ય કરે છે.

**૩. ડાઇનેમો**
**Dynamo**

ઉપર દર્શાવેલા નિયમના આધારે ડાઇનેમો નામના યંત્ર વડે મોટા પ્રમાણુમાં વિદ્યુત ઉત્પાદન કરી શકાય છે. આકૃતિ (૨૭૪)માં એક ડાઇનેમાનો નમુનો બતાવવામાં આવ્યો છે. એક લોહચુંબકના બે ધ્રુવની વચ્ચે ફરે તેવા એક ભરતર લોખંડના નળાકાર (cylinder) ઉપર તાર અ વિંટાળેલો હોય છે. તેના બે છેડા નળાકારની ધરી સાથે જોડેલા બે ચક્ર ચ અને ચ' સાથે જોડેલા છે. લોખંડના નળાકાર ઉપર વિંટાળેલા તારને આર્મેચર (armature) કહેવામાં આવે છે. એ આર્મેચર

આકૃતિ ૨૭૫




ડાઇનેમો

ગોળ ફરવા લાગે એટલે તારના ગુંછળાંમાં ઉપપાદિત વિદ્યુત-પ્રવાહ ઉત્પન્ન થાય છે. જેમ જોરથી આર્મેચરને ફેરવીએ, તેમ પ્રવાહનું દબાણ વધુ થાય છે. દરેક આખું ચક્ર પુરૂં થાય, તેટલાંમાં વિદ્યુતપ્રવાહ અર્ધાં ચક્ર માટે એક દિશામાં અને બાકીના માટે ઊલટી દિશામાં પસાર થાય છે. આવી રીતે દિશા બદલતા પ્રવાહને ઊલટસુલટ (alternating current ટૂંકમાં A. C.) પ્રવાહ કહેવામાં આવે છે.

આ સાધનને નાનામોટા પાયા ઉપર વિદ્યુત ઉત્પન્ન કરવાને વાપરવામાં આવે છે. આર્મેચરને એકાદ તેલયંત્ર કે પેટ્રોલ-યંત્ર વડે ગોળ ફેરવવામાં આવે છે, એટલે યાંત્રિક શક્તિ (mechanical energy)નું વિદ્યુતશક્તિમાં રૂપાન્તર કરવામાં આવે છે. કેટલીકવાર કોમ્યુટેટર (commutator) નામનું સાધન વાપરી એ ઉલટસુલટ (alternating) પ્રવાહને એકમાર્ગી (direct current ટૂંકમાં D. C.) બનાવવામાં આવે છે.

**૪. વિદ્યુતમોટર**
**Electric motor**

વિદ્યુતમોટર એટલે વિદ્યુતપ્રવાહ મોકલી ચક્રગતિ ઉત્પન્ન કરવાનું સાધન. એ મોટર વડે જ ટ્રામ, આગગાડી, વિદ્યુત વડે ચાલતાં યંત્રના પૈડાં, પંખા વગેરે અનેક સાધનોમાં ચક્રગતિ ઉત્પન્ન કરી શકાય છે.

ડાઇનેમામાં યાંત્રિકશક્તિ (mechanical energy) વાપરી વિદ્યુતશક્તિ ઉત્પન્ન કરવામાં આવે છે. ડાઇનેમાની અને મોટરની રચનામાં કંઈ ખાસ ફેર નથી. ડાઇનેમામાં આર્મેચર યાંત્રિકબળ વડે ફેરવવાથી વિદ્યુત ઉત્પન્ન થાય છે, જ્યારે મોટરમાં એથી ઉલટું વિદ્યુતપ્રવાહ મોકલી આર્મેચરને ગોળ ફેરવી યાંત્રિકશક્તિ મેળવી શકાય છે.

આકૃતિ (૨૭૬) માં મોટરનો સિદ્ધાન્ત સમજાવતી એક રચના બતાવી છે. એક લોહચુંબકના ધ્રુવની વચ્ચે તૂટક લીટીની ધરી ઉપર ગોળ ફરે તેવો આર્મેચર રાખવામાં આવે છે. સરળતા ખાતર આખા આર્મેચરને ન બતાવતાં માત્ર એક તારનું ગુંછળું (coil) अ ब क ड બતાવેલું છે. એ તારના બે છેડાને क ને क' થી બતાવેલા અર્ધગોળ સાથે જોડેલા છે. એ અર્ધગોળ પણ આર્મેચરની સાથે ચક્રાકાર ફરે છે. એને અડીને બે વિદ્યુત છેડા अ ને ब રાખેલા છે. જ્યારે એ છેડા મારફતે વિદ્યુતપ્રવાહ ગુંછળાંમાં મોકલવામાં આવે છે, ત્યારે ગુંછળાંમાં ચુંબકબળ ઉત્પન્ન થાય છે અને આથી ગુંછળાંની એક બાજુ ઉત્તરધ્રુવ બને છે અને બીજી દક્ષિણ ધ્રુવ બને છે. આથી ગુંછળાની ઉત્તર બાજુ લોહચુંબકના દક્ષિણ ધ્રુવ તરફ અને ગુંછળાંની દક્ષિણ બાજુ લોહચુંબકના ઉત્તરધ્રુવ તરફ આકર્ષાઇ જાય છે. હવે એ દરમિયાન क ને क' આગળ આવેલા અર્ધગોળાના જોડાણ ઉલટાં થાય છે. પ્રથમ જે છેડામાંથી વિદ્યુત દાખલ થતી તેમાંથી હવે વિદ્યુત બહાર આવે છે, એટલે તારના ગુંછળાંની બન્ને બાજુના ચુંબક ધ્રુવો ઊલટા થઇ જાય છે; એટલે કે લોહચુંબકના ઉત્તર ધ્રુવની નજીકની બાજુ ઉત્તર ધ્રુવવાળી બાજુ થઇ જાય છે. એ બન્નેની વચ્ચે હવે અપાકર્ષણ થાય છે; એટલે તારનું ગુંછળું વળી ચક્રમાં ફરે છે. આમ આપોઆપ વિદ્યુતપ્રવાહ ઊલટસુલટ થવાથી આ તારનું ગુંછળું અથવા આર્મેચર કાયમ ફરતું થઇ જાય

આકૃતિ ૨૭૬




વિદ્યુતમોટર

છે. એ આર્મેચરની ધરી સાથે જે યંત્રો ફેરવવાં હોય તેને જોડવામાં આવે છે. વિદ્યુતપ્રવાહના મૂલ્યમાં અને દબાણમાં ફેરફાર કરવાથી ગતિ વત્તીઓછી થઇ શકે છે.

૫ ટ્રાન્સફોર્મર
Transformer

કેટલીકવાર વિદ્યુતદબાણ ઘણું મોટું હોય તો તેમાંથી ઓછાં દબાણવાળો વિદ્યુતપ્રવાહ ઉત્પન્ન કરવો પડે છે. દાખલા તરીકે શહેરમાં વહેંચવામાં આવતો વિદ્યુતપ્રવાહ ૪૬૦ વોલ્ટથી લાઇનના તારોમાંથી વહે છે; પરંતુ ઘરમાં માત્ર ૨૩૦ વોલ્ટના દબાણથીજ વિદ્યુત આપવામાં આવે છે; એટલે કોઇ રીતે એ દબાણ ઓછું કરવું પડે છે. દબાણ ઓછું

આકૃતિ ૨૭૭




કરવામાં વિદ્યુત ઉપપાદનનો સિદ્ધાન્ત ઉપયોગમાં લેવાય છે. આકૃતિ (૨૭૭)માં એક વિંટીના જેવું લોખંડનું ચક્ર अब બતાવેલું છે. તેની ઉપર अ અને ब આગળ વિદ્યુતતારો વિંટેલા છે. હવે વધારે આમળા (turn) વાળા તાર अ માંથી ડાઇનેમા વડે ૪૬૦ વોલ્ટના દબાણથી ઊલટસુલટ (alternating) વિદ્યુતપ્રવાહ પસાર કરવામાં આવે, તો ઓછા આમળાવાળા તાર ब માં પણ ઊલટસુલટ વિદ્યુતપ્રવાહ ઉત્પન્ન થશે. વિંટી આકારના લોખંડમાંથી એક પ્રવાહ વડે ઉત્પન્ન થયેલી ચુંબકરેષા બીજા તારના આમળાના મધ્યમાંથી પસાર થાય છે, તેથી બીજા તારમાં ઉપપાદિત વિદ્યુતપ્રવાહ ઉત્પન્ન થાય છે. હવે જેમાંથી વિદ્યુતપ્રવાહ દાખલ થાય તે

આમળાની સંખ્યા બીજા કરતાં બમણી હોય, તો બીજામાં ઉપપાદિત વિદ્યુતનું દબાણ પણ અર્ધું થઇ જશે. આ રીતે ૪૬૦ વોલ્ટના દબાણથી અ માં આવતી વિદ્યુતને બ આગળ ૨૩૦ વોલ્ટની કરવામાં આવે છે અને તે વડે અનેક દીવા દ સળગાવવામાં આવે છે. આ સાધનને ટ્રાન્સફૉર્મર કહેવામાં આવે છે. જો બ માં અ કરતાં વધુ આમળા હોય તો આ સાધન વડે વિદ્યુત દબાણ પણ વધારી શકાય છે.

૬. વિદ્યુતઘંટડી
Electric bell

વિદ્યુતચુંબકનો ઉપયોગ ઘંટડી વગાડવામાં થાય છે. આકૃતિ (૨૭૮)માં એક વિદ્યુતઘંટડી બતાવવામાં આવી છે. એક કોષ અથવા બૅટરીમાંથી તીરથી બતાવેલી દિશામાં વિદ્યુતપ્રવાહ આવે છે અને ઘંટડીના અ છેડામાં દાખલ થાય છે. ત્યાંથી એ પ્રવાહ ઘોડા–નાળ જેવા એક વિદ્યુતચુંબક (૧,૨) (electromagnet) ની ફરતેથી પસાર થાય છે. વિદ્યુતચુબંકના છેડાની સમાન્તર સહેજ અંતરે લોખંડની પટી (૩) રાખેલી છે. એ પટીમાં પ્રવાહ દાખલ થાય છે. એ પટીની સાથે હથોડી (૫) જડેલી છે અને તે પ્રવાહ શરૂ થાય ત્યારે ઘંટડી (૬) ઉપર અથડાય છે. પછી (૩) માંથી વિદ્યુતપ્રવાહ પટીને અડીને રાખેલા એક સ્ક્રૂ (૪) માં દાખલ થાય છે અને ત્યાંથી બ મારફતે પાછો કોષમાં જાય છે, અને આમ વિદ્યુતનો માર્ગ (circuit) પૂર્ણ થાય છે.

આકૃતિ ૨૭૮




વિદ્યુતઘંટડી

જ્યારે ચાંપ દબાવી વિદ્યુત મોકલવામાં આવે છે, ત્યારે ભરતર લોખંડના સળિયામાં ચુંબકત્વ ઉત્પન્ન થાય છે. આથી એ વિદ્યુતચુંબક (૧, ૨) બાજુમાં રાખેલી પટી (૩) ને આકર્ષે છે. આ આકર્ષણથી હથોડી (૫) ઘંટડી (૬) ઉપર અથડાઇને અવાજ ઉત્પન્ન કરે છે; પરંતુ પટી ચુંબક તરફ આકર્ષવાથી સ્ક્રૂ (૪) આગળનો વિદ્યુત સંબંધ તૂટી જાય છે. વિદ્યુત સંબંધ તૂટયો એટલે વિદ્યુતચુંબકનું ચુંબકત્વ (magnetism) જતું રહે છે, અને લોખંડની પટી સ્થિતિસ્થાપક હોવાથી પોતાના અસલને સ્થળે પાછી આવે છે. જેવી પટી પાછી આવે કે પાછો સ્ક્રૂ (૪) આગળ વિદ્યુત સંબંધ જોડાય છે, અને પાછો પ્રવાહ ચાલુ થાય છે. આમ થવાથી વળી પાછી પટી વિદ્યુતચુંબક વડે આકર્ષાય છે. જ્યાં સુધી ચાંપ દાબેલી રાખીએ, ત્યાં સુધી વિદ્યુત ઘંટડીમાં પ્રવાહની સાંધતૂટ (make and break) થયા કરે છે, અને હથોડી નિયમિત રીતે ઘંટડી ઉપર પ્રહાર કર્યા કરે છે.

આમ ઘણી ઝડપથી ચુંબકબળ ઉત્પન્ન કરી પાછું બંધ કરવા માટે વિદ્યુતચુંબકની મધ્યમાં લોખંડનો ઘોડાનાળ સળિયો રાખવામાં આવ્યો છે. એ ભરતર લોખંડનો (soft iron) જ હોવો જોઇએ. જો લોખંડ અથવા પોલાદ (steel) નો સળિયો વાપરીએ તો તે કામમાં નહિ આવે. એનું કારણ એ છે કે પોલાદની ફરતેથી (અલગ વિદ્યુત તાર વિંટાળી) વિદ્યુતપ્રવાહ પસાર કરીએ તો તેમાં જોઇએ તેટલું ચુંબકબળ ઉત્પન્ન થતું નથી અને વિદ્યુતપ્રવાહ બંધ થાય ત્યારે તેમાનું બધું ચુંબકત્વ તદ્દન નષ્ટ થતું નથી; પરંતુ એ કાયમનો ચુંબક બની જાય છે. ભરતર લોખંડમાં વધુ ચુંબકત્વ ઉત્પન્ન થાય છે અને પ્રવાહ ચાલુ હોય ત્યાં સુધી જ તે ક્ષણિક લોહચુંબક બને છે.

**૭. ટેલિગ્રાફ**
**Telegraph**

આકૃતિ (૨૭૯) માં ટેલિગ્રાફની સાદી રચના બતાવેલી છે. એમાં પણ વિદ્યુતચુંબકનો જ ઉપયોગ કરવામાં આવે છે. त વડે એક શહેરમાંથી બીજા શહેરમાં જતાં ટેલિગ્રાફના તારના દોરડાં દર્શાવવામાં આવ્યાં છે. ब આગળ ઘણા કોષો (બૅટરી) રાખી એક તેનો છેડો જમીનમાં દાટવામાં આવ્યો છે. બીજો છેડો क આગળ સંધાણ કરી એક ચાવી च₁ સાથે જોડાય એમ રાખેલો છે. એ

આકૃતિ ૨૭૯




ચાવીને स સ્પ્રિંગ વડે क આગળ વિદ્યુત જોડાણ કાયમ ન રહે તેટલા માટે ઊંચકી રાખેલી હોય છે. એમાંથી વિદ્યુત-પ્રવાહ त વાટે બીજા શહેરમાં રાખેલા એક વિદ્યુતચુંબક व ની ફરતે પસાર થાય છે, અને ત્યાંથી એ છેડો જમીનમાં ઉતારવામાં આવેલો છે. જે વિદ્યુતપ્રવાહ त માર્ગે મોકલવામાં આવે તે જમીન जज' માર્ગે પાછો કોષો (બૅટરી)માં આવે છે અને એમ વિદ્યુતમાર્ગ (electric circuit) પૂર્ણ થાય છે. જમીન ઘણીજ વિદ્યુતવાહક હોવાથી तના જેવા પાછા આવતા તાર (return wire)ની ગરજ સારે છે. જો જમીનમાંથી પ્રવાહ પસાર ન થતો હોત તો तના જેવો પાછો આવતો બીજો એક લાંબો તાર રાખી વધુ ખર્ચ કરવો પડત. પરંતુ આવી રીતે તારને બન્ને જગ્યાએ જમીનમાં દાટવાથી પાછા આવતા તાર (return wire) તરીકે જમીનનો ઉપયોગ થાય છે.

જ્યારે ચાવી च₁ દબાવી વિદ્યુતપ્રવાહ સાંધવામાં આવે છે ત્યારે ब ની ફરતે એ પ્રવાહ પસાર થવાથી એ વિદ્યુતચુંબક બને

છે અને તેથી $ચ_2$ ચાવી (નીચે જોડેલી લોખંડની પટી લ ને લીધે) નીચે આકર્ષાય છે. $ચ_1$ ચાવી જ્યાં સુધી દબાવી રાખીએ ત્યાં સુધી $ચ_2$ નીચે આકર્ષાઇ રહેશે. જેવી $ચ_1$ ને છોડી પ્રવાહ ક આગળ તોડવામાં આવે તેવી $ચ_2$ ચાવી સ્પ્રિંગ સ' વડે ઊંચે ચાલી જાય છે. આમ લાંબા અથવા ટૂંકા સમય માટે ચાવી $ચ_1$ ને દબાવવાથી ડૅશ (—) અથવા ડૉટ (•) જેવી સંજ્ઞા (sign) વડે સંદેશા મોકલી શકાય છે.

આકૃતિ ૨૮૦



આકૃતિ (૨૮૦) માં આપોઆપ ડૉટ (•) અને ડેશ (–) ની સંજ્ઞા એક સરતાં કાગળ ઉપર નોંધી શકાય તેવી રચના કરવામાં આવેલી છે. કાગળ ઉપર વત્તા- ઓછા સમય માટે અણી બાજુની ચાવી પડે છે અને તેથી તેની શાહીમાં ભીંજવેલી અણી વડે નિશાની થાય છે. વિદ્યુતપ્રવાહનો માર્ગ તીર વડે બતાવેલો છે.

**૮. ટેલિફોન**
**Telephone**

ટેલિફોનની સાદી રચના આકૃતિ (૨૮૧)માં બતાવી છે. ટેલિફોનમાં જે ભુંગળાંમાંથી બોલીએ તે મુખનળી (૧) આગળ બતાવી છે. જે ભુંગળાં વડે સાંભળીએ છીએ તે

કાનનળી (૩) આગળ બતાવી છે. એ બન્નેને જોડતા તારોને (૨) આગળ બતાવેલા વિદ્યુતકોષને જોડવામાં આવે છે.

મુખનળી (૧)માં अ અને ब એ લોખંડની પટી છે. ब આગળના ભુંગળાંમાં બોલવામાં આવે તેથી તેમાં ધ્રુજારી ઉત્પન્ન થાય છે અને ब પટી આગળ પાછળ જઈ अ ની નજીક આવે છે અથવા દૂર જાય છે. अ અને ब ની વચ્ચેનો વિદ્યુતપ્રવાહ ટપકાંથી બતાવેલા કોલસાના બારીક રજકણોમાંથી પસાર થાય છે. જ્યારે अ અને ब પ્લેટની વચ્ચેનું અંતર ઓછું થાય, ત્યારે એ રજકણો

આકૃતિ ૨૮૧




(૧) મુખનળી, (mouth piece); (૨) બૅટરી;
(૩) કાનનળી (ear piece).

સંકોચાય છે અને તેથી એમાંથી વધુ પ્રમાણનો વિદ્યુતપ્રવાહ પસાર થાય છે. જ્યારે ब દૂર જાય છે, ત્યારે એ રજકણો વિસ્તૃત થાય છે અને તેથી પ્રમાણમાં ઓછો પ્રવાહ પસાર થાય છે. આ રીતે અવાજના આંદોલન વડે ब ની ધ્રુજારી ઉત્પન્ન થાય છે અને તે ધ્રુજારીથી अ અને ब વચ્ચેના કોલસાના રજકણો નજીક આવે છે અને દૂર જાય છે. આથી વિદ્યુતપ્રવાહમાં પણ વધઘટ થાય છે. કાનનળીમાં (૩) રાખેલા લોખંડના સળિયાની

ફરતે વિદ્યુત તાર વિંટાળેલો છે. વિદ્યુતપ્રવાહ વધઘટ થાય એટલે સળિયામાં વત્તુંઓછું ચુંબકત્વ આવે છે. એને લીધે એ સળિયાની નજીક રાખેલી લોખંડની પટ્ટી (plate) વત્તી-ઓછી આકર્ષાઇ આંદોલિત થાય છે. આ આંદોલનોમાંથી ઉત્પન્ન થતાં વિદ્યુતપ્રવાહની વધઘટના પ્રમાણસર હોવાથી પ વડે હવામાં મુખનળી (૧) આગળ કરેલાં તે જ પ્રકારના અવાજના આંદોલનો ઉત્પન્ન થાય છે. આ રીતે (૧) આગળ કાઢેલો અવાજ ફરીથી કાનનળી (૩) આગળ પ ની ધ્રૂજારીથી સંભળાય છે. એ રીતે અવાજના આંદોલનો, ચુંબકબળનો ફેરફાર, પ્રવાહની વધઘટ એ સર્વ સંવાદિત (in resonance) હોવાથી જે અવાજ વ આગળ કર્યો, તે જ અવાજ પાછો પ પ્લેટ વડે મળે છે. આ ટેલિફોનનો સાદો સિદ્ધાંત સૂચવે છે.

**૯. માઇક્રોફોન Microphone**

ઉપર દર્શાવેલા સિદ્ધાન્ત ઉપર આધાર રાખી માઇક્રોફોન વડે અવાજના આંદોલનને વિદ્યુતપ્રવાહમાં ફેરફાર કરી ધ્વનિવર્ધકો (loud speakers) વડે અવાજને મોટો કરવામાં આવે છે. માઇક્રોફોનમાં પ્રથમ અવાજના આંદોલનોને વિદ્યુતના પ્રવાહની વધઘટ કરવા માટે એક કોષ (બેટરી)માંથી પ્રથમ થોડો પ્રવાહ આકૃતિ (૨૮૨) માં બતાવ્યા પ્રમાણે ક જેવી ધાતુની પ્લેટમાં દાખલ કરવામાં આવે છે. એ પ્રવાહ ક ને અ ની વચ્ચે રાખેલા કોલસાના બારીક ભુકા વ માંથી પસાર થાય છે. અવાજ કરવામાં આવે, ત્યારે ક પ્લેટની ધ્રુજારીથી કોલસાના કણો આઘાપાછા જાય છે, એટલે તેનો પ્રતિરોધ (resistance)

આકૃતિ ૨૮૨



વત્તોઓછો થાય છે; અને તેથી વિદ્યુતપ્રવાહ પણ તેજ પ્રમાણમાં વધઘટ થાય છે. આ રીતે ઉત્પન્ન કરેલા પ્રવાહને ધ્વનિવર્ધકમાં લઇ જઇ વિદ્યુતપ્રવાહને વિપૂલ ( magnify ) કરી પાછો મોટો અવાજ ઉત્પન્ન કરી શકાય છે.

## સાર

૧. વિદ્યુતપ્રવાહ ચાલુ થાય તે વાહકની ફરતે ચુંબકબળ પેદા થાય છે. આથી ઊલટું જો વાહકની નજીક એકાએક ચુંબકબળ પેદા કરવામાં આવે અથવા વાહકને ચુંબકબળના ક્ષેત્રમાં ઝડપથી ખસેડવામાં આવે તો તેમાં વિદ્યુતપ્રવાહ પેદા થાય છે. આને ઉપપાદિત પ્રવાહ ( induced current ) કહેવામાં આવે છે.

૨. એક બંધ ગુંછળાંમાં ચુંબકબળનો એકાએક ફેરફાર કરવામાં આવે તો તેથી ઉપપાદિત વિદ્યુતપ્રવાહ પેદા થાય છે અને એ પ્રવાહ જ્યાં સુધી ચુંબકબળનો ફેરફાર ચાલુ રહે, ત્યાં સુધી જ પસાર થાય છે. ગુંછળાંમાં પેદા થતું ઉપપાદિત વિદ્યુતચાલક બળનો ( induced electromotive force ) આધાર ચુંબક-બળના ફેરફારની ઝડપ ઉપર આધાર રાખે છે. જેમ ઝડપથી લોહચુંબકને એ ગુંછળાંમાં લાવીએ અથવા દૂર કરીએ, તેમ વધુ વિદ્યુતચાલકબળ ઉત્પન્ન થાય છે. ઉપપાદિત વિદ્યુત હંમેશાં ગુંછળાંમાં થતા ચુંબકબળના ફેરફારનો વિરોધ કરે છે. ચુંબક-બળનો ફેરફાર લોહચુંબક વડે, નજીકના ગુંછળાંમાં પ્રવાહ પસાર કરી અથવા વાહક ગુંછળાંને ચુંબકક્ષેત્રમાં ગોળ ફેરવીને કરીએ તો પણ ઉપપાદિત પ્રવાહ પેદા થાય છે.

૩. મોટરનું કાર્ય પ્રવાહને લીધે ઉત્પન્ન થતાં ચુંબકબળના ઉપર આધાર રાખે છે. લોહચુંબકના ધ્રુવની વચ્ચે રાખેલાં આર્મેચર ઉપરના તારના ગુંછળાંમાં પ્રવાહ પસાર થવાથી તે અપાકર્ષ થાય છે અને ગોળ ફરવા લાગે છે. અર્ધું ચક્ર લેવાથી તેમાં

પ્રવાહની દિશા બદલાય છે, એટલે હંમેશાં અપાકર્ષણુ જ ચાલુ રહે છે.

૪. ડાયનેમોમાં ઉપપાદિત પ્રવાહ પેદા થાય છે. આર્મેચર ઉપરના ગુંછળાંને લોહચુંબકના બે ધ્રુવ જેમ ઝડપથી વધારે ફેરવીએ, તેમ વધુ વિદ્યુતચાલક બળ પેદા થાય છે. ટાન્સફોર્મરમાં પણ ઉપપાદિત વિદ્યુતનો સિધ્ધાંત ઉપયોગમાં લેવાય છે.

૫. વિદ્યુત ઘંટડી અને ટેલિફોનમાં ક્ષણિક ચુંબકત્વના ગુણનો ઉપયોગ કરવામાં આવે છે.

૬. ટેલીફોનમાં ઉપપાદિત વિદ્યુત તેમજ દબાણને લીધે કોલસાના કણોમાં પ્રતિરોધનો ફેરફાર થાય તેનો ઉપયોગ થાય છે. માઇક્રોફોનમાં અવાજના આંદોલનો પડતાં તેમાંથી પસાર થતા વિદ્યુતપ્રવાહમાં વધઘટ થાય છે અને તેવીજ વધઘટ સામી બાજુએ થવાથી લાઉડસ્પિકર વડે અવાજ સાંભળી શકાય છે.

## પ્રકરણ ૨૬

## ધ્વનિ (Sound)

**૧. ધ્વનિ શાથી ઉત્પન્ન થાય છે.**

હવામાં એક વસ્તુને જોરથી હલાવીએ, એ વસ્તુને અફાળીએ અથવા કોઇ રીતે એક વસ્તુમાં ધ્રુજારી ઉત્પન્ન કરીએ ત્યારે અવાજ ઉત્પન્ન થાય છે. ટુંકમાં અવાજ દ્રવ્યના આંદોલનોથી (oscillation)થી ઉત્પન્ન થાય છે. આ બાબત નીચેના પ્રયોગથી સ્પષ્ટ જણાય છે.

આકૃતિ ૨૮૩



પ્રયોગ:—આકૃતિ (૨૮૩) માં માં બતાવ્યા મુજબ એ સ્વરશુલ ( tuning fork ) લો અને તેને અડીને રહે તેમ એક લોખંડની ગોળીને દોરી વડે લટકાવો. હવે હથોડી વડે એ સ્વરશૂલને (ચિપિયાને) ધ્રુજાવો. એથી માલૂમ પડશે કે લોખંડની ગોળી ધ્રુજવા લાગે છે, સ્વરશૂલ (ચિપિયા) ની બન્ને પટી ધ્રુજે છે, તેથી તેમાંથી અવાજ નીકળે છે.

અવાજ ત્રણ જાતના દ્રવ્યમાંથી પસાર થાય છે. હવામાં, પાણીમાં અથવા દિવાલમાં એક જગ્યાએ અવાજ ઉત્પન્ન કરીએ તે વત્તીઓછી ઝડપે ગતિ કરી બીજી જગ્યાએ સંભળાય છે. હવામાં અવાજ સાધારણ રીતે સેકન્ડના ૩૩૦ મિટર અથવા આશરે ૧૧૩૦ ફૂટ વેગથી મુસાફરી કરે છે. પાણીમાં અવાજનો વેગ સેકન્ડનો ૧૪૦૦ મિટર છે અને લોખંડમાં સેકન્ડનો ૫૧૦૦ મિટર છે. આ ઉપરથી જણાશે કે અવાજ વાયુમાં

ધીમે પસાર થાય છે, પ્રવાહમાં ઝડપી હોય છે અને ઘન વસ્તુમાં સૌથી વિશેષ ઝડપી બને છે. પ્રકાશનો વેગ (સેકન્ડનો ૧૮૬૦૦૦ માઇલ) અવાજના વેગથી ઘણો વધુ હોવાથી એકાદ દૂરના સ્થળે કોઇ કારણથી અવાજ ઉત્પન્ન થાય તો અવાજ ઉત્પન્ન થવાનું કારણ તુરત જ દેખાશે, પરંતુ અવાજ પાછળથી આવશે.

૨. ધ્વનિ કેવી રીતે પ્રસરે છે.

ધ્વનિને ઉત્પન્ન થવા માટે તથા એક જગ્યાથી બીજી જગ્યાએ જવા માટે કોઇ પણ પ્રકારના દ્રવ્યની આવશ્યકતા હોય છે. જો દ્રવ્યનો અભાવ હોય, એટલે કે કોઇ સ્થળે શૂન્યાવકાશ હોય તો તેમાંથી અવાજ પ્રસરી શકતો નથી. દાખલા તરીકે

આકૃતિ ૨૮૪



આકૃતિ (૨૮૪) માં બતાવેલી એક કાચની બરણીમાં હવા શોષી લઈ વિદ્યુત ઘંટડી વગાડીશું તો અવાજ આવશે નહિં, પરંતુ જો અંદર હવા દાખલ કરીએ તો અવાજ આવશે. આ ઉપરથી ખાતરી થશે કે અવાજ પસાર થવા માટે કોઈ પણ દ્રવ્યના માધ્યમ (material medium) ની જરૂરિયાત છે.

અવાજ દ્રવ્યમાં આંદોલન ઉત્પન્ન થવાથી પ્રસરે છે. જેમ પાણીમાં પત્થર નાંખવાંથી મોજાં ઉત્પન્ન થઇ પ્રસરે છે, તેમ અવાજ પણ દ્રવ્યના અણુના આંદોલન વડે ઉત્પન્ન થતાં મોજાં વડે પ્રસરે છે.

આકૃતિ (૨૮૫) માં એક સ્વરશૂલ વડે કેમ અવાજ પેદા થાય તે બતાવેલું છે. (ચિપિયાનો હાથો જમણી બાજુ) જાય

આકૃતિ ૨૮૫




આકૃતિ ૨૮૬



ત્યારે તે હવાને B આગળ બતાવ્યા પ્રમાણે સંકોચે છે, અને ડાબી બાજુએ જાય, ત્યારે A ની પેઠે વિસ્તારે છે. આ ઘટના વારંવાર ચાલે છે એટલે B અને A વડે દર્શાવેલાં સંકોચન (ઘનીભવન, condensation) અને વિસ્તારણ (સ્ફારીભવન, rarefaction) અવાજના મોજાંરૂપે આગળ વધે છે.

આકૃતિ (૨૮૬)માં હવામાં અવાજના મોજાં કેમ પ્રસરે છે તે બતાવ્યું છે. હવાના બધા અણુ એકી સાથે આંદોલિત થતાં નથી એટલે શરૂઆતમાં અવાજનાં મોજાંથી હવાના અણુ એકમેકની ઘણા નજીક આવે છે, અને પછીથી વધુ વિસ્તૃત થાય છે. એ પ્રકારનો ક્રમ આગળ વધે છે. અણુ એકમેકની ખૂબ નજીક આવે તે બનાવને ઘનીભવન ( condensation ) કહેવામાં આવે છે, અને જ્યારે એકમેકથી દૂર જાય તેને સ્ફારીભવન ( rarefaction ) કહેવામાં આવે છે. અવાજનું મોજું આવા ઘનીભવન અને સ્ફારીભવનના ક્રમ વડે આગળ વધે છે.

**૩. અવાજના તરંગો Waves of sound** જેના એક છેડાને પિન લગાડી હોય એવો એક સ્વરશૂલ (tuning fork) લઈ તેને પછાડી અવાજ ઉત્પન્ન

કરશો અને આકૃતિ (૨૮૭)માં બતાવ્યા પ્રમાણે એક મેશ વાળી પ્લેટ ઉપર પિન અડેલી રાખીને ખેંચશો તો, એ પ્લેટ ઉપર વક્ર આલેખ (curve) માલૂમ પડશે, અને પાણીના મોજાંના જેવો ખ્યાલ આપશે. આ આલેખને અવાજનો તરંગ કહેવામાં આવે છે. બે તરંગના એકજ દિશામાં ઉપસેલા બે ભાગના અંતરને

આકૃતિ ૨૮૭



તરંગ–લંબાઇ (wave-length) કહેવામાં આવે છે. એક સ્વરશૂલ વડે આલેખ તૈયાર થયો હોય તો તરંગ–લંબાઇ હમેશાં સરખીજ રહે છે. એક સેકન્ડમાં સ્વરશૂલ જેટલી વાર કમ્પાયમાન થાય, તેટલા તરંગો એક સેકન્ડમાં પ્લેટ ઉપર નોંધાશે. આથી લાગે છે કે જેમ કમ્પસંખ્યા વધુ તેમ તરંગો પણ વધુ.

કમ્પસંખ્યા (frequency) વધુ તેમ અવાજ ઘણો તીણો લાગે છે. તરંગની ઊંચાઇ (amplitude) ઉપર અવાજના મોટા-પણા (loudness)નો આધાર રહે છે. જેમ અવાજ વધુ ઊંચો, તેમ તરંગો પણ વધુ ઊંચાઇના હોય છે. તરંગો જો વાંકાચુંકા હોય તો અવાજનો રણકાર બદલાશે. આમ અવાજના પ્રકારનો આધાર કમ્પસંખ્યા (frequency), તરંગની ઊંચાઇ (amplitudes) અને તરંગના સ્વરૂપ ઉપર રાખે છે.

**૪. ધ્વનિનું પરાવર્તન**
**Reflection of sound**

જેમ પ્રકાશનું પરાવર્તન થાય છે તેમ અવાજનું પણ પરાવર્તન થાય છે. મોટી દિવાલ અથવા મોટી ટેકરી આગળ

આશરે ૫૫ ફૂટથી વેગળે ઉભા રહી અવાજ કરીએ તો તેનું પરાવર્તન થઈને જે અવાજ કરીએ તેજ પાછો સંભળાય છે. ૫૫ ફૂટથી નજીક કરેલો અવાજ એટલો જલદી પાછો આવશે કે જેથી બન્ને અવાજ સેળભેળ થઇ જશે. આવી રીતે પરાવર્ત (reflect) થઈને આવતા અવાજને પ્રતિધ્વનિ અથવા પડઘો (echo) કહેવામાં આવે છે. અવાજના પરાવર્તનના નિયમો પણ પ્રકાશના પરાવર્તનના નિયમો જેવાજ છે. ધ્વનિનું પરાવર્તન નીચેના પ્રયોગોથી સમજાશે.

આકૃતિ ૨૮૮




ટેકરીની સામે ૫૫ ફૂટ દૂર રહેવાથી પડઘો સંભળાય છે.

આકૃતિ ૨૮૯



પ્રયોગઃ-આકૃતિ (૨૮૯) માં બતાવ્યા મુજબ ભુંગળીઓને A અને B આગળ ઘોડી પર ટેકવી ગોઠવો. E આગળની ભુંગળી પાસે ઘડિયાળ રાખો, બીજી ભુંગળીના છેડે F આગળ તમારો કાન ધરો. E થી F તરફ સીધાં આવતાં અવાજનાં તરંગો અટકાવવા માટે ઘડિયાળ અને તમારા કાનની વચ્ચે એક પડદો રાખો. ઘડિયાળમાંથી અવાજના તરંગો સીધાં તમે સાંભળી ન શકો તે લક્ષમાં રાખો. ભુંગળીઓના

બીજા છેડાઓ નજીક પુંઠાનો ટુકડો ઉભો રાખો. એ કાગળના પુઠાંને એવી રીતે ગોઠવો કે જેથી તમે અવાજના તરંગો E આગળ રાખેલા કાનથી સાંભળી શકો. C આગળનું પુંઠું અવાજના તરંગોના માર્ગમાં નડતરરૂપ છે. એથી અવાજના તરંગો આગળ જઇ શકતા નથી. એ અવાજના તરંગોનું પરાવર્તક (reflector) કહેવાય છે. ભુંગળી જુદી જુદી જગાએ ગોઠવી આ પ્રયોગ બે ત્રણ વખત કરો. AC અને BC ને જોડી દો. પુંઠાની સપાટી પર C માંથી લંબ દોરો. આપાત અને પરાવર્ત ખૂણાઓનું માપ લો. તમે જોઇ શકશો કે પ્રકાશના કિરણોની પેઠે અવાજના તરંગોમાં પણ આપાતકોણ પરાવર્ત-કોણની બરાબર છે.

આકૃતિ ૨૯૦




પ્રયોગઃ—બે મોટા ધાતુના અંતર્ગોળ આરસા A અને B લો. W અને F આગળ તેમના કેન્દ્ર આવે તેમ તેમને ગોઠવો. W આગળ નાનું ઘડિયાળ રાખો. તેનો અવાજ એમને એમ સંભળાતો નથી. E આગળ કાન રાખો. અવાજ તીરથી બતાવ્યા પ્રમાણે કેન્દ્રિત થાય છે, એટલે ઘણો મોટો બને છે અને કાન વડે સંભળાય છે (આકૃતિ ૨૯૦)

**એકાદ ઘુમ્મટમાં જઇ એકવાર અવાજ કરીએ તો તે અવાજનો પડઘો અનેકવાર સંભળાય છે. આવા પડઘાને અનેક પડઘા (multiple echoes) કહેવામાં આવે છે. આનું કારણ સ્પષ્ટ છે કે એક દિશામાં અવાજ કરીએ તે વારંવાર સામસામી બાજુ અથડાઇને એક પછી એક પડઘા ઉત્પન્ન કરે છે.**

અવાજને પ્રકાશની પેઠે પરાવર્તક (refector) વડે કેન્દ્રિત પણ કરી શકાય છે. જો ગોળ દિવાલ ઉપર ઘણે દૂરથી મંદ

આકૃતિ ૨૯૧




અવાજ આવે તે કેન્દ્ર આગળ સંભળાય છે. કેટલાંક મકાનોમાં અને દેવળોમાં આ જાતની ઘટનાથી અમુક જગ્યાએ (c આગળ) કરેલો મંદ અવાજ બીજે ઠેકાણે (c' આગળ) કેન્દ્રિત થઇને સંભળાય છે; પરંતુ વચ્ચેની જગ્યાએ સંભળાતો નથી. એક ગોળ દિવાલના કેન્દ્ર આગળ ઘણો મંદ અવાજ કરીએ તે દિવાલ વડે પરાવર્ત થઇને સામી ગોળ દિવાલને અથડાતો એ અવાજ બીજે ઠેકાણે સંભળાશે નહિ, પરંતુ એ બીજી દિવાલના કેન્દ્ર આગળ પાછો જોરથી સંભળાશે. આવી જાતની રચનાવાળા મકાનને વ્હિસ્પરીંગ ગેલેરી (whispering gallery) કહેવામાં આવે છે (આકૃતિ ૨૯૧).

કેટલાક સાધનો વડે ધ્વનિનું વર્ધન (magnification) પણ થઇ શકે છે. મેગાફોન (magaphone) નામના લાંબી નળીવાળા ભુંગળાં જેવા આકારના સાધનમાં બોલો તો જે દિશામાં એનું મુખ હોય તે દિશામાં અવાજની બધી શક્તિ મૂખ્યત્વે પ્રસરે

છે, એટલે અવાજ ઘણો મોટો લાગે છે. કાનને માટે પણ એવી જાતના ભૂંગળા (ear-trumpet કાનનળી) રાખવામાં આવે છે. એના પહોળાં મુખમાં દાખલ થતો અવાજ કાનની નજીક રાખેલા નાનાં કાણાં આગળ કેન્દ્રિત થાય છે અને તેથી મોટો અવાજ સંભળાય છે.

**૫. ફોનોગ્રાફ અને ગ્રામોફોન**

ફોનોગ્રાફ એટલે અવાજ નોંધવાનું સાધન અને ગ્રામોફોન એટલે નોંધેલા અવાજને પાછા સંભળાવવાનું સાધન.

અવાજ આંદોલનોથી ઉત્પન્ન થાય છે, અને અમુક જાતના અવાજ અમુક પ્રકારના જ આંદોલન ઉત્પન્ન કરે છે. આકૃતિ (૨૮૭) માં સ્વરશૂલ (tuning fork) વડે જે તરંગ ઉત્પન્ન

આકૃતિ ૨૯૨



ગ્રામોફોન.

થયેલો છે, તેને ધ્વનિ લેખ (sound track) કહેવામાં આવે છે. હવે જો એ ધ્વનિ લેખ ઊંડો કરી એક પટીને સોય લગાડી એ લેખના ખાંચામાં રાખી પટીને પાછી તેજ ઝડપથી ખેંચીએ,

તો એ પટી સ્વરશલાની પેઠે જ આંદોલિત થશે અને તેવોજ અવાજ બહાર પાડશે.

આજ સિદ્ધાન્ત ઉપર આધાર રાખી એડીસને ૧૮૭૭ માં ફોનોગ્રાફ અને ગ્રામોફોન શોધી કાઢ્યું. અવાજના આંદોલનોને કેન્દ્રિત અને વિપૂલ (magnify) કરી એક પિનને અવાજને

આકૃતિ ૨૯૩




સંવાદિત (unison) હોય તેમ આંદોલિત કરવામાં આવે છે. એ પિનની ધ્રૂજારી એક મીણની તાવીને ગોળ ફેરવી નોંધી લેવામાં આવે છે. એટલે ધ્વનિલેખ તૈયાર થાય છે. આમ ફોનોગ્રાફનું કાર્ય ખતમ થાય છે. એ જ તાવીના ધ્વનિલેખમાં એક સાઉન્ડ બોક્ષ (sound box) ની પિન રાખી તાવીને પાછી અસલની ઝડપે ફેરવવામાં આવે, તો પાછો તેજ અવાજ ઉત્પન્ન કરી શકાશે. આકૃતિ (૨૯૩)માં સાઉન્ડ બોક્ષ બતાવવામાં આવ્યો છે. પિન P ને એક ધાતુની અથવા કાચની એક સરખી પાતળી પ્લેટ D ની વચ્ચે જડેલા સળિયામાં એક સ્ક્રૂ s વડે જોડવામાં આવે છે. પિનની ધ્રુજારી એ સળિયા મારફતે પ્લેટ D ને પહોંચે છે અને એ પ્લેટ ધ્રુજવાથી હવામાં અવાજના આંદોલન ઉત્પન્ન થાય છે, અને તે અવાજ નળીવાટે બહાર પડે છે. ગ્રામોફોનને આકૃતિ (૨૯૨) માં બતાવવામાં આવ્યું છે.

**૬. કાનની રચના અને કાર્ય**

અવાજના આંદોલન દૂરથી આવે છે તે પ્રથમ કાનની બહારની નળીમાં (૧) થઇને દાખલ થાય છે (આકૃતિ ૨૯૪). આ નળીને અંદરના ભાગમાં એક પાતળા પડદા (૨) થી બંધ કરેલી હોય છે. એ પડદાને ટિમ્પેનીક પડદો (tympanic membrane) કહેવામાં આવે છે. આ

આકૃતિ ૨૯૪




પડદાની સાથે એક હથોડી (hammer) (૩) જોડવામાં આવેલી છે. પડદા ઉપરના આંદોલનોથી હથોડી ધ્રૂજે છે અને એરણરૂપી પડદા (anvil) (૪) ઉપર અથડાય છે. એરણના પડદા ઉપર જે ધ્રૂજારી ઉત્પન્ન થાય છે તે એક તંતુ જેવા હાડકાં (stirrup bone) (૬) દ્વારા એક લંબગોળ મુખવાળી બંધ નળીના પડદાને પહોંચે છે. આ નળીને લેબિરિન્થ (labyrinth) (૭) કહેવામાં આવે છે અને એમાં પાણી જેવું પ્રવાહી

ભરેલું છે. સ્ટિરપ હાડકાં (૬)ના આંદોલન લેબિરિન્થના પડદા-દ્વારા આ પ્રવાહીમાં દાખલ થાય છે અને અંતે લેબિરિન્થના બીજે નાકે સંધાયેલા અસંખ્ય નાદતંતુ (auditory nerves) માં (૮) દાખલ થાય છે. આ નાદતંતુ અનેક લંબાઇના અને જુદી જુદી તંગ અવસ્થામાં હોય છે. અહિં અવાજના સામટાં આંદોલનોનું વર્ગીકરણ થાય છે. દરેક નાદતંતુ અમુક પ્રકારની કમ્પસંખ્યા (frequency) વાળા અવાજથીજ નાદોદિત (resonate) થાય છે, અને અવાજનું પૃથક્કરણ કરી મગજને સંદેશો પહોંચાડે છે. એક સામટા અનેક અવાજ આવતા હોય તેમાં દરેક અવાજની કંમ્પસંખ્યા, મોટાપણું અને સ્વર જુદા હોય છે. તેનું નાદતંતુ પૃથક્કરણ કરે છે. દિશા સૂચન માટે એકમેકને કાટખૂણે ત્રણ હાડકાં (૯) રાખેલાં છે, નળી (૧૦) ગળાની સાથે સંધાણ કરે છે અને અવાજના આંદોલનના વત્તાં ઓછાં દબાણથી કાનને રક્ષણ આપે છે.

આકૃતિ (૨૯૫)માં ગળામાંથી અવાજ કેવી રીતે ઉત્પન્ન થાય છે તે બતાવેલું છે. ગળામાં અવાજતંતુ (c) હોય છે. તેની ધ્રુજારી વડે અવાજ ઉત્પન્ન થાય છે. હવા નળીના મોં (G) માંથી વત્તાઓછા દબાણથી હવા બહાર નીકળે તે પ્રમાણમાં અવાજતતું

આકૃતિ ૨૯૫




વત્તાઓછા ખેંચાઇને જુદી જુદી કંપસંખ્યાના અવાજો બહાર પાડે

**છે. ગળા, મોં, જીભ, દાંત અને હોઠની પરિસ્થિત ઉપર આધાર રાખી જુદા જુદા શબ્દોના અવાજો પેદા કરી શકાય છે.**

## સાર

૧. અવાજ દ્રવ્યના હલનચલનથી ઉત્પન્ન થાય છે, અને તેના પ્રસરણ માટે સ્થુળ દ્રવ્યના માધ્યમની જરૂર પડે છે. અવાજ શૂન્યાવકાશમાંથી પસાર થતો નથી.

૨. અવાજ તરંગ (મોજાં) રૂપે ગતિ કરે છે અને શૂન્ય ડિગ્રી સેન્ટિગ્રેડે એનો વેગ ૧૦૭૦ ફૂટ દર સેકન્ડ છે. સામાન્ય ટેમ્પરેચરે અવાજનો વેગ ૧૧૩૦ ફૂ./સેક. હોય છે.

૩ સંગિતમય સ્વર નિયમિત કંપને લીધે ઉત્પન્ન થાય છે. ઘોઘાટ અનિયમિત કંપોથી પેદા થાય છે. ધ્વનિની તિવ્રતા (pitch) નો આધાર તેની કંપસંખ્યા (frequency) ઉપર રહે છે.

૪. પ્રકાશના નિયમોની પેઠેજ ધ્વનિનું પણ પરાવર્તન થાયછે.

૫. જો $\frac{૧}{૧૦}$ સેકન્ડ પછી એટલે કે ૫૫ ફૂટથી દૂરની વસ્તુ ઉપર અથડાઇને ધ્વનિ પરાવર્ત થઇને આવે તો પડઘો (echo) સંભળાય છે.

૬. અવાજના આંદોલનોને એક તકતી ઉપર પડવા દઇને તેની સાથે જડેલી પિનની ધ્રુજારીમાં ફેરવવામાં આવે છે અને એ ધ્રુજારી વડે ગ્રામોફોનની તાવી ઉપર અવાજની નોંધ થાય છે. તાવીને ગતિ આપી તેના ઉપર પિન ફેરવીને તેની ધ્રુજારી વડે પાછો અવાજ ઉત્પન્ન કરવામાં આવે છે.

# પ્રકરણ ૧

## રસાયણશાસ્ત્રને આવશ્યક ઘટનાઓ

**૧. રસાયણશાસ્ત્ર એટલે શું ?**

વૈજ્ઞાનિક જ્ઞાનનો મહાસાગર બહુ વિશાળ છે. એ જ્ઞાન જનતાને સંપૂર્ણ-પણે સમજાવવા માટે વૈજ્ઞાનિકોએ તેને જુદા જુદા વિભાગોમાં વહેંચી નાંખવાનો પ્રયત્ન કર્યો છે. એ પ્રમાણે વહેંચી નાંખવામાં આવેલા જ્ઞાનનાં દરેક વિભાગને શાસ્ત્ર તરીકે સંબોધવામાં આવે છે. એટલે કે વૈજ્ઞાનિકોએ આ વિરાટ અને વિશાળ જ્ઞાનનાં જુદાં જુદાં શાસ્ત્રો રચ્યાં છે; દાખલા તરીકે ભૌતિકશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર, ભુસ્તરશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, વગેરે. ભૌતિક ફેરફારોના સંબંધનું જ્ઞાન ભૌતિકશાસ્ત્રનાં વિભાગમાં ચર્ચવામાં આવ્યું છે. અહિં માત્ર રસાયણિક ફેરફારની સાથે સંકળાયેલા જ્ઞાનની ચર્ચા કરવામાં આવી છે. આ જ્ઞાનનાં વિભાગનો અભ્યાસ તેનું નામ રસાયણ-શાસ્ત્ર. સૃષ્ટિમાં નજરે પડતી જુદી જુદી વસ્તુ શાની બનેલી છે, એ વસ્તુના ગુણધર્મો ( properties ) શું છે અને એ વસ્તુ કેવી રીતે કેટલી રીતે સંયોજિત (compound) અથવા વિભક્ત કરી શકાય તેનો અભ્યાસ રસાયણશાસ્ત્ર દ્વારા થઇ શકે છે.

**૨. ભૌતિક અને રસાયણિક ફેરફારો Physical and chemical changes**

વીજળીના દીવાના તારમાંથી વિદ્યુત પ્રવાહ પસાર કરીએ, ત્યારે એ ગરમ થઇને પ્રકાશ અને ઉષ્ણતા આપે છે, પરંતુ વિદ્યુતપ્રવાહ બંધ કરીએ એટલે તાર પાછો હતો તેવો જ થઇ જાય છે.

એકાદ લોહચુંબકની નજીક એક ભરતર લોખંડનો સળિયો લઈ જઈએ, તો તેમાં પણ ચુંબકત્વ ( magnetism ) ઉત્પન્ન થાય છે, પરંતુ જેવું લોહચુંબક દૂર લઈ જઈએ તેવું એ ચુંબકત્વ નષ્ટ થાય છે. બરફના ટુકડાને હાથમાં લઈએ તો બરફનું પાણી થઈ જાય છે અને પાણીને ઉકાળીએ તો પાણીની વરાળ થાય છે, અને એથી ઉલટું વરાળને ઠંડી પાડી તેમાંથી પાણી અને પાછું બરફ ઉત્પન્ન કરી શકાય છે. ઉપર દર્શાવેલા દરેક પ્રયોગમાં પદાર્થના ગુણધર્મોમાં અમુક સ્થિતિને લીધે ફેર પડે છે, પરંતુ પદાર્થ તેનો તેજ રહે છે અને એનું મૂળ બંધારણ પણ તેજ રહે છે. આવા ફેરફારોને ભાતિક રૂપાંતરો કહેવામાં આવે છે. આવા પ્રકારનાં રૂપાંતરોના અભ્યાસ ભૌતિકશાસ્ત્ર સાથે સંકલિત થયેલો છે. એક પથ્થરનાં ટુકડાને જોસથી હવામાં ફેંકીને તે પથ્થરના વેગ, પ્રવેગ વગેરેના અભ્યાસ ભૌતિક શાસ્ત્ર દ્વારા તપાસી શકાશે; તેજ પથ્થરને હાઈડ્રોક્લોરિક કે સલ્ફ્યુરિક તેજાબમાં નાંખવામાં આવે તો ત્યાં નવોજ પદાર્થ બનવા પામે છે. આ ક્રિયાને રસાયણિક ક્રિયા કહેવામાં આવે છે. રસાયણિક ફેરફારો રસાયણિક ક્રિયાને આભારી હોય છે.

ખાંડના ઢગલા ઉપર સલ્ફ્યુરિક તેજાબ (sulphuric acid) રેડીએ તો ખાંડ કાળી પડી જાય છે, અને ખાંડમાંથી કોલસો (કાર્બન) ઉત્પન્ન થાય છે. મૅગ્નેસિયમ (magnesium) ધાતુના તાર બાળવામાં આવે તો તેનું હવાના ઑક્સિજન સાથે જ્વલન ( burning) થઈને તેનો મૅગ્નેસિયમ ઑક્સાઇડ (magesium-oxide) નામનો ભૂકો થઈ જશે. ચૂનાના પથ્થરને તેજાબમાં નાખવામાં આવે તો તે પથ્થર નષ્ટ થઈ તેનો જુદો જ પદાર્થ

બનવા પામે છે. દીવાસળીની પેટી પર લગાડવામાં આવતી અમુક પ્રકારની સપાટી સાથે દીવાસળીની અણી ઘસવામાં આવે તો ભડકો થાય છે અને દીવાસળી બળી જાય છે. આવા ફેરફારો જેમાં છેવટની વસ્તુના ગુણધર્મો તદ્દન જુદા બની જાય છે, તેને રસાયણિક ફેરફારો કહેવામાં આવે છે. રસાયણશાસ્ત્ર આવા ફેરફારોનો અભ્યાસ છે.

પ્રયોગ (૧) :–એક ચોખ્ખી કશનળી (test-tube) માં થોડીક ધોળી ખાંડ લો અને તેને સ્પીરિટના દીવા પર જરા ગરમ કરો. થોડી વાર પછી તપાસો કે એમાં કેવો ફેરફાર થયો છે? કશનળીમાં ખાંડ રહી છે કે નહિ? એનો રંગ અને સ્વાદ કેવો છે? પાણીમાં એ પદાર્થ ઓગળી જાય છે?

ખાંડ ધોળી અને સ્વાદે મીઠી હોય છે. એને ગરમી આપવાથી બળી જાય છે અને ખાંડ મટીને નવો પદાર્થ કોલસો બને છે. ખાંડ અને કોલસો એ જુદા પદાર્થો છે તેનાં ગુણધર્મો જુદા છે.

પ્રયોગ (૨) :–એક કશનળીમાં (test tube) થોડો મંદ નાઇટ્રિક તેજાબ લો અને તેમાં એક નાનો તાંબાનો ટુકડો નાંખો અને તેમાં શું ફેરફારો થાય તે તપાસો. તેમાંથી નીકળતા વાયુનો રંગ તેમજ તાંબુ ઓગળી ગયા પછીના દ્રાવણનો રંગ તપાસો. તાંબુ જો તેજાબમાં ન ઓગળી જાય તો જરૂર પડ્યે તે કશનળીને જરા ગરમી આપો. તેમ કરવાથી તાંબાનો રસાયણિક ફેરફાર જોવામાં આવશે અને કોપર નાઇટ્રેટ નામનો ક્ષાર બનશે.

પ્રયોગ (૩) :–એક ચોખ્ખી બિલકુલ ભેજ વગરની સૂકી ખાંડણીમાં થોડો ઇટ્રિક અગર ટાર્ટારિક તેજાબ લો અને તેમાં તેટલા જ વજનનો સૂકો ખાવાનાં સોડાનો ક્ષાર (sodium bicarbonate) ભેળવો. આ પ્રમાણે મિશ્રણ કરવાથી તમો કંઇ ક્રિયા જોઇ શકો છો? નહિ. હવે તે તેજાબને પાણીમાં ઓગાળી નાંખો અને

સોડાને પણ બીજી કશ-નળીમાં પાણી રેડી ઓગાળી નાંખો અને પછી એ બન્ને દ્રાવણોનું મિશ્રણ કરો. અહિં રસાયણિક ક્રિયા નજરે પડશે. રસાયણિક ક્રિયા થવા માટે પદાર્થોના દ્રાવણની જરૂર પડે છે.

ઉપરનાં પ્રયોગો ઉપરથી ચોખ્ખું માલૂમ પડે છે કે (૧) પદાર્થોને ગરમી આપવાથી (૨) પદાર્થોનાં માત્ર મેળવવાથી અને (૩) પદાર્થોના દ્રાવણની મેળવણથી રસાયણિક રૂપાંતરો થવા પામે છે.

**૩. શુદ્ધ દ્રવ્યો** આપણે અનેક પદાર્થો આપણી સમક્ષ જોઇએ છીએ, પણ એ દ્રવ્યો રસાયણિક દૃષ્ટિએ શુદ્ધ હોતાં નથી. એમાં અનેક પ્રકારની અશુદ્ધિઓ ભળેલી હોય છે. આપણે વરસાદનું પાણી તપાસીએ તો તે રસાયણિક દૃષ્ટિએ વિશુદ્ધ નથી. હવામાનમાંથી કેટલાક વાયુઓનું તેમજ જમીનમાંથી કેટલાક દ્રવ્યોનું તેમાં મિશ્રણ થયેલું હોય છે, તેથી પાણી શુદ્ધ હોતું નથી. કેટલીક ધાતુઓ પણ વિશુદ્ધ સ્થિતિમાં મળતી નથી. દ્રવ્યોનાં ગુણધર્મોનાં અભ્યાસ કરવા માટે આપણે તેઓને વિશુદ્ધ સ્થિતિમાં મેળવવી જોઇએ.

**૪. દ્રાવણ, Solution** પાણીનું પ્યાલું લઇ તેમાં થોડું મીઠું નાંખીએ તો થોડીવારમાં ઓગળી જશે, અને દેખાતું બંધ થશે. મીઠું અદૃષ્ય થાય છે, પરંતુ એ પાણીમાં ભળેલું રહે છે તે પાણીના સ્વાદમાં થયેલા ફેરફારથી ખબર પડે છે. એવી રીતે ઘણી વસ્તુ પાણીમાં વત્તાઓછા પ્રમાણમાં ઓગળે છે. પાણી અને વસ્તુનું જે ભેળ બને છે તેને દ્રાવણ (solution) કહેવામાં આવે છે. એક કાચની ગરણીમાં શોષક પત્ર (filter-paper) મૂકી દ્રાવણને

તેમાંથી ગાળી નાંખવામાં આવે તો દ્રાવ્ય અને અદ્રાવ્ય પદાર્થો છૂટા પાડી શકાય છે. દ્રાવ્ય પદાર્થનું પાણી સાથે દ્રાવણ બનેલું હોય છે, એટલે તે શોષકયંત્રમાં થઇને પસાર થાય છે. અદ્રાવ્ય વસ્તુ શોષકપત્ર ઉપર રહી જાય છે. દ્રાવણનું બાષ્પીભવન ( evaporation) કરવાથી ઓગળેલા પદાર્થને છૂટો કરી શકાય છે.

અમુક ટેમ્પરેચરે પાણીમાં એક વસ્તુ અમુક જ પ્રમાણમાં ઓગળી શકે છે. જો ટેમ્પરેચર વધારીએ તો તેમાં તે વસ્તુ વધુ પ્રમાણમાં ઓગળે છે. એ પ્રમાણથી વધુ વસ્તુ પાણીમાં નાંખીએ તો તે ઓગળી જતી નથી, પરંતુ એમને એમ નીચે ઠરી રહે છે. એવા દ્રાવણને સમ્પૃક્ત દ્રાવણ ( saturated solution ) કહેવામાં આવે છે. લગભગ દરેક દ્રાવ્ય ( soluble ) વસ્તુ પાણીનું ટેમ્પરેચર વધારવામાં આવે તેમ વધારે પ્રમાણમાં તે ઓગળે છે અને ટેમ્પરેચર ઓછું થાય તેમ ઓછા પ્રમાણમાં ઓગળે છે. જે વસ્તુ પાણીમાં અગર કોઇ પણ પ્રવાહીમાં ઓગળી જાય છે, તે વસ્તુને દ્રાવ ( solute ) કહેવામાં આવે છે; અને વસ્તુને ઓગાળનાર પાણી અગર કોઇપણ પ્રવાહીને તેનું દ્રાવક ( solvent ) કહેવામાં આવે છે.

ઘણાખરા ક્ષાર (salt) જેવા કે ધોવાનો સોડા, બોરૅક્ષ, સુરોખાર, ખાંડ વગેરે વસ્તુ પાણીમાં સહેલાઇથી ઓગળે છે. કેટલીક વસ્તુ નહિ જેવી જ અથવા બિલકુલ ઓગળતી નથી, તેને અદ્રાવ્ય વસ્તુ ( insoluble substance ) કહેવામાં આવે છે.

**૫. દ્રાવકતા**
**Solubility**

**એક વસ્તુ બીજીને ઓગાળી શકે એ શક્તિને દ્રાવકતા કહેવામાં આવે છે. સાધારણ રીતે ૧૦૦ ગ્રામ પાણીમાં અથવા પ્રવાહીમાં અમુક ટેમ્પરેચરે વધુમાં વધુ જેટલું દ્રાવ ઓગળે છે તેટલાંને તે વસ્તુની દ્રાવકતા (solubility) કહેવામાં આવે છે. કેટલીક વસ્તુ જેવી કે ખાંડ, મીઠુ વગેરે પાણીમાં વધુ દ્રાવ્ય હોય છે, જ્યારે સુરોખાર ( nitre )પ્રમાણમાં ઓછો ઓગળે છે. જુદાં જુદાં ટેમ્પરેચરે અને જુદાં જુદાં પ્રવાહીમાં વસ્તુની દ્રાવકતામાં ફેર પડે છે. સામાન્ય ટેમ્પરેચરે (room) temperature ) સો ગ્રામ પાણીમાં ૩૬ ગ્રામ (common salt sodium chloride) ઓગળેલું રહે છે એટલે સામાન્ય ટેમ્પરેચરે મીઠાંની દ્રાવકતા ૩૬ કહેવાય છે.**

પ્રયોગ (૪):-સામાન્ય રીતે ટેમ્પરેચર વધારવાથી વધારે પ્રમાણમાં પદાર્થ પાણીમાં કે પ્રવાહીમાં ઓગળી શકે છે. એક કાચનાં પ્યાલામાં અમુક માપ પાણી લો અને તેમાં ઓગળી શકે તેવો પદાર્થ નાંખો અને ખૂબ હલાવો. ગરમી આપવાથી તે પદાર્થ પાણીમાં તદ્દન ઓગળી જશે. વધારે ગરમી આપવાથી વધારે નાઇટર તેમાં ઓગળશે. એ નીચેનાં કોઠા ઉપરથી માલૂમ પડશે.

| ટેમ્પરેચર:— | ૦°સે. | ૨૦° સે. | ૪૦°સે. | ૫૦°સે. | ૮૦°સે. | ૧૦૦°સે. |
|---|---|---|---|---|---|---|
| દ્રાવકતા:— | ૧૩/૩ | ૩૧.૨ | ૬૩ | ૧૧૨ | ૧૭૨ | ૨૪૭ |

**૬. બાષ્પીભવન**
**Evaporation**

પ્રયોગ ૫:-એક પ્યાલામાં પાણી લો અને તેમાં થોડુંક મીઠું નાંખીને હલાવો. મીઠું પાણીમાં ઓગળી જશે તે પ્યાલાને તદ્દન ધીમી ગરમી આપો એટલે પાણી બાષ્પીભવન ક્રિયાથી ઊડી જશે અને મીઠું આપણને પાછું મળશે.

જો કોઈ દ્રાવણમાં રહેલી વસ્તુને તેના પ્રવાહીથી છૂટી પાડવી હોય તો તે દ્રાવણનું બાષ્પીભવન કરવાથી થઇ શકશે. બાષ્પીભવન એટલે પ્રવાહીનું વાયુરૂપમાં રૂપાંતર. એક છાછરી રકાબીમાં ખાંડવાળું પાણી તડકે મૂકશો અથવા છાંયડામાં લાંબે વાર રાખી મૂકશો, તો પાણી વરાળ થઇને ઊડી જશે અને ઓગળેલી ખાંડ નીચે રહી જશે. મીઠાંના અગરમાં સૂર્યના તાપે પાણીનું બાષ્પીભવન થાય છે, એટલે દ્રાવણમાં રહેલું મીઠું ઘનરૂપે નીચે રહી જાય છે. પાણીને ઉકાળવાથી બાષ્પીભવન ક્રિયા જલદી થાય છે, અને ઝટ દ્રાવ અને દ્રાવકને છૂટાં પાડી શકાય છે.

**૭. ડિસ્ટિલેશન (નિસ્યંદન) Distillation**

દ્રાવણમાંથી દ્રાવક (soluent)ને બાષ્પીભવન વડે છૂટું પાડી શકાય છે, પરંતુ પ્રવાહીને દ્રાવકથી છૂટું પાડી શુદ્ધ બનાવવું હોય તો દ્રાવણને ઉકાળી જે વરાળ બને છે, તેને કોઇ રીતે ઠંડી પાડવી પડે છે. આકૃતિ (૧)માં એવી રીતે પાણીને અથવા પ્રવાહીને ઉકાળી દ્રાવણમાંથી છૂટું પાડવાની રચના બતાવી છે. કાચના ગોળા C માં પાણીના દ્રાવણને બુન્સેન દીવા B ( Bunsen burner ) વડે ઉકાળો, એટલે પાણીની વરાળ એક વાંકી નળી વાટે બહાર જાય છે. એ લાંબી નળીની ફરતે એક બીજી નળી E રાખેલી છે. એક સ્ટેન્ડ વડે પકડીને એમાં ઠંડા પાણીનો પ્રવાહ ચાલુ રાખવામાં આવે છે, એટલે અંદરની નળીમાંથી પસાર થતી વરાળ દ્રવીભૂત (condense) થાય છે અને તેનું પાણી બને છે તે પાત્ર (vessel) F માં ભેગું થાય છે. બહારની નળીમાં ઠંડું પાણી

નીચેની નળીમાંથી દાખલ કરવામાં આવે છે, કારણ કે એ પાણી ગરમ થતાં આપોઆપ ઊંચે ચઢે છે, અને ઉપલી નળી વાટે બહાર જાય છે. આ રીતે પ્રવાહીને દ્રાવણમાંથી

આકૃતિ ૧




છૂટી પાડવાની રીતને ડિસ્ટિલેશન (distillation, નિસ્યંદન) કહેવામાં આવે છે.

**૮. સંપ્લવન**
**Sublimation**

ઘન પદાર્થને ગરમી આપવાથી સામાન્ય રીતે તેનું પ્રવાહી થાય છે અને પ્રવાહીનો વાયુ બને છે. આમ છતાં કેટલાક પદાર્થો એવા હોય છે કે જેને ગરમી આપવાથી ઘનરૂપમાંથી વાયુ રૂપમાં ફેરવાઇ જાય છે. દાખલા તરીકે આયો-ડિન અને એમોનિયમ ક્લોરાઇડ; એ દરેકને જુદી જુદી ગે કશનળીમાં નાંખો અને પછી તે નળીને ગરમ કરો તો ઘન

આયોડિન અને એમોનિયમ ક્લોરાઇડ પ્રવાહીરૂપ ધારણ કર્યા વગર વાયુરૂપમાં ફેરવાઇ જશે. એ વાયુઓની ઉપર એક ઠંડુ ઢાંકણુ ધરવામાં આવે, તો તે વાયુરૂપ પદાર્થ ઢાંકણુ ઉપર ચોંટી જાય છે અને ઘનરૂપ ધારણ કરે છે. ગરમીથી પદાર્થનાં ગુણધર્મોમાં ફરક પડતો નથી. પદાર્થ તો તેનો તેજ રહે છે. અહિં માત્ર પદાર્થનું ઘનરૂપમાંથી પ્રવાહીરૂપ થયા વગર વાયુરૂપમાં રૂપાંતર થાય છે; અને એ ક્રિયાને (sublimation) સંપ્લવન કહે છે. એમોનિયમ ક્લોરાઇડ અને રેતીના ભેળમાંથી જો એમોનિયમ ક્લોરાઇડને છૂટો પાડવો હોય તો એક કુલડીમાં બન્નેને ગરમ કરવાથી નીચે રેતી રહે છે, અને ઉપરના ઠંડા ઢાંકણા ઉપર એમોનિયમ ક્લોરાઇડ બાઝી જાય છે.

**૯ ફિલ્ટ્રેશન. (ગાળણ) Filtration**

પાણીમાં અથવા પ્રવાહીમાં કેટલીકવાર અદ્રાવ્ય (insoluble) વસ્તુ ભળેલી હોય છે તેને એમને એમ છટી પાડી શકાતી નથી. બાષ્પીભવનથી અથવા નિસ્યંદનથી એ પાણીને ચોખ્ખું બનાવી શકાય છે, પરંતુ સહેલાઇથી ચોખ્ખું બનાવવા આપણે પાણીને કપડાથી ગાળીએ છીએ. આમ છતાં વધુ ચોખ્ખાઇ માટે ગરણીમાં (funnel) માં ઘણા જ બારીક છીદ્ર-વાળું એક શોષક-પત્ર ગાળવાનું કાગળ (filter paper) વાપરવામા આવે છે. આકૃતિ (૨)માં ગાળણ (filtration) કેમ થાય તે બતાવ્યું છે.

આકૃતિ ૨





પ્રયોગ (૬):–એક ગોળ શોષક–પત્ર લઇ તેને બતાવ્યા પ્રમાણે વચ્ચેથી વાળી પ્રથમ બેવડું બનાવી પછી ફરીથી વાળી ચોવડું બનાવો. હવે એ ચોવડા થયેલાં કાગળની એક બાજુએ એક પડ અને બીજી બાજુએ ત્રણ પડ રાખી શંકુની પેઠે ગોળ બનાવી ગરણીમાં બરાબર બેસાડો. હવે ડહોળું પાણી આપ્યું હોય તે એક પ્યાલામાં લો. બાજુમાં બતાવ્યા મુજબ એક કાચના સળિયાને અડાડી ભેળવાળા પાણીની ધાર ધીમે ધીમે નીચે ઉતારો. એ ગરણીમાંથી નિતર્યું પાણી નીચેના વાસણમાં પડશે, અને ભેળમાં રહેલી અદ્રાવ્ય વસ્તુ શોષકપત્ર ઉપર રહી જશે.

**આવી રીતે માત્ર ભેળમાં રહેલી અદ્રાવ્ય વસ્તુ જ છૂટી પડે છે. દ્રાવણમાં રહેલી વસ્તુ પાણી સાથે નીચે ગળી જાય છે.**

**૧૦. નિતારણ**
**Decantation**

**ચોમાસામાં જેમાં કાદવ ભળી ગયેલો હોય તેવું નદીનું પાણી લઇને એક પ્યાલામાં રહેવા દઇએ તો થોડીવારમાં ઠરી જશે અને ઉપર ચોખ્ખું પાણી રહેશે. એ પાણીને જરા કાળજીથી નિતારી લેવાથી ચોખ્ખું પાણી મળી શકે છે. આવી રીતે અદ્રાવ્ય વસ્તુને ઠરવા દઇ પાણી નિતારી લઇએ તેને નિતારણ (decantation) કહેવામાં આવે છે. પાણીમાં ભળેલો કોલસાનો ભુકો નિતારણ ક્રિયાથી છૂટો પાડી શકાય છે.**

**૧૧. કેલાસીભવન**
**Crystallisation**

**થોડું મીઠું પાણીમાં નાંખવાથી તે ઓગળી જશે, પરંતુ મીઠાંનું પ્રમાણ વધારતા જઇશું તો માલૂમ પડશે કે અમુક પ્રમાણથી વધુ મીઠું આપેલાં પાણીમાં ઓગળી શકતું નથી. પરંતુ જો પાણીને ગરમ કરીએ તો વધારે મીઠું ઓગળી શકે છે. એ પાણીને ઠંડુ પડવા દઇએ તો જે વધારાનું મીઠું**

ઓગળેલું હતું તે પાણીમાં ઓગળેલું રહી શકશે નહિ. એટલે સ્ફટિક (crystal) રૂપે નીચે ઠરી જશે. આવી રીતે સ્ફટિક બંધાય તે ઘટનાને કેલાસીભવન ( crystallisation ) કહેવામાં આવે છે. જો આવાં પાણીનાં દ્રાવણને તાપમાં હલાવ્યા વિના ઊડી જવા દઈએ, તો પણ દ્રાવ્ય ( solvent ) વસ્તુના સ્ફટિક બંધાય છે. સ્ફટિક એટલે પાસાવાળા અને સપાટ બાજુવાળા મોટા કણો. એક વસ્તુના સ્ફટિક એક જ પ્રકારના હોય છે, પરંતુ કદમાં નાના મોટા હોઇ શકે છે. દ્રાવણવાળાં પાણીને બહુ જ ધીમે ઊડી જવા દઇ અથવા બહુ ધીમે ઠંડુ પડવા દઇને કેલાસીભવનની ક્રિયા કરવામાં આવે તો મોટા કેલાસ અથવા સ્ફટિક તૈયાર થાય છે. સ્ફટિક–જળને લઇને કેટલાક પદાર્થોના કેલાસો રંગવાળા હોય છે. તેવા રંગવાળા પદાર્થોમાંથી સ્ફટિકજળ કાઢી નાંખવામાં આવે તો તે ધોળા થઇ જાય છે. દાખલા તરીકે સ્ફટિક–જળવાળો કૉપર સલ્ફેટ ભૂરો ( blue ) હોય છે, પરંતુ સ્ફટિક–જળ વિનાના બન્ને કેલાસો ધોળા હોય છે. આ જાતના રંગો આપવાનો સ્ફટિક–જળનો વિશિષ્ટ ગુણ હોય છે.

આકૃતિ ૩.



ખાંડના કેલાસો

આકૃતિ ૪



આઠખૂણુ કેલાસ

એકથી વધારે ક્ષાર (salt) હોય તેવા પાણીના ગરમ દ્રાવણને ઠંડુ પડવા દઇ કેલાસીભવન થવા દેવાથી તે ક્ષારો છૂટા પાડી શકાય છે, કારણ કે જુદા જુદા ક્ષારો જુદા જુદા ટેમ્પરેચરે કેલાસીભૂત (cystallise) થાય છે. આ પ્રમાણે સુરોખાર અને મીઠું જુદાં પાડી શકાય છે. ઊકળતાં પાણીમાં સુરોખાર અને મીઠાંનું સમ્પૃક્ત દ્રાવણ બનાવી ઠંડુ પડવા દેવાથી, પ્રથમ સુરોખાર કેલાસીભૂત થશે. એમાંનું પાણી નિતારી લઇ એ પાણીને પાછું ઠંડુ પડવા દેવાથી મીઠું કેલાસીભૂત થશે. એજ પ્રમાણે ફટકડી (alum) અને મોરથુથુના (copper sulphate) ભેળને પણ જુદું પાડી શકાય છે, કારણ કે પાણીને ઠંડુ પાડતાં ફટકડી પહેલી કેલાસીભૂત થશે. ફટકડીના અથવા સુરોખારના તદ્દન ચોખ્ખા સ્ફટિક મેળવવા હોય તો પાણીને ખબ ગરમ કરી સમ્પૃક્ત દ્રાવણ બનાવી ઠંડુ પડવા દેવાથી ચોકખા સ્ફટિક મળે છે અને થોડા પ્રમાણમાં ભળેલા બીજા ક્ષાર પાણીમાં જેમના તેમજ રહી જાય છે.

પ્રયોગ (૭) :—મેલાં મીઠાંને પાણીમાં ઓગાળી તેનું સમ્પૃકત દ્રાવણ બનાવો; પછી એ પાણીનું ગાળણ (filtration) કરો એટલે કચરો અને બીજી અદ્રાવ્ય વસ્તુ ઉપર રહી જશે. એ દ્રાવણને છાછરા

વાસણમાં રાખી તડકામાં મૂકી પાણીને ઊડી જવા દો. અંતે મીઠાના ચોકખા સ્ફટિક રહી જશે; સ્ફટિક નહિ બનાવવા હોય તો વાસણને તાપ આપી વરાળ બનાવો. થોડા વખતમાં નીચે ચોખ્ખું દ્રવ્ય મળી આવશે.

આવી રીતે અનેક ક્ષારોનાં સ્ફટિક તૈયાર કરી શકાય છે. ખાંડ, મીઠું (sodium chloride), ફટકડી (alum), સુરોખાર (nitre), મોરથુથું (copper sulphate) વગેરે વસ્તુના સ્ફટિક સાધારણ રીતે જાણીતા છે.

મીઠાં (sodium chloride) અને પોટાસિયમ ક્લોરાઇડના સ્ફટિક ઘન આકારના હોય છે, સુરોખાર (nitre, potassium nitrate) ના સ્ફટિક સળી આકારના હોય છે અને ફટકડીના લંબ આઠ બાજુવાળા સ્ફટિક હોય છે.

**૧૨. સ્ફટિક-જળ**
**Water of crystallisation**

પ્રયોગ ૮ મો:—એક કશનળીમાં થોડાક ફટકડીના સ્ફટિક લો અને તેને ગરમ કરો. નળીના મુખ આગળ પાણીના બિંદુ બાઝે છે. કશનળીમાં રહેલી ફટકડીમાં કેવો ફેરફાર થશે ?

પ્રયોગમાં બતાવ્યા પ્રમાણે ફટકડીના સ્ફટિકને ગરમ કરીએ તો નળીના મુખ આગળ પાણીના બિંદુ ઝામેલાં માલૂમ પડશે. એ ઉપરથી લાગે છે કે સ્ફટિક બંધાય તેની સાથે થોડું પાણી પણ સ્ફટિકમાં બંધાઇ જાય છે. આ રીતે સ્ફટિકમાં રહેલું પાણી છૂટું નહિ હોતાં સ્ફટિકના બંધારણમાં જડાયેલું હોય છે; એટલે સ્ફટિકને અડકવાથી તે માલૂમ પડતું નથી, તેમ જ આંખે દેખી શકાતું નથી. આવી રીતે સ્ફટિકની રચનામાં ભાગ લેતાં પાણીને કેલાસીભવનનું જળ અથવા સ્ફટિક-જળ

( water of crystallisation ) **કહેવામાં આવે છે. જુદા જુદા સ્ફટિકમાં વત્તાઓછા પ્રમાણમાં આ જળ રહેલું હોય છે.**

**૧૩. જલાકર્ષક દ્રવ્યો Hygroscopic substances**

પ્રયોગ (૮):–થોડા મીઠાંના કેલાસને એક કાચની રકાબીમાં ખુલ્લા રાખી એકાદ બે દિવસ રહેવા દો. મીઠાંના ગાંગડામાં કંઇ ફેરફાર માલૂમ પડે છે? (૨) થોડો ફોસ્ફરસ પેન્ટૉક્સાઇડ નામનો ક્ષાર લો અને તેને એ કાચના વાસણમાં ખૂલ્લો રહેવા દો. થોડી વાર પછી તેને તપાસી જુઓ. એ ક્ષારમાં કંઇ ફેરફાર થયો છે કે? (૩) થોડાક કેલ્સિયમ ક્લોરાઇડને રકાબીમાં ખૂલ્લો રહેવા દો. એમાં શું ફેરફાર થાય છે.

**ઉપરના પ્રયોગમાંથી માલૂમ પડશે કે કેટલાંક દ્રવ્યો એવાં હોય છે કે તે હવામાંથી પાણી શોષી લે છે અને તે પાણીમાં ઓગળીને તેનું દ્રાવણ બને છે. આનું કારણ એ હોય છે કે કેટલાક પદાર્થોના કેલાસોમાં જોઇએ તેના કરતાં ઓછું અથવા નહિ જેટલું જ પાણી રહેલું હોય છે. આવા પદાર્થો હવામાંથી ભેજ ખેંચી લે છે અને કેલાસીભવનમાં જરૂર પડતું જળ આપોઆપ ખેંચીને સંપૃક્ત બને છે. હવામાંથી આ રીતે પાણી ખેંચવાનો જે દ્રવ્યોમાં ગુણ હોય તેને જલાકર્ષક દ્રવ્યો** ( hygroscopic substances ) **કહેવામાં આવે છે. આવી વસ્તુનો ઉપયોગ બીજા ભેજવાળા પદાર્થોને તેમાંનું પાણી દૂર કરી ભેજહિન બનાવવામાં થાય છે. સોડિયમ સલ્ફેટ, પોટાસિયમ કાર્બોનેટ વગેરે પદાર્થો આવા ગુણ ધરાવે છે.**

**કેટલાક પદાર્થો પોતાને જરૂર પડતું જળ ખેંચવા ઉપરાંત વધુ આકર્ષે છે અને તેથી તે પાણીમાં ઓગળી જાય છે. આવા પદાર્થોને ભેજદ્રાવક પદાર્થો** ( delinquescent ) **કહેવામાં**

આવે છે. કોઇપણ ભેજવાળો વાયુ અથવા પાણીના મિશ્રણવાળાં પ્રવાહીને ભેજહિન બનાવવા માટે આવા પદાર્થોનો ઉપયોગ કરવામાં આવે છે. કૅલ્શિયમ ક્લોરાઇડ, ફૉસ્ફરસ પેન્ટૉક્સાઇડ વગેરે પદાર્થો આવા ગુણ માટે જાણીતા છે.

**૧૪. નિસ્રવતા**
**Efflorescence**

પ્રયોગ (૧૦):–ધોવાના સોડાના સ્ફટિક લો. તેને હવામાં ખૂલ્લા રાખો. થોડી વાર પછી તેમાં શું ફેરફાર થયો તે નોંધો.

કેટલાક પદાર્થોનાં સ્ફટિકોને હવામાં ખૂલ્લા રાખવામાં આવે તો હવામાનના ટેમ્પરેચરે પણ થોડા વખતમાં તેઓ પોતાનું સ્ફટિક–જળ ગુમાવી દે છે. આવી રીતે, જે પદાર્થો પોતાનું સ્ફટિક–જળ ગુમાવે છે, તેઓને નિસ્રવ પદાર્થો કહેવામાં આવે છે. દાખલા તરીકે ધોવાનો ક્ષાર ( washing soda ) કેલાસ રૂપ હોય છે પણ તેને હવામાં ખૂલ્લો રાખવામાં આવે તો તેનાં પર ધોળું પડ બાઝી જશે અને તે ભુકો થઇ જશે.

**૧૫. બીજાં દ્રાવકો**
**Other solvents**

સાધારણ રીતે પાણી એ સર્વશ્રેષ્ઠ દ્રાવક છે; કારણ કે ઘણીખરી વસ્તુ એમાં દ્રાવ્ય તરીકે વત્તાઓછા પ્રમાણમાં ઓગળી જાય છે. એ સિવાય પાણીમાં ન ઓગળે તેવા પદાર્થો બીજાં દ્રાવકોમાં ઓગળે છે. એવા દ્રાવકો (solvents) માં નીચેના મુખ્ય છે:– આલ્કૉહૉલ, કાર્બન ડાઇસલ્ફાઇડ, કેરોસિન, પટ્રોલ, બેન્ઝીન, ઇથર, કલોરોફોર્મ વગેરે. આલ્કૉહૉલમાં લાખ અને કપુર (camphor) ઓગળે છે. બૅન્ઝિનમાં મીણ ઓગળે છે. સલ્ફર (ગંધક) પાણીમાં ઓગળતો નથી, પરંતુ આલ્કૉહૉલમાં સાધારણ ઓગળે છે અને. કારબન ડાઇસલ્ફાઇડમાં તુરતજ

ઓગળી જાય છે. નેપ્થેલીન (ડામરની ગોળી) પાણીમાં નહિ ઓગળે પરંતુ પેટ્રોલમાં ઓગળી જાય છે. રંગના અથવા એરંડિયા તેલના ડાઘા કપડાં ઉપર પડ્યા હોય તો પેટ્રોલ અથવા કેરોસિન તેલમાં કપડાને બોળવાથી તે ઓગળીને નીકળી જાય છે.

## સાર

૧. પદાર્થમાં બે પ્રકારના ફેરફાર થાય છે. ભૌતિક અને રસાયણિક. ભૌતિક ફેરફારમાં આકાર, કદ, ઘનતા અગર સ્થિતિમાં ફેર પડે છે. રસાયણિક ફેરફારમાં વસ્તુનું સ્વરૂપ અને ગુણધર્મો બદલાય છે.

૨. ગાળણ વડે અદ્રાવ્ય કચરો દૂર કરવામાં આવે છે. નિતારણ વડે ઠરી જતો કચરો દૂર કરાય છે. નિસ્યંદન વડે પાણી વરાળ બનાવી તેને પાછી ઠારી શુદ્ધ પાણી મેળવવામાં આવે છે. પાણી સિવાય બીજાં પણ પેટ્રોલ, ઇથર, ક્લોરોફોર્મ જેવાં દ્રાવક હોય છે.

૩. પાણીની દ્રાવકતા ટેમ્પરેચર વધારવાથી વધે છે. સૌથી વધુમાં વધુ ક્ષાર હોય તે દ્રાવણને સમ્પૃક્ત દ્રાવણ કહેવામાં આવે છે. ઊંચા ટેમ્પરેચરના સમ્પૃક્ત દ્રાવણને ઠંડુ કરવામાં આવે તો વધારાની દ્રાવ્ય વસ્તુ નીચે ઠરે છે. તે કેલાસરૂપ (crystalline) હોય તો તેના કેલાસ બંધાય છે. કેલાસમાં થોડું પાણી રહેલું હોય તેને સ્ફટિક-જળ કહેવામાં આવે છે. કેલાસને ગરમ કરવાથી તે બહારની નીકળે છે.

૪. જે દ્રવ્યોને ખુલ્લાં રાખવાથી હવામાં ભેજ ચુસે છે તે જલાકર્ષક (hygroscopic) દ્રવ્યો કહેવામાં આવે છે. ભેજ ચુસીને તેમાં ઓગળી જાય તેને ભેજદ્રાવક (delinquescent) વસ્તુ કહેવામાં આવે છે. જે ભેજને વિમુક્ત કરે તેને નિસ્રવ (efflore-scent) વસ્તુ કહેવામાં આવે છે.



# પ્રકરણ ૨

## તત્ત્વ, સંયોજન અને મિશ્રણ

## Element, Compound and Mixture

**૧. તત્ત્વ અને સંયોજન Element and compound.**

સૃષ્ટિમાં નજરે પડતા દરેક પદાર્થના આપણે સામાન્ય રીતે બે વિભાગ પાડી શકીએ. કેટલાક પદાર્થો બે અથવા વધારે તત્ત્વોનાં રસાણિક સંયોગથી બનેલા હોય છે તેમને સંયોજન (compound) કહેવામાં આવે છે; અને કેટલાક સાદા પદાર્થો જેને રસાયણિક અથવા સાધારણ ભૌતિક બળ પડે પણ વધુ વિભક્ત કરી શકાતા નથી, તેને તત્ત્વ (element) કહેવામાં આવે છે. સૃષ્ટિમાં આવા ૯૨ સાદા પદાર્થ (તત્ત્વ) છે, જેનું વિભાજન (breaking up) કરતાં પણ પદાર્થ તેનો તેજ રહે છે અને તેના ગુણધર્મ (properties)માં ફેર પડતો નથી. સંયોજન (compound) એક અથવા વધારે તત્ત્વના રસાયણિક સંયોગથી ઉત્પન્ન થાય છે, અને સંયોજનનું પૃથક્કરણ કરતાં એનું પાછાં મૂળ તત્ત્વોમાં વિભાજન થઇ શકે છે; જ્યારે તત્ત્વનું ગમે એટલું વિભાજન કરીએ તો પણ તેના નાનામાં નાનાં કણના ગુણધર્મો પણ તત્ત્વના જેવાજ રહે છે. તત્ત્વોનાં ગુણધર્મો પ્રમાણે તેઓનું વિભાજન ધાતુ અને અધાતુ તત્ત્વોમાં કરવામાં આવ્યું છે.

હાઇડ્રોજન અને ઑક્સિજન નામનાં બે તત્ત્વોનું સંયોજન તે પાણી (water). પહેલા દાખલા ઉપરથી જોઇ શકાય છે.

કે ધાતુ અને અધાતુ તત્ત્વોનું સંયોજન (compound) તે ખાવાનું મીઠું.

રસાયણિક સંયોજનમાં ભાગ લેતાં નાનામાં નાના એકમને અણુ (molecule) કહેવામાં આવે છે, જ્યારે તત્ત્વનાં નાનામાં નાના એકમને–ભાજકને–પરમાણુ કે ઘટક (atom) કહેવામાં આવે છે.

અધાતુ તત્ત્વોનાં પરમાણુઓ (atom) પોતે સંયોજીત થાય છે, ત્યારે તેઓનાં નાનાં ઘટકને (molecule) અણુ કહેવામાં આવે છે. દરેક અધાતુ તત્ત્વોનાં બે પરમાણુઓ સંયોજીત થાય છે, ત્યારે તેમાંથી તે અધાતુ સંયોજનનાં અણુઓ બને છે.

**૨. તત્ત્વોના વિભાગ ધાતુ અને અધાતુ Metals and non-metals**

આ સૃષ્ટિમાં લગભગ ૯૨ જાતના તત્ત્વો (elements) શોધાયાં છે. એ તત્ત્વોના ગુણધર્મો, રંગ, સ્થિતિ વગેરે ધ્યાનમાં લઇ તેમને બે મુખ્ય વિભાગમાં વહેંચી નાંખવામાં આવ્યા છે. એમાંના એક વિભાગને ધાતુ (metals) કહેવામાં આવે છે અને બીજાને અધાતુ ( non-metals ) કહેવામાં આવે છે. બન્નેના ગુણ ધર્મોની તૂલના નીચે કરી છે. એલ્યુમિનિયમ, તાંબુ, સોનું વગેરે ધાતુના દૃષ્ટાંત છે, અને કોલસો, ક્લોરિન, બ્રોમિન, આયોડિન, ઑક્સિજન વગેરે અધાતુના દૃષ્ટાંત છે. તત્ત્વોને પોતાના ગુણધર્મો પ્રમાણે નીચેનાં બે વિભાગોમાં વહેંચી નાંખવામાં આવ્યા છે.

તત્ત્વો

| ધાતુ | અધાતુ |
| --- | --- |
| ૧ એમને ટીપવાથી અથવા પૉલીસ કરવાથી ચળકાટવાળી બનાવી શકાય છે. | ૧ એમને ધાતુના જેવો ચળકાટ હોતો નથી. (આયોડિન, ગ્રેફાઇટ અને હિરો અધાતુ હોવા છતાં ચળકાટવાળો હોય છે.) |
| ૨ એમને અફાળવાથી રણકારવાળો અવાજ આવે છે. | ૨ એમાંથી રણકારવાળો અવાજ ઉત્પન્ન થતો નથી. |
| ૩ સાધારણ હવામાનની ઉષ્ણતાએ એ નક્કર રહે છે (પારા સિવાય). | ૩ એક બે અપવાદ સિવાય બધાં અધાતુ તત્ત્વો કાં તો પ્રવાહી અગર વાયુરૂપ છે. |
| ૪ પ્રમાણમાં ભારે હોય છે (વિશિષ્ટ ઘનતા વધુ હોય છે). | ૪ એ પ્રમાણમાં હલકા અને ઓછી વિશિષ્ટ ઘનતાવાળાં હોય છે. |
| ૫ કઠ્ઠણ હોય છે. સોડિયમ, પોટાસિયમ અને સીસાં સિવાય). | ૫ ઘણું ખરૂં પોચી હોય છે. |
| ૬ ઉષ્ણુતા અને વિદ્યતની જલદવાહક હોય છે. | ૬ કોલસા સિવાય બધી ઉષ્ણુતા અને વિદ્યુતની મંદવાહક હોય છે. |
| ૭ ધાતુ ટીપીને પતરાં બનાવી શકાય તેવી (ductile) હોય છે અને તેના તાર ખેંચી શકાય છે. | ૭ એના તાર ખેંચી શકાતા નથી, તેમજ પતરાં પણ બની શકતાં નથી. |

**૩. દ્રવ્યના કણો**
**Particles of matter**

કોઇ પણ પદાર્થને વિભાગતા જઇએ તો અંતે આપણને એક નાનામાં નાનો કણ એવો મળશે કે જેનું વધુ વિભાજન કરી શકાતું નથી અથવા જેનું વધુ વિભાજન કરતાં જે પદાર્થનો એ કણ બનેલો છે, તેના

ગુણધર્મોથી તે જુદો પડી જાય છે. એવા પદાર્થના નાનામાં નાના કણ જેનાં સમુહનો તે પદાર્થ બનેલો છે, તેને અણુ (molecule) કહેવામાં આવે છે. અણુનું વધુ વિભાજન કરતાં (જો એ સંયોજન 'compound' નો બનેલો હોય તો) જે મૂળ તત્ત્વનું એ સંયોજન બનેલું છે, તેના કણ રૂપે છૂટો પડશે. એ છૂટા પડેલા દરેક તત્ત્વના કણને પરમાણુ (atom) કહેવામાં આવે છે. પરમાણુ (atom) એટલે તત્ત્વનો નાનામાં નાનો અવિભાજ્ય (indivisible) કણ. એ કણના અને તત્ત્વના ગુણધર્મો એક સરખાજ રહે છે. દાખલા તરીકે પાણી હાઇડ્રોજન અને ઑક્સિજન તત્ત્વોનું બનેલું છે. હાઈડ્રોજનના બે પરમાણુ અને ઑક્સિજનના એક પરમાણુનું રસાયણિક સંયોજન થવાથી પાણીનું એક અણુ (molecule) ઉત્પન્ન થાય છે. પાણીનો જથ્થો પાણીના અનેક નાનામાં નાના અણુનો બનેલો છે અને પાણીનું એક અણુ હાઇડ્રોજનના બે પરમાણુ અને ઑક્સિજનનું એક પરમાણુનું બનેલું છે. અણુ એટલે સંયોજન અથવા પદાર્થના ગુણ ધરાવતો નાનામાં નાનો કણ, અને પરમાણુ એટલે મૂળતત્ત્વોનો નાનામાં નાનો અવિભાજ્ય કણ. અણુ અને પરમાણુનો ભેદ સમજવા માટે બીજો સાદો દાખલો મીઠાં (sodium chloride)નો લઇએ. સોડિયમ અને અને ક્લોરિન નામના (અનુક્રમે ધાતુ અને અધાતુ) તત્ત્વોની રસાયણિક ક્રિયાથી બનેલુ સંયોજન તે સોડિયમ ક્લોરાઇડ (મીઠું). આ સંયોજનના ગુણધર્મો તેના ઘટકો (parts) થી તદ્દન જુદાજ છે. સોડિયમ ધાતુ પાણીમાં પડવાથી સળગી ઊઠે છે, જ્યારે ક્લોરિન ઝેરી વાયુ છે. એ બન્નેનું સંયોજન તે ખાવાનું મીઠું. મીઠાંના કણોનું વિભાજન

કરીએ તો પણ અમુક હદ સુધી તેના કણોના ગુણ તેના તેજ રહે છે. એ હદથી વધુ વિભાજન કરવા જઇએ તો મીઠાંના ગુણધર્મો કાયમ રહેશે નહિ. મીઠાના નાનામાં નાના જે કણના ગુણ તેના તેજ રહે છે, તેને મીઠાંનો અણુ (molecule) કહીએ છીએ. એ કણનું આથી વિશેષ વિભાજન કરીએ તો તેમાં મીઠાંના ગુણધર્મો રહેશે નહિ, પરંતુ એના બે ઘટકો છૂટા પડશે; એટલે કે મીઠાંના અણુમાંથી સોડિયમ અને ક્લોરિનના કણ છૂટા પડશે. આ તત્ત્વના કણને પરમાણુ કહીએ છીએ. આથી આપણે જાણી શકીએ છીએ કે મીઠાનો અણુ સોડિયમ અને ક્લોરિનના પરમાણુનો બનેલો છે. આજે દરેક તત્ત્વના પરમાણુને પણ બે ભાગમાં વિભક્ત કરવામાં આવે છે. દરેક તત્ત્વનો (element) પરમાણુ બે જાતના વિદ્યુત કણનો બનેલો છે. એક ભાગ ધનભારવાહી કણ (ધનકણ, proton કે positron) અને બીજો ઋણભારવાહી કણ ( ઋણકણ, electron ) નો બનેલો છે.

**૪. સંયોજન અને મિશ્રણ**
**Compound and mixture**

બે જુદી જુદી જાતના પદાર્થનો ભેળ કરીએ તો તેમાંથી બે જાતનો ભેળ થાય છે. એક ભેળને સાદુ મિશ્રણ કહેવામાં આવે છે. જ્યારે બીજાને સંયોજન કહેવામાં આવે છે. જેમાં બે પદાર્થના અણુ પોતાનો ગુણધર્મ ફેરફાર કર્યા વિના ભેળાઇને પાસપાસે પરંતુ સ્વતંત્ર રીતે રહે છે, તેને મિશ્રણ ( mixture ) કહેવામાં આવે છે; જ્યારે એ પદાર્થના અણુ ભેળાઇને એકમેકની સાથે એવી રીતે મિશ્ર થાય છે કે દરેક પદાર્થના અણુના મૂળ ગુણધર્મના ફેરફાર થઇ જાય અને ભેળથી બીજા પ્રકારનો

અને બીજી જાતના ગુણધર્મવાળો અણુ ઉત્પન્ન થાય ત્યારે તેને સંયોજન કહેવામાં આવે છે.

મિશ્રણ અને સંયોજન વચ્ચેના મહત્વના ફેરફાર નીચે દર્શાવ્યા છે.

(૧) મિશ્રણમાં એક અથવા બીજો પદાર્થ ગમે તે પ્રમાણમાં ભળેલો હોય છે, જ્યારે સંયોજનમાં પદાર્થો અમુક નિયત (fixed) પ્રમાણમાંજ ભાગ લે છે; (૨) મિશ્રણમાં જે જે પદાર્થ ભળેલા હોય તે દરેકના ગુણધર્મો કાયમ રહે છે; જ્યારે સંયોજનનાં ગુણધર્મો દરેક પદાર્થ ભળેલો હોય તેનાથી તદ્દન જુદા પડે છે; (૩) મિશ્રણમાં રહેલા પદાર્થો સાધારણ યાંત્રિક કે ભૌતિક કળ (mechanical or physical means) થી છૂટા પાડી શકાય છે; જ્યારે સંયોજનમાં રહેલાં પદાર્થને તેવી રીતે છૂટા પાડી શકાતા નથી; (૪) જ્યારે મિશ્રણમાં પદાર્થ ભળે છે ત્યારે ઉષ્ણતાના ફેરફાર થતા નથી, પરંતુ સંયોજનમાં પદાર્થ ભળે છે ત્યારે ઉષ્ણતાના ફેરફાર પણ થાય છે અને સાધારણ રીતે કદના ફેરફાર પણ થાય છે; અને (૫) મિશ્રણનું દ્રાવણ (solution) બનાવવામાં આવે ત્યારે દરેક પદાર્થ પોતપોતાના ગુણધર્મ પ્રમાણે વત્તાઓછા પ્રમાણમાં ઓગળે છે; જ્યારે સંયોજન આખા એકજ પદાર્થ રૂપે અમુક એકજ પ્રમાણમાં ઓગળે છે.

**મિશ્રણના ઉદાહરણઃ**—રેતી અને ખાંડને ભેળીએ તો તે ગમે તે પ્રમાણમાં ભેળી શકાય છે અને એ બન્નેને છૂટાં પાડવા હોય તો પાણીમાં દ્રાવણ બનાવવાથી ખાંડ ઓગળી જશે અને રેતી અદ્રાવ્ય હોવાથી છૂટી પડશે. ખાંડના દ્રાવણનું બાષ્પીભવન કરવાથી પાછી ખાંડ પણ છૂટી પડશે. આથી રેતી અને ખાંડ એ મિશ્રણ છે. ગંધક અને લોખંડના ભુકાને ભેળીએ તો બન્નેનું મિશ્રણ થશે અને મિશ્રણનો રંગ પીળા અને

ભુખરા રંગની વચ્ચેનો દેખાશે. જો એ મિશ્રણ પાસે એકાદ લોહચુંબક લઇ જઇએ તો લોખંડનો વહેર આકર્ષાઇ આવી છૂટો પડશે અને ગંધક એમનો એમ રહેશે. પિત્તળ અને પોલાદ (brass and steel) પણ મિશ્રણ છે, કારણ કે પિત્તળમાં તાંબુ અને જસતના વત્તોઓછા પ્રમાણનો ભેળ હોય છે. પોલાદ એ લોખંડ અને કોલસાનો વત્તોઓછા પ્રમાણનો ભેળ છે. બંદુકનો દારૂ કોલસો, ગંધક અને નાઇટર નામના ત્રણ જુદા જુદા પદાર્થોનું મિશ્રણ છે. બંદુકના દારૂમાંથી ઉપર જણાવેલા ત્રણ પદાર્થો નિચેના પ્રયોગથી છૂટા પડશે.

પ્રયોગ (૧૧) :–એક કાચના પ્યાલામાં થોડું પાણી લો અને તેમાં થોડો બંદુકનો દારૂ નાંખી ખૂબ હલાવો. હલાવ્યા પછી પાણીને ગાળી નાંખો (filter). આ ગાળેલા પાણીને ભેગું કરી ધીમે ધીમે ગરમ કરી પાણીને ઉડાડી દો. એમાંથી નાઇટરના કેલાસો મળી આવશે.

શોષકપત્ર (filter paper) ઉપર જે ઘન અદ્રાવ્ય (insoluble) પદાર્થો રહ્યા હતા તેમાં થોડું કાર્બન ડાઇસલ્ફાઇડ નાંખીને હલાવો. એમાં ગંધક ઓગળી જશે. એ પ્રવાહીનું ફરીથી ગાળણ (filtration) કરો. ગાળેલા પ્રવાહીને ઊડી જવા દેવાથી ગંધક નીચે રહી જશે. શોષક-પત્ર ઉપર માત્ર કોલસો રહી જશે.

પ્રયોગ (૧૨) :–ગંધક અને લોખંડનું સાદું મિશ્રણ કરો. એ મિશ્રણ નજીક લોહચુંબક લાવો. લોખંડના કણો લોહચુંબક ઉપર આકર્ષાઇ આવશે, અને ગંધક છૂટો પડશે. અથવા એ મિશ્રણને પ્રયોગ (૧૧) માં બતાવ્યા પ્રમાણે કાર્બન ડાઇસલ્ફાઇડમાં નાંખી ગંધક અને લોખંડને છૂટાં પાડો.

એક કુલડી (crucible) માં ઉપરના મિશ્રણમાંથી થોડું નાંખી ખૂબ તપાવો. ઉપર કાળી ચોપડી બાઝી જશે. હવે નજીક લોહચુંબક લાવો તો કશું આકર્ષાઇ આવતું નથી અને કાર્બન ડાઇસલ્ફાઇડમાં કશું ઓગળતું પણ નથી. આ વખતે ગરમીથી રસાયણિક પ્રતિક્રિયા થઇ છે.

અને તેમાંથી લોખંડ અને ગંધકનું ફેરસ સલ્ફેટ (ferrus sulphate) નામનું સંયોજન બનવા પામ્યું છે.

**સંયોજનના ઉદાહરણ:**–કોલસાને બાળીએ એટલે કોલસો અને હવાના ઑક્સિજનનો રસાયણિક સંયોગ થાય છે અને પરિણામે નીપજતો પદાર્થ કાર્બન ડાયૉક્સાઇડ (carbon dioxide) કાર્બન (કોલસા) અને ઑક્સિજનથી તદ્દન વિશિષ્ટ પ્રકારનો હોય છે. એજ પ્રમાણે લોખંડ અને ગંધકનો ભેળ કરી ખૂબ ગરમ કરીએ તો એ મિશ્રણમાંથી સંયોજન ઉત્પન્ન થાય છે, અને અંતે નીપજેલા પદાર્થના ગુણધર્મો તદ્દન જુદાં જ પ્રકારના છે. જો ગંધકમાં કે લોખંડમાં ગંધકનો તેજાબ (sulphuric acid) નાંખીએ તો ખાસ નોંધવા જેવો વાયુ બહાર પડતો નથી, પરંતુ ઉપર પ્રમાણે તપાવેલા મિશ્રણમાં એ તેજાબ નાંખીએ તો એક જાતનો ખરાબ વાસવાળો વાયુ (જેને હાઇડ્રોજન સલ્ફાઇડ hydrogen sulphide કહેવામાં આવે છે તે) બહાર પડે છે, અને એ વાયુમાં લેડ ઍસિટેટથી ભીંજવેલો કાગળ રાખીએ તો તે કાળો પડેલો માલમ પડે છે. એજ પ્રમાણે સાબુ, ચાક, મીણ, રેતી, વૉશીંગ સોડા, મીઠું, ખાંડ વગેરે પ્રત્યેક વસ્તુ સંયોજન છે, કારણ કે દરેકમાં જુદાં જુદાં તત્ત્વોનું પ્રમાણ એકસરખું જ રહે છે. સંયોજનના ગુણધર્મો અને તેના પ્રત્યેક તત્ત્વના ગુણધર્મોમાં ખાસ ફેરફાર પડે છે, અને એ સર્વને તૈયાર કરતી વખતે ઉષ્ણતાના ફેરફાર આવશ્યક છે.

**૫. રસાયણિક ક્રિયા**
**Chemical action**

આપણી પૃથ્વી તેની નજીકના દરેક પદાર્થોને આકર્ષી રહી છે. લોહચુંબક તેની નજીક મૂકેલા લોખંડનાં કણોને ખેંચે છે. તેવીજ રીતે પદાર્થોને રસાયણિક રીતે અમુક સંજોગોમાં એકમેકના સંપર્કમાં રાખવામાં આવે તો રસાયણિક ક્રિયા (chemical action) નજરે પડે છે. એ ક્રિયા વડે પદાર્થોની ઘટના (composition)માં ફરક પડે

છે. રસાયણિક ક્રિયા થયા પહેલાં અને પછી પદાર્થોના ગુણધર્મો અને ઘટનામાં વિશિષ્ટ ફરક નજરે પડે છે.

રસાયણિક ક્રિયાને સામાન્ય રીતે નીચે પ્રમાણે વહેંચી નાંખવામાં આવી છે. (૧) સંયોજન ( combination ) (૨) વિઘટન ( decomposition ) (૩) દ્વીવિઘટન ( double decomposition)

(૧) લોખંડ + ગંધક = સલ્ફાઇડ ઓફ આયર્ન.
ગરમી આપવાથી
iron + sulpher = iron sulphide

(૨) ઑક્સાઇડ ઓફ મર્ક્યુરી = પારો + ઑક્સિજન
ગરમી આપવાથી
merecuric oxide = mercury + oxygen

(૩) હાઇડ્રોક્લોરિક ઍસિડ + કેલ્સિયમ કાર્બોનેટ
= કેલ્સિયમ ક્લોરાઇડ + કાર્બોનીક તેજાબ
hydrochloric acid + calcium carbonate
= calcium chloride + carbonic acid

૬. દ્રવ્ય સંચયનો સિદ્ધાંત

જ્યાં રસાયણિક ક્રિયા થાય છે ત્યાં અરસપરસ પ્રતિક્રિયામાં ભાગ લેતાં તત્ત્વોનાં વજનમાં ઘટાડો થતો નથી. રસાયણિક ક્રિયા થાય તે પહેલાં તત્ત્વોનું વજન કરીએ અને રસાયણિક ક્રિયા પૂરી થાય ત્યાર પછી તત્ત્વોનું વજન કરીએ તો ત્યાં માલૂમ પડશે કે વજનનો ઘટાડો થતો નથી તેમ વધારો પણ થતો નથી. ધારો કે એક બંધ વાસણમાં ફૉસ્ફરસને બાળવામાં આવે અને ફૉસ્ફરસ અને હવાનું વજન પહેલાં જાણતા હોઇએ અને છેવટે ફૉસ્ફરસનો ઑક્સાઈડ

અને બાકી રહેલા નાઈટ્રોજનનું વજન કરીએ તો માલૂમ પડશે કે દ્રવ્યની આપ લે થાય છે, પરંતુ દ્રવ્યના વજનમાં ઘટાડો થતો નથી. એજ પ્રમાણે લોખંડના એક ટુકડાને કટાવા દઇએ તો પણ તેના વજનનો વધારો થયેલો માલૂમ પડશે; પરંતુ તેટલું વજન હવામાંથી ઘટયું છે, કારણ કે હવાનો ઑક્સિજન લોખંડની સાથે મળ્યો છે. આવી રીતે અનેક પદાર્થોની રસાયણિક ક્રિયા થાય તેમાં દ્રવ્યનું પહેલાનું કુલ વજન અને અને છેવટના ઉત્પન્ન થયેલા દ્રવ્યનું કુલ વજન એકમૂલ્ય (constant) રહે છે.

દાખલા તરીકે ૧૦૦ ભાગ કૅલ્સિયમ કાર્બોનેટને ગરમ કરવામાં આવે તો તેમાંથી ૫૬ ભાગ ચૂનો (કૅલ્શિયમ ઑક્સાઇડ) અને ૪૪ ભાગ કાર્બન ડાયૉક્સાઈડ મળશે.



$$CaCO_3 = CaO + CO_2$$
$$(40+12+48) = (40+16) + (12+32)$$
$$100 = 56 + 44$$

તેમજ ચુના (CaO) જોડે પાણી ભેળવામાં આવે તો અમુકજ પ્રમાણમાં રસાયણિક ક્રિયા થાય છે.



$$CaO + H_2O = Ca(OH)_2$$
$$56 + 18 = 74$$

એટલે કે ૫૬ ભાગ ચુનામાં ૧૮ ભાગ પાણી રેડીએ તો ૭૪ ભાગ કૅલ્સિયમ હાઇડ્રૉક્સાઇડ ('સ્લેઇક્ડ લાઇમ') થાય છે. જો એ ભીંજવેલા ચૂના (સ્લેઇક્ડ લાઇમ)ના ૭૪ ભાગને ગરમ કરવામાં આવે તો તેમાંથી ૧૮ ભાગ પાણી ચાલ્યું જાય અને ૫૬ ભાગ ચનો રહી જાય છે. ઉપલાં સમીકરણથી ઊલટી ક્રિયા થયેલી માલૂમ પડશે.

## સાર

૧. જે વસ્તુને સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભાગમાં વિભક્ત કરતાં પણ તેના ગુણધર્મમાં ફેર પડતો નથી તેને તત્ત્વ (element) કહેવામાં આવે છે. સંયોજન (compound) એક અથવા વધારે તત્ત્વના રસાયણિક સંયોગથી ઉત્પન્ન થયેલું હોય છે. એના સૂક્ષ્મમાં સૂક્ષ્મ અણુ વિભક્ત કરવામાં આવે તો અંતે તેના અણુનું વિભાજન થવાથી તત્ત્વના અણુ મળે છે. આ અણુના ગુણધર્મો સંયોજનના ગુણધર્મોથી જુદા હોય છે.

૨. બે દ્રવ્યને સેળભેળ કરવામાં આવે પરંતુ તે દરેકના સ્વતંત્ર ગુણ-ધર્મો તેના તેજ રહે છે અને એ દરેક દ્રવ્યને ભૌતિક યુક્તિ વડે જુદાં પાડી શકાય તો તેને મિશ્રણ કહેવામાં આવે છે. સંયો-જનમાં ભાગ લેતાં પ્રત્યેક દ્રવ્યના ગુણધર્મો કાયમ રહેતા નથી અને ભેગાં થયેલાં દ્રવ્યથી જુદાજ ગુણધર્મો પેદા થાય છે; સંયો-જનને ભૌતિક યુક્તિ વડે તેના ઘટકોમાં વિભક્ત કરી શકાતું નથી.

૩. દરેક તત્ત્વને ધાતુ અને અધાતુ એવા બે વિભાગમાં વહેંચી નાંખવામાં આવેલાં છે. એ બેની વચ્ચેના ભેદને ફકરા (૨) માં બતાવ્યા છે. ધાતુની ખાસ ખાસિયત એ છે કે એ ચળકાટવાળી અને રણકાર કરે તેવી હોય છે.

૪. તત્ત્વના નાનામાં નાના કણુને પરમાણુ (atom) કહેવામાં આવે છે. સ્વતંત્ર રીતે અસ્તિત્ત્વ ધરાવે તેવો અને અને રસાયણિક ક્રિયામાં ભાગ લઇ શકે તેવા કણુને અણુ (molecule) કહેવામાં આવે છે.

૫. દરેક રસાયણિક ક્રિયામાં જેટલું દ્રવ્ય ભાગ લે છે તેનું કુલ વજન અને રસાયણિક ક્રિયા પૂરી થતાં બીજું સંયોજન પેદા થાય તેનું કુલ વજન સરખું જ રહે છે. રસાયણિક ક્રિયાથી દ્રવ્યના જથ્થામાં વધઘટ થતી નથી.



## પ્રકરણ ૩

# રસાયણિક સંજ્ઞા, સમીકરણ અને સંયોજનનાં નિયમો

**૧. રસાયણિક સંજ્ઞા**
**Chemical symbols**

રસાયણિક નામો યાદ રાખવામાં સરળતા પડે, અમુક રસાયણમાં કયાં તત્ત્વ રહેલાં છે એ જાણવું હોય અને રસાયણિક ક્રિયા કેવી રીતે થાય છે તે સમજવા દરેક સંયોજનને રસાયણિક સંજ્ઞાથી દર્શાવવામાં આવે છે. ખાસ ઉપયોગમાં આવતાં તત્ત્વોની સંજ્ઞા પાછળના પાનામાં દર્શાવી છે. દરેક તત્ત્વ હાઇડ્રોજનના પરમાણુથી જેટલા પ્રમાણમાં ભારી હોય છે, તે ભારને પરમાણુભારાંક ( atomic weight ) કહેવામાં આવે છે અને એ પણ સાથે દર્શાવ્યા છે.

સંજ્ઞા (symbol) રસાયણિક નામો ગ્રીક નામો ઉપરથી લેવામાં આવ્યા છે. તત્ત્વોનો રંગ કે ગંધ ઉપરથી પણ અમુક સંજ્ઞા આપવામાં આવી છે. રસાયણશાસ્ત્રીઓએ સગવડતા અને ઝડપને માટે સંજ્ઞાઓની પ્રથા ગ્રહણ કરી છે. ઑક્સિજન, નાઇટ્રોજન, હાઇડ્રોજન, ક્લોરિન, સોડિયમ, પોટાસિયમ, કેલ્સિયમ વગેરે આખાં નામો લખવાને બદલે અનુક્રમે તેઓની સંજ્ઞા આ પ્રમાણે છે: O, N, H, Cl, Na, K, Ca. કેટલાંક તત્ત્વોમાં શબ્દોનો પહેલો અક્ષર લેવામાં આવે છે, કેટલાંકમાં જર્મન નામોનો પહેલો અક્ષર અગર પહેલો અને બીજો એમ બે અક્ષરો લીધા છે. Sodium ને બદલે Natrium= Na; Potassium ને બદલે Kalium (K); B = Boric; Ba= Barium ; Bi = Bismuth. etc. કેટલાંક લેટિન નામ ઉપરથી પણ સંજ્ઞા આપી છે. Fe = Ferum (iron) Cu = cuprum (copper) Hg = hydragyrum (mercury).

કોલસાને C વડે દર્શાવીએ છીએ અને ઑક્સિજનને O વડે દર્શાવીએ છીએ એટલે કોલસો આક્સિજનમાં બળે છે ત્યારે બન્નેના સંયોજનથી જે વાયુ ઉત્પન્ન થાય તેમાં કોલસો અને ઑક્સિજન હોય છે એમ આપણે જાણીએ છીએ. એ વાયુનું નામ કાર્બન ડાયોક્સાઇડ છે, અને એ વાયુને આપણે $CO_2$ થી દર્શાવી શકીએ છીએ અને બોલવામાં 'સીઓટુ' એમ ઉચ્ચારી શકાય છે. એનો અર્થ એ થયો કે કોલસા અને ઑક્સિજનનો સંયોગ થાય ત્યારે કોલસાનો એક ભાગ અને ઑક્સિજનના બે ભાગ ભેગા થાય છે. ડાયોક્સાઇડ એટલે બે ભાગના ઑક્સિજન વાળું સંયોજન. એજ પ્રમાણે સલ્ફર ડાયોક્સાઇડ $SO_2$ લખાય છે. ફૉસ્ફરસને બાળીએ ત્યારે ફૉસ્ફરસ પૅટ્રૉક્સાઇડ ($P_2O_5$, પીટુ ઓફાઇવ) ઉત્પન્ન થાય છે. એનો અર્થ એ થાય છે કે બે અણુ ફૉસ્ફરસના અને પાંચ અણુ ઑક્સિજનના મળી એ સંયોજન ઉત્પન્ન થાય છે.

પાણી હાઇડ્રોજન અને ઑક્સિજનના જ્વલનથી ઉત્પન્ન થાય છે અને એને હાઇડ્રોજન ઑક્સાઇડ ($H_2O$) પણ કહી શકાય છે. ઉપરના ($H_2O$)નો અર્થ હવે સ્પષ્ટ થાય છે કે બે અણુ હાઇડ્રોજનના અને એક અણુ ઑક્સિજનનો મળી પાણીનો એક અણુ થાય છે.

સાધારણ વપરાશમાં આવતા કેટલાક પદાર્થના રસાયણિક સંજ્ઞાના નામો નીચે જણાવ્યા છે.

| | | | |
|---|---|---|---|
| કૅલ્શિયમ ક્લોરાઇડ, | $CaCl_2$ | મૅગ્નેસિયમ ઑક્સાઇડ, | $MgO$ |
| કૅલ્શિયમ ઑક્સાઇડ, (ચુનો) | $CaO$ | મૅન્ગેનિઝ ડેયૉક્સાઇડ, | $MnO_2$ |
| કાર્બન મોનૉક્સાઇડ, | $CO$ | મર્ક્યુરી ઑક્સાઇડ, (રાતો) | $HgO$ |
| કાર્બન ડાયૉક્સાઇડ, | $CO_2$ | પોટાસિયમ ક્લોરાઇડ, | $KCl$ |

| તત્ત્વનું નામ Name of the element | | સંજ્ઞા Symbol | પરમાણું ભારાંક atomic weight | તત્ત્વનું નામ Name of the element | | સંજ્ઞા Symbol | પરમાણું ભારાંક atomic weight |
|---|---|---|---|---|---|---|---|
| ઍલ્યુમિનિયમ | Aluminium | Al | ૨૭ | મૅગ્નેસિયમ | Magnesium | Mg | ૨૪ |
| ઍન્ટિમની | Antimony | Sb | ૧૧૯ | મૅન્ગેનિઝ | Manganese | Mn | ૫૪ |
| આર્ગન | Argon | A | ૪૦ | મર્ક્યુરી (પારો) | Mercury | Hg | ૧૯૯ |
| આર્સેનિક | Arsenic | As | ૭૪ | નાઇટ્રોજન | Nitrogen | N | ૧૪ |
| બેરિયમ | Barium | Ba | ૧૩૬ | ઑક્સિજન | Oxygen | O | ૧૬ |
| બ્રોમિન | Bromine | Br | ૭૯ | ફૉસ્ફરસ | Phosphorus | P | ૩૧ |
| કૅલ્શિયમ | Calcium | Ca | ૪૦ | પ્લૅટિનમ | Platinum | Pt | ૧૯૪ |
| કાર્બન (કોલસો) | Carbon | C | ૧૨ | પોટાસિયમ | Potassium | K | ૩૯ |
| ક્લોરિન | Chlorine | Cl | ૩૫ | સિલ્વર (રૂપું) | Silver | Ag | ૧૦૭ |
| કોપર (તાંબુ) | Copper | Cu | ૬૩ | સિલિકન | Silicon | Si | ૨૮ |
| ગોલ્ડ (સોનું) | Gold | Au | ૧૯૬ | સોડિયમ | Sodium | Na | ૨૩ |
| હાઇડ્રોજન | Hydrogen | H | ૧ | સલ્ફર (ગંધક) | Sulphur | S | ૩૨ |
| આર્યન (લોખંડ) | Iron | Fe | ૫૫ | ટિન (કલાઇ) | Tin | Sn | ૧૧૮ |
| લેડ (સીસું) | Lead | Pb | ૨૦૫ | ઝીંક (જસત) | Zinc | Zn | ૬૫ |

ઉપર દર્શાવેલી તત્ત્વની સંજ્ઞા દરેક દેશમાં એક જ રાખેલી છે એટલે ગુજરાતીમાં પણ અંગ્રેજી બારાખડીના અક્ષરો વડે દરેક તત્ત્વ દર્શાવવું યોગ્ય થઇ પડશે. આ ઉપરથી હવે H લખીએ તો હાઇડ્રોજન વાયુ અને S લખીએ એટલે ગંધક (સલ્ફર) દર્શાવ્યો છે એમ સમજવું.

| | | | |
|---|---|---|---|
| કૉપર ઑક્સાઇડ, | $CuO$ | સોડિયમ ક્લોરાઇડ, | $NaCl$ |
| હાઇડ્રોક્લોરીક ઍસિડ, | $HCl$ | સલ્ફર ડાયૉક્સાઇડ, | $SO_2$ |
| આયર્ન ક્લોરાઇડ, | | ઍમોનિયમ ક્લોરાઇડ | $NH_4Cl$ |
| (ફેરસ ક્લોરાઇડ), | $FeCl_2$ | | |
| (ફેરિક ક્લોરાઇડ) | $FeCl_3$ | | |
| કૅલ્શિયમ કાર્બોનેટ, | $CaCO_3$ | સોડિયમ હાઇડ્રેટ અથવા સોડિયમ હાઇડ્રૉક્સાઇડ | $NaOH$ |
| કૅલ્શિયમ સલ્ફેટ | $CaSO_4$ | | |
| કૉપર સલ્ફેટ (મોરથુથુ) | $CuSO_4$ | પોટાસિયમ હાઇડ્રૉક્સાઇડ | $KOH$ |
| નાઇટ્રિક ઍસિડ | $HNO_3$ | મૅગ્નેસિયમ ,, ,, | $Mg(OH)_2$ |
| સોડિયમ કાર્બોનેટ | $Na_2CO_3$ | કૅલ્સિયમ ,, ,, (Lime water ચૂનાનું પાણી, | $Ca(OH)_2$ |
| સલ્ફ્યુરિક ઍસિડ | $H_2SO_4$ | | |
| સોડિયમ સલ્ફેટ | $Na_2SO_4$ | પોટાસિયમ ક્લોરેટ | $KClO_3$ |
| ઝીંક સલ્ફેટ | $ZnSO_4$ | પોટાસિયમ નાઇટ્રેટ્ | $KNO_3$ |
| સિલ્વર નાઇટ્રેટ | $AgNO_3$ | ઍમોનિયમ હાઇડ્રૉક્સાઇડ | $NH_4OH$ |
| સિલ્વર ક્લોરાઇડ | $AgCl$ | ઍમોનિયા વાયુ | $NH_3$ |

**૨. અણુ અને પરમાણુ**
**Molecules and atoms**

રસાયણિક ક્રિયામાં ભાગ લેવા માટે દરેક તત્ત્વનો નાનામાં નાનો પરમાણુ હંમેશાં કામ આવતો નથી અને એક પરમાણુ સ્વતંત્ર રીતે અસ્તિત્ત્વ ધરાવી શકતો નથી. દાખલા તરીકે હાઇડ્રોજન વાયુ એ એક તત્ત્વ છે. એનો નાનામાં નાના અણુનો પરમાણુભારાંક ૧ છે, છતાં વાયુમાં રહેલો નાનામાં નાનો ભાગ તે હંમેશાં એક પરમાણુ હોતો નથી, પરંતુ એકથી વિશેષ પરમાણુ એકત્ર થઇને એક અણુ તરીકે રહે છે. હાઇડ્રોજનના બે પરમાણુનો એક અણુ સ્વતંત્ર રીતે રહી શકે છે અને તે અણુજ રસાયણિક ક્રિયામાં ભાગ લે છે.

આ ઉપરથી આપણે પરમાણુ (atom) અને અણુ (molecule)ની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી શકીએ છીએ. પરમાણુ એટલે મૂળ તત્ત્વના ગુણધર્મો જાળવી રાખતો નાનામાં નાનો કણ. અણુ એટલે તત્ત્વ અથવા સંયોજનના મૂળ ગુણધર્મ કાયમ રાખતો, અને સ્વતંત્ર રહી શકે અને સ્વતંત્ર રીતે રસાયણિક સંયોજનમાં ભાગ લઈ શકે તેવો નાનામાં નાનો કણ. એટલે સમીકરણમાં જ્યાં $H_2$ અથવા $O_2$ એમ લખવામાં આવે એનો અર્થ એ પરમાણુથી બનેલો એક સ્વતંત્ર અણુ એમ થાય છે. અને $2H_2$ અથવા $3H_2$ એનો અર્થ એ થાય છે કે $H_2$ થી બનેલા બે અથવા ત્રણ અણુ લેવામાં આવે છે.

**૩. રસાયણિક સમીકરણ Chemical equation** ઉપર દર્શાવેલી દરેક સંજ્ઞાનો ઉપયોગ રસાયણિક ક્રિયાને સરળતાથી સમજવા અને દરેક ક્રિયા પૂર્ણ થઈ શકે કે કેમ એ બતાવવા માટે ઉપયોગમાં આવે છે. એક દૃષ્ટાંતથી આ વસ્તુ સ્પષ્ટ સમજાશે.



$$Zn + H_2SO_4 = ZnSO_4 + H_2$$

ઝીંક + સલ્ફ્યુરિક ઍસિડ = ઝીંક સલ્ફેટ + હાઇડ્રોજન

વજન ૬૫ + [ (૨) + ૩૨ + ૪(૧૬) ] = [૬૫+૩૨+૪(૧૬)] + ૨(૧)

૬૫ + ૯૮ = ૧૬૧ + ૨

ડાબી બાજુના કુલ તત્ત્વના પરમાણુ અને તેમનું વજન જમણી બાજુના ક્ષારના પરમાણુના કુલ વજન અને કુલ પરમાણુની સંખ્યાની બરાબર થાય છે. આ રીતે કોઇ પણ સમીકરણ રસાયણિક ફેરફારને સંપૂર્ણ રીતે બતાવે છે કે કેમ તે સમજવા ઉપરની પેઠે બન્ને બાજુના વજન અને પરમાણુની સંખ્યાનો સરવાળો કરી સરખાવી જોવો.




ઉપરના સમીકરણમાં એક ભાગ હાઇડ્રોક્લોરીક ઍસિડનો હોય તો ઉપરનું સમીકરણ સંપૂર્ણ થતું નથી, પરંતુ એક ભાગ કૅલ્શિયમ ક્લોરાઇડ અને બે ભાગ હાઇડ્રોક્લોરીક ઍસિડ લેવાથીજ સમીકરણ પૂર્ણ થશે.

**૫. દ્રવ્યસંચયનો કાયદો Law of conservation of mass**

પરમાણુ અવિભક્ત અને અવિનાશી હોવાથી આપણી ખાતરી થાય છે કે કોઇ પણ રસાયણિક સંયોજનમાં ભાગ લેતાં તત્ત્વોના પરમાણુ નાશ પામતાં નથી પરંતુ જુદા પ્રકારના સંયોજનના અણુ રૂપે ફેરવાઇ જાય છે. આથી સંયોજનમાં ભાગ લેતાં તત્ત્વનું વજન અને એ ક્રિયાને પરિણામે ઉત્પન્ન થયેલા પદાર્થનું વજન સરખુંજ રહે છે. આ ઉપરથી દ્રવ્યના અવિનાશીપણાનો અથવા દ્રવ્યસંચયનો કાયદો નક્કી કરવામાં આવ્યો છે. દાખલા તરીકે કોલસાને બાળવામાં આવે તો કારબન ડાયૉક્સાઇડ ઉદ્ભવે છે. એટલે ૧૨ ભાગ વજનના કાર્બનનું ૩૨ વજન જેટલા ઑક્સિજન જોડે સંયોજન થાય છે.




સો ભાગ વજનનાં કેલ્સિયમ કાર્બોનેટને ગરમ કરી તેનું વિઘટન કરવામાં આવે અને તેનાં ઘટકોનું વજન એકઠું કરીએ તો તે સરખું માલૂમ પડશે.

કૅલ્સિયમ કાર્બોનેટ = કૅલ્સિયમ ઑક્સાઇડ + કાર્બન ડાયૉક્સાઈડ


$$CaCO_3 = CaO + CO_2$$

૪૦+૧૨+૪૮ = ૫૬ + ૪૪

**૬. નિયત પ્રમાણનો કાયદો**
**Law of definite proportion**

એક સંયોજન અનેક નાના અણુના સમુહનું બનેલું હોય છે અને સંયોજનનું દરેક અણુ એક જ જાતના અને એકજ પ્રમાણમાં ભેગાં થયેલાં તત્ત્વોનું બનેલું હોય છે. આથી સંયોજનના પ્રત્યેક અણુની રચનામાં ભાગ લેતાં તત્ત્વોનું પ્રમાણ પણ હમેશાં નિયત (definite) જ રહે છે, અને તેથી આમાં ભાગ લેતાં તત્ત્વોનું પ્રમાણ પણ હમેશાં એક સરખુંજ રહે છે. કોઇ પણ બે તત્ત્વોનો રસાયણિક સંયોગ ગમે તેમ અથવા ગમે તે પ્રમાણમાં થતો નથી. તેથી વધારે તત્ત્વો રસાયણિક સંયોગમાં ભાગ લે છે, ત્યારે તે તત્ત્વો હમેશાં અમુક નિયત (fixed) પ્રમાણમાં જ ભાગ લે છે. ૪૮ ભાગ વજનના ઑક્સિજન જોડે સંયોજિત થઇને ૮૦ ભાગ વજનનું મૅગ્નેસિયમ ઑક્સાઇડ બને છે.


$$2\,Mg + O_2 = 2\,MgO$$
$$(2 \times 12) + (2 \times 16) = 2 \times (24 + 16)$$
$$48 + 32 = 80$$

કાર્બન અને ઑક્સિજનનું સંયોજન નીચેના બે પ્રમાણમાંજ થાય છે.


$$2C + 2\,O_2 = 2\,CO_2$$


કાર્બન + ઑક્સિજન = કાર્બન ડાયૉક્સાઇડ

$$(2 \times 12) + (2 \times 32) = 2 \times (12 + 32)$$
$$(24 + 64) = 2 \times 44$$
$$88 = 88$$
$$2\,C + O_2 = 2\,CO$$

કાર્બન + ઑક્સિજન = કાર્બન મોનૉક્સાઇડ

$$2 \times 12 + 16 \times 2 = 2\,(12 + 16)$$
$$(24 + 32) = 2 \times 28$$
$$56 = 56$$

**૭. ગુણક પ્રમાણનો કાયદો**
**Law of multiple proportion**

નાઇટ્રોજન અને ઑક્સિજનનાં સંયોજન તપાસીએ તો આપણને તેમાંથી ચોક્કસ માલૂમ પડશે કે સરખા વજનમાં નાઇટ્રોજન સાથે સંયોજિત થયેલા ઑક્સિજનનાં વજનનું પ્રમાણ પૂર્ણાંક સંખ્યાથી દર્શાવી શકાય છે. નાઇટ્રોજનનાં પાંચ ઑક્સાઇડ આ રહ્યા.

૧. $N_2O$ નાઇટ્રસ ઑક્સાઇડ.
૨. $NO$ નાઇટ્રિક ઑક્સાઇડ
૩. $N_2O_3$ નાઇટ્રોજન ઑક્સાઇડ
૪. $N_2O_4$ નાઇટ્રોજન પેરૉક્સાઇડ
૫. $N_2O_5$ નાઇટ્રોજન પેન્ટૉક્સાઇડ

એટલે નં. ૧ માં ૨૮ ભાગ વજનના નાઇટ્રોજન સાથે ૧૬ ભાગ વજનનો ઑક્સિજન અને નં. ૨ માં ૧૪ ભાગ વજનના નાઇટ્રોજન સાથે ૧૬ ભાગ વજનનો ઑક્સિજન (૨૮ સાથે ૩૨) સંયોજિત થશે. આ પ્રમાણે નં. ૩, ૪ અને ૫ માં ૨૮ ભાગ નાઇટ્રોજન સાથે અનુક્રમે ૪૮, ૬૪ અને ૮૦ ભાગ ઑક્સિજન

સંયોજિત થશે; એટલે કે સરખા વજનના નાઇટ્રોજન સાથે ઑક્સિજન સંયોજિત થવાનું પ્રમાણ અનુક્રમે ૧ : ૨ : ૩ : ૪ : ૫ નું છે. એજ પ્રમાણે ગંધકના અનેક ઑક્સાઇડો બને છે.

$SO_2$ સલ્ફર ડાયૉક્સાઇડ; $SO_3$ સલ્ફર ટ્રાયૉક્સાઈડ.
૩૨ ગ્રામ સલ્ફર સાથે અનુક્રમે ૩૨ અને ૮૮ ગ્રામ ઑક્સિજન સંયોજાશે (૨ : ૩).

$CO$ કાર્બન મૉનૉક્સાઇડ; $CO_2$ કાર્બન ડાયૉક્સાઇડ
૧૨ ગ્રામ કાર્બન સાથે અનુક્રમે ૧૬ અને ૩૨ ગ્રામ ઑક્સિજન સંયોજાશે (૧ : ૨).

આ કાયદાને ગુણક પ્રમાણનો કાયદો કહેવામાં આવે છે.

**૮. અરસપરસ પ્રમાણનો કાયદો**
**Law of reciprocal proportion**

ત્રણ જુદાં જુદાં રસાયણિક તત્ત્વો લો. ધારો કે अ, ब અને क તત્ત્વો માંથી अ અને ब મળીને अब તથા अ અને क મળીને अक સંયોજનો થાય છે. એમાંથી ब અને क તત્ત્વોથી થતાં સંયોજન बक નું પ્રમાણ મળી આવે છે અને તે પ્રમાણ સરખું અગર પૂર્ણાંક સંખ્યા જેટલું હોય છે. દાખલા તરીકે કાર્બન, હાઇડ્રોજન અને ઑક્સિજન તત્ત્વોમાંથી C અને H મળીને $CH_4$, methane C અને O મળીને $CO_2$, carbon dioxide બને છે. આ ઉપરથી સમજાય છે કે સરખા વજનના કાર્બન સાથે સંયોજિત થતા હાઇડ્રોજન અને ઑક્સિજનનું પ્રમાણ ૨ : ૧ નું છે. આથી જ્યારે હાઇડ્રોજન અને ઑક્સિજન ભળે ત્યારે તેના સંયોજનમાં (પાણીમાં) એ બન્નેનું પ્રમાણ ૨ : ૧ નું છે એમ સ્પષ્ટ સમજાય છે.

**૯. ગે-લ્યુસેકનો વાયુ-સંયોજનનો નિયમ**
**Gay-Lussac's law of gaseous combination**

જ્યારે બે વાયુ રસાયણિક ક્રિયાથી સંયોજિત થાય છે, ત્યારે તેમના અરસપરસ કદનું પ્રમાણુ નિયત હોય છે અને સંયોજનના વાયુનું પ્રમાણુ સાદું હોય છે. એ અનુમાન ગે-લ્યુસેકે પાણીમાં ભાગ લેતાં હાઇડ્રોજન અને ઑક્સિજન વાયુના કદના પ્રમાણુ ઉપરથી કર્યું હતું. જો બે લિટર (૨૦૦૦ ઘ. સેમિ.) વાયુ અને એક લિટર ઑક્સિજન લઇને બન્નેને ભેગા કરીને સળગાવીએ તો ધડાકા સાથે તેમનું પાણી થઈ જશે અને પાણીની વરાળનું કદ બન્ને વાયુ કદના સરવાળા જેટલું, એટલે ત્રણ લિટર ન થતાં, માત્ર બે લિટર થશે. આ પ્રમાણુ હંમેશાં એક સરખું રહે છે. જો પાણીનું વિદ્યુતપૃથક્કરણ (electrolysis) કરવામાં આવે તો તેમાંથી ઑક્સિજન અને હાઇડ્રોજન અમુક ચોક્કસ પ્રમાણુમાંજ છૂટાં પડે છે—એટલે કે બે ભાગ હાઇડ્રોજન અને એક ભાગ ઑક્સિજન.



$$2\,H_2O = 2\,H_2 + O_2$$
$$2\text{ Vol.} = 2\text{ Vol.} + 1\text{ Vol.}$$

હવે હાઇડ્રોજન અને ઑક્સિજનને ગમે તે પ્રમાણુમાં એકમેક જોડે ભેળીને તેમને સળગાવવામાં આવે તો તેમની રસાયણિક ક્રિયાથી અમુક ચોક્કસ પ્રમાણુમાંજ તેનું પાણી ઉદ્ભવે છે. જો હાઇડ્રોજન બે ભાગ કરતાં વધુ હશે તો તેટલો ક્રિયામાં ભાગ લેશે નહિ અને જેમનો તેમજ રહેશે. ટુંકાણુમાં હાઈડ્રોજન અને ઑક્સિજન અમુક નિયત પ્રમાણુમાં સંયોજિત થાય છે અને તેથી વધારાનો વાયુ જેમને તેમ જ રહે છે.

એજ પ્રમાણે હાઇડ્રોજન અને ક્લોરિન ભેગાં કરીએ તો તેમના સંયોજનમાં બન્નેના એક સરખાં કદનો વાયુ સંયોજિત થશે અને પરિણામે ઉત્પન્ન થતા હાઇડ્રોક્લોરિક ઍસિડ વાયુનું કદ પણ એક વાયુના કદ જેટલું જ થશે.



$$H_2 + Cl_2 = 2\,HCl$$
$$1\ Vol. + 1\ Vol. = 2\ Vol.$$

નાઇટ્રોજન વાયુનો એક ભાગ અને હાઇડ્રોજન વાયુના ત્રણ ભાગમાંથી બે ભાગ કદનો ઍમોનિયા વાયુ ઉત્પન્ન થાય છે.



$$N_2 + 3\,H_2 = 2\,NH_3$$
$$1\ Vol. + 3\ Vol. = 2\ Vol.$$

નાઇટ્રોજન વાયુ ઑક્સિજન સાથે અનેક પ્રમાણમાં સંયોજિત શકે છે, પરંતુ દરેક વાયુના પરસ્પર કદના પ્રમાણ ૧ : ૨, ૧ : ૧ અથવા ૨ : ૧ જેવાં હોય છે. જ્યારે જુદા જુદા વાયુઓ રસાયણિક ક્રિયાથી સંયોજાય છે, અગર બીજા એકાદ વાયુનું વિઘટન થાય છે, ત્યારે તે ક્રિયામાં ભાગ લેતા અગર ક્રિયાથી ઉદ્ભવતા વાયુઓનાં કદનું (volume) પ્રમાણ સાદી પૂર્ણાંક સંખ્યામાં જ રહેલું હોય છે એને ગે-લ્યુસેકનો કાયદો કહેવામાં આવે છે.

## સાર

૧. રસાયણિક ક્રિયાને સરળતાથી સમજવા માટે દરેક તત્ત્વને સંજ્ઞા વડે ઓળખવામાં આવે છે. દા. ત. હાઇડ્રોજન–H, ઑક્સિજન–O.

૨. જુદા જુદા તત્ત્વના પરમાણુનો ભાર વત્તોઓછો હોય છે. એટલે હાઇડ્રોજનના પરમાણુનો ભાર ૧ લઇને તેની સાથે બીજા

પરમાણુના ભારને સરખાવવામાં આવે છે. એ ભારને પરમાણુ-ભારાંક (atomic weight) કહેવામાં આવે છે.

૩. સંયોજનમાં જુદાં જુદાં તત્ત્વોના કેટલા પ્રમાણુમાં પરમાણુ ભાગ લે છે તે આંકડા વડે દર્શાવાય છે. દા. ત. પાણી = $H_2O$ = બે ભાગ હાઇડ્રોજન અને એક ભાગ ઑક્સિજન.

૪. તત્ત્વનો નાનામાં નાનો કણુ પરમાણુ (atom) (દા. ત. O) ઘણીવાર સ્વતંત્ર અસ્તિત્ત્વ ધરાવી શકતો નથી, પરંતુ બે પરમાણુથી બનેલો કણુ અસ્તિત્ત્વ ધરાવી શકે છે (દા. ત. $O_2$). એને અણુ (molecule) કહેવામાં આવે છે. સંયોજનનો નાનામાં નાનો કણુ પણુ અણુ કહેવાય છે.

૫. જે પદાર્થો રસાયણિક ક્રિયામાં ભાગ લે છે તેને તથા તેના પરિણામે જે પદાર્થ પેદા થાય તેને સંજ્ઞા વડે દર્શાવીએ તો તેનું સમીકરણુ (equation) મળે છે.

૬. તત્ત્વોના સંયોજનો અમુક પ્રમાણુમાં અને અમુક નિયમને આધારેજ થાય છે. એક તત્ત્વનું પ્રમાણુ વધારે હોય અને તેની સાથે બીજું ઓછું તત્ત્વ ભેળાએ અને તેનું રસાયણિક સંયોગ થાય તો વધારાનું તત્ત્વ એમને એમજ રહે છે, અને અમુક પ્રમાણુમાંજ તેમનો સંયોગ થાય છે. ગે-લ્યુસેકના કાયદા નિયત કદના પ્રમાણુ સૂચવે છે. નિયત પ્રમાણુનો કાયદો કયી સંખ્યામાં અણુ ભાગ લે છે તે સૂચવે છે. ગુણુક પ્રમાણુનો કાયદો એકથી વધારે પ્રમાણુમાં બે વસ્તુનો સંયોગ કેવી રીતે થાય તે સૂચવે છે. વ્યુત્ક્રમ પ્રમાણુનો કાયદો ઊલટા સુલટા પ્રમાણુમાં જુદાં જુદાં તત્ત્વોનો કેમ સંયોગ થાય તે દર્શાવે છે.



# પ્રકરણ ૪

## જ્વલન અને કાટ

## Burning and Rusting

**૧. જ્વલન Burning** ઘણીખરી વસ્તુને ગરમ કરતાં તે સળગીને બળવા લાગે છે. કાગળ, તેલ વગેરે ઘણી વસ્તુને હવામાં અમુક ટેમ્પરેચર સુધી ગરમ કરવામાં આવે તો તે બળવા લાગે છે અને પ્રકાશ આપે છે. બળતી વસ્તુના સ્વરૂપમાં રૂપાંતર થાય છે, અને બીજા પ્રકારનું સંયોજન ઉત્પન્ન થાય છે. મીણ, તેલ કે ગંધક જેવી વસ્તુ બળીને લગભગ અદૃષ્ય થાય છે. વસ્તુને બાળવાને માટે હવા આવશ્યક છે. જો બળતા સ્પિરિટના દીવાના ઢાંકણાંને ઉપરથી બંધ કરીએ તો દીવો તુરત હોલવાઇ જાય છે કારણ કે હવા મળતી બંધ થઇ જાય છે. આવી રીતે વસ્તુ હવામાં પ્રકાશ ઉત્પન્ન કરી બળે છે તેને જ્વલન (burning) અથવા ઑક્સિડેશન (oxidation) કહેવામાં આવે છે. ઑક્સિડેશન કહેવાનું કારણ એટલું જ કે બળવાને માટે હવામાં રહેલો ઑક્સિજન વાયુ તદ્દન આવશ્યક છે. જે હવામાંથી ઑક્સિજન જતો રહ્યો હોય તેમાં જ્વલન થતું નથી. એ નીચે દર્શાવેલા પ્રયોગથી માલૂમ પડશે.

**૨. જ્વલન માટે હવા આવશ્યક છે** પ્રયોગ ૧૩ :—એક કુલડી (crucible) માં લાકડાંના ટુકડા લઇ તેને રેતીથી ઢાંકી આકૃતિ (૫) માં બતાવ્યા પેઠે ખૂબ તપાવો. જ્યાં સુધી લાકડાંના ટુકડા રેતીથી ઢંકાયેલા હોય છે ત્યાં સુધી તે બળતા નથી. એ ટુકડાને ગરમ કુલડીમાંથી

એકાએક બહાર કાઢી હવામાં ઉઘાડા કરો. એ ટુકડા બળે છે કે નહિ તેની નોંધ કરો.

આકૃતિ ૫




જો રેતીથી ઢંકાયેલાં લાકડાંના ટુકડાને કુલડીને ઠંડી પાડ્યા પછી જ બહાર કાઢીએ તો માત્ર કાળા પડેલા માલમ પડશે અને બળશે નહિં. રેતીથી ઢંકાયેલા રહેવાથી હવા મળતી નથી એટલે લાકડું બળી શકતું નથી, પરંતુ ગરમ લાકડાંના ટુકડાને હવા મળે કે તુરત બળવા લાગે છે. લાકડું બળે છે ત્યારે એમાંથી ધૂમાડો નીકળે છે અને નીચે કેટલીક રાખ રહી જાય છે. જો વ્યાજબી રીતે બાળવામાં આવે તો લાકડું ધૂમાડો નીકળ્યા વિના બળશે અને માત્ર થોડી રાખ જ નીચે રહી જશે. જો લાકડાંનું બળ્યા પહેલાં વજન કરીએ અને પાછળ રહેલી રાખનું વજન કરીએ તો માલૂમ પડશે કે રાખનું વજન લાકડાં કરતાં ઘણું ઓછું હોય છે.

પ્રયોગ ૧૪ :—એક કાચની બરણીમાં થોડું ચૂનાનું નિતર્યું પાણી (lime-water) રાખીને અંદર એક બળતી મીણબત્તિ ઉતારો. જુઓ કે મીણબત્તિ થોડીવાર બળીને હોલાઇ જાય છે. અંદરના પાણીને શીશીમાં હલાવો. પાણી દૂધિયા રંગનું થાય છે. એજ પ્રમાણે કાગળ, તેલ, લાકડું વગેરે વસ્તુ બાળવામાં આવે તો પણ સર્વ થોડીવાર બળીને હોલવાઇ જશે અને અંદર રહેલા વાયુમાં ચૂનાનું પાણી હલાવવાથી દુધિયા રંગનું બનશે. હવે બાકી રહેલા વાયુમાં જો વાંકા તાર ઉપર મૂકેલી બીજી બળતી મીણબત્તિ દાખલ કરો તો તે બળી શકતી નથી અને તુરતજ હોલવાઇ જાય છે.

આકૃતિ ૬



ઉપરના પ્રયોગથી ખાતરી થાય છે કે મીણબત્તિ બળી ગયા પછી બરણીની અંદર બાકી રહેલો વાયુ બહારની હવાથી જુદો છે. આ ઉપરથી પણ ચોક્કસ સમજાય છે કે બળવાને માટે હવા તદ્દન આવશ્યક છે.

**૩. જ્વલનથી કેવો ફેરફાર થાય છે.**

પ્રયોગ ૧૫:—આકૃતિ (૫)માં બતાવ્યા મુજબ એકાદ કાચના વાસણમાં મીણબત્તી સળગાવી અંદર થોડું પાણી રેડી ઉપર એક કાચની બરણી ઊંધી વાળો. એમાંથી મીણબત્તી ધીમે ધીમે હોળવાઇ જશે અને કાચની બરણીની ફરતે પાણીનાં ટીપાં બાઝશે. ખૂલ્લી મીણબત્તિ બળતી હોય તેની ઉપર પણ ઠંડુ કાચનું જામ ધરીએ તો પાણીના બિંદુ બાઝેલા માલૂમ પડે છે. આકૃતિ (૬) માં બતાવેલી બરણીમાં જ્યારે મીણબત્તિ પૂરેપૂરી બળી રહે ત્યારે અંદરના પાણીની સપાટી બહારના પાણીની સપાટીથી ઊંચી ચઢેલી માલૂમ પડે છે.

ઉપરના પ્રયોગોમાં મીણબત્તિ બળવામાં હવાનો જલદ (active) વાયુ ઑક્સિજન વપરાઇ જાય છે. અને બાકીનો શિથિલ (inactive) ભાગ જેમનો તેમ રહે છે. એની અંદર

આકૃતિ ૬



બીજો કાર્બન ડાયૉક્સાઇડ નામનો વાયુ ઉત્પન્ન થાય છે. એ બરણીનો બૂચ ખોલી અંદર તાર વડે એક બળતી મીણબત્તિ ઉતારવામાં આવે તો તે તુરત હોલવાઇ જાય છે. એ બતાવે છે કે બાકી રહેલો વાયુ જ્વલનમાં મદદ કરતો નથી. આવી

**રીતે બળવામાં વપરાયેલો વાયુ હવાનો એક પંચમાંશ ભાગનો હોય છે.**

પ્રયોગ ૧૬ :–ઉપર પ્રમાણે ફૉસ્ફરસનો એક ટુકડો પાણીમાંથી કાળજી રાખી ચીપિયા વડે પકડી એક કુલડીમાં રાખો. અને સહેજ ગરમ સળિયો લગાડી સળગાવો. ફૉસ્ફરસ પુષ્કળ ધૂમાડો કાઢી બળવા લાગશે. એની ઉપર આકૃતિ (૫) માં બતાવ્યા પ્રમાણે એક બરણી ઊંધી વાળો. થોડી વારમાં ફૉસ્ફરસ બળતો બંધ થાય છે અને ધુમાડો દેખાતો બંધ થયા પછી બરણીમાં પાણી ઊંચે ચઢેલું માલૂમ પડે છે. બાકી રહેલી હવામાં બીજી કોઇ વસ્તુ બળી શકે કે નહિ તેની ખાતરી કરો.

**ચોક્કસ માપ કાઢવાથી માલૂમ પડે છે કે હવાનો $\frac{1}{5}$ ભાગ જ્વલનમાં વપરાય છે. ફૉસ્ફરસને સળગાવ્યા વિના પણ જો હવામાં રાખવામાં આવે તો પણ એનું ધીમે ધીમે જ્વલન થાય છે. એકબે દિવસમાં માલૂમ પડશે કે બરણીમાંની હવાનો $\frac{1}{5}$ ભાગ ફૉસ્ફરસના ઘણાજ ધીમા જ્વલનમાં વપરાઈ ગયો છે, અને તેથી એ બાકી રહેલા વાયુમાં બીજી કોઇ વસ્તુ બળી શકતી નથી.**

**૪. ધાતુને હવામાં ગરમ કરવાનું પરિણામ**

પ્રયોગ ૧૭ મો:–મૅગ્નેશિયમ (magnesium), લોખંડ અથવા તાંબાના ટુકડા લઇ આકૃતિ (૫) માં બતાવેલી કુલડીમાં ઢાંકીને વજન કર્યા પછી ખૂબ તપાવો. માલૂમ પડશે કે એનું જ્વલન થશે અને પરિણામે કુલડીમાં બીજી નવીન વસ્તુ માલૂમ પડે છે. કુલડીને સહેજ ખોલ્યા પછી વજન કરો. માલૂમ પડશે કે પહેલાનાં વજનમાં થોડો વધારો થયો છે.

**ઉપર દર્શાવેલા પ્રયોગથી ખાતરી થાય છે કે હવાનો $\frac{1}{5}$ ભાગનો વાયુ જલદ છે. એ વાયુ તે ઑક્સિજન છે. ઑક્સિજન વિના જ્વલન અશક્ય છે.**

વસ્તુના બળવાથી તેના વજનમાં વધારો થાય છે તેનું કારણ એ છે કે એ ધાતુને ગરમ કરવાથી તેનો હુવામાંના ઑક્સિજન સાથે રસાયણિક સંયોગ થાય છે અને આપણે એમ કહી શકીએ કે જેમ લાકડું અથવા મીણબત્તિ બળે છે, તેમ ધાતુ પણ હુવામાં બળે છે અથવા ધાતુનું જ્વલન થાય છે. આવા જ્વલનથી જે અવશેષ ઉત્પન્ન થાય છે તેને ધાતુનો ઑક્સાઇડ (oxide) કહેવામાં આવે છે. મૅગ્નેસિયમને બાળવાથી સફેદ ભુકો મળે છે, તેને મૅગ્નેસિયમ ઑક્સાઇડ કહેવામાં આવે છે. એજ પ્રમાણે લોખંડના જ્વલનથી લોખંડનો ઑક્સાઇડ, (iron oxide) અને તાંબાના જ્વલનથી તાંબાનો ઑક્સાઇડ, (copper oxide) ઉત્પન્ન થાય છે. અમુક આપેલી ધાતુને બાળવાથી જે ઑક્સાઇડ થાય છે તેનું વજન ધાતુના કરતાં વિશેષ થાય છે કારણ કે ધાતુ ઉપરાંત હુવામાંનો ઑક્સિજન ભળવાથી વજન વધે છે. આવી રીતે ધાતુનો ઑક્સાઇડ થાય તે ઘટનાને ઑક્સિડેશન (oxidation) કહેવામાં આવે છે. ઑક્સિડેશન એટલે ઑક્સિજનના સાથે રસાયણિક સંયોગ થવો તે. એથી ઊલટું જ્યારે કોઇ સંયોજન (compound) માંથી અથવા ઑક્સાઇડમાંથી કોઈ પ્રકારે ઑક્સિજન કાઢી લેવામાં આવે તેને રિડક્શન (reduction) કહેવામાં આવે છે.

આકૃતિ ૭



પ્રયોગ ૧૮:–બતાવ્યા પ્રમાણે એક નળી ન માં લોખંડનો વહેર રાખી તપાવો અને વાસણ વ માંનું પાણી ચકલી વાટે બહાર નીકળવા દો. ન' વાટે દાખલ થતી હવા વ માં ભેગી કરો. એ વાસણમાંની હવામાં ઑક્સિજન છે કે નહિ તેની એક બળતી મીણબત્તિ ઉતારી ખાતરી કરો.

ઉપલા પ્રયોગમાં ભેગી રહેલી હુવા તપાસવામાં આવે તો માલૂમ પડશે કે એ ભેગી થયેલી હુવામાંથી ઑક્સિજન જતો રહ્યો છે અને એ હુવામાં જ્વલન થતું નથી અને બળતી વસ્તુ તૂરત જ હોલવાઈ જાય છે. તાંબાનું વજન વધે છે અને કુલ પસાર કરેલી હુવાનું વજન કરીએ તો માલૂમ પડશે કે હુવાનું વજન જેટલું ઘટયું છે તેટલું જ તાંબાના વહેરનું વજન વધ્યું છે.

**૫. ધાતુ કટાવાથી પણ જ્વલન અથવા ઑક્સિડેશન થાય છે**

પ્રયોગ ૧૯ :— લોખંડના ભૂકાને વજન કરી સહેજ ભીંજવી એક ચલાણીમાં બેએક દિવસ રાખી મૂકો. લોખંડ કટાઇ જશે. હવે એમાં રહેલા ભેજને સહેજ ગરમી આપી ઉડાડી દો અને કટાયેલાં લોખંડનું વજન કરો.

પ્રયોગમાંથી માલૂમ પડશે કે લોખંડનું વજન વધ્યું છે. આનું કારણ પણ હુવામાંના ઑક્સિજનનું જ છે. હુવામાં લાંબો વખત રહેવાથી લોખંડ અને ઑક્સિજનનું સંયોજન થાય છે અને લોખંડને તપાવવાથી જેવો ઑક્સાઇડ થાય તેવોજ ઑક્સાઇડ ઉત્પન્ન થાય છે. એ જાતના કટાવાના પ્રકારને પણ ઑક્સિડેશન અથવા બીજું જ્વલન કહેવામાં આવે છે.

કટાવાને લીધે પણ હુવાનો $\frac{1}{5}$ ભાગનો ઑક્સિજન વપરાય છે. એ નીચેના પ્રયોગથી સાબિત થાય છે.

પ્રયોગ ૨૦ મો:—આકૃતિ (૮) માં બતાવ્યા પ્રમાણે એક પાણીના વાસણમાં એક કાચનું નળાકાર પાત્ર (cylinder) ઊંધું વાળી અંદર એક કાચના સળિયાને છેડે મખમલની કોથળીમાં લોખંડનો વહેર સહેજ ભેજવાળો બનાવી રાખી મૂકો. બે ત્રણ દિવસ વિત્યા પછી જુઓ કે નળાકારમાં પાણી કેટલું ઊંચું ચઢેલું માલૂમ પડે છે.

આકૃતિ ૮



આનું કારણ એ છે કે લોખંડનો વહેર કટાઈ જવાથી નળાકારમાં રહેલી હવાનો ઑક્સિજન વપરાઈ જઈ લોખં-ડનો ઑક્સાઈડ બની ગયો, અને એ ઑક્સિજનની જગ્યા લેવા પાણી નળાકારમાં ઊંચું ચઢે છે. એ નળાકારમાંની બાકી રહેલી હવામાં જો બળતી મીણબત્તિ રાખીએ તો તે તુરત જ હોલવાઈ જશે. નળાકારમાં કુલ રહેલી હવાનો $\frac{1}{5}$ ભાગનો વાયુ ઑક્સિજન કટાવવામાં વપરાઈ જાય છે. લોખંડના વહેરનું શરૂઆતમાં વજન કરીએ અને કટાઈ ગયા પછી વજન કરીએ તો માલૂમ પડશે કે લોખંડના કાટ ( rust ) નું વજન વધારે થાય છે.

ઉપરના પ્રયોગથી ચોક્કસ સાબિત થાય છે કે ધાતુ કટાય છે, એ પણ એક પ્રકારનું ધીમું જ્વલન (અથવા આક્સિડેશન) છે. ફેર માત્ર એટલો કે કટાવાનો પ્રકાર બહુ ધીમો છે, જ્યારે જ્વલન અથવા બળવાથી થતું ઑક્સિડેશન બહુ ઝડપી હોય છે અને સાથે ઘણી ઉષ્ણતાનું ઉત્પાદન થાય છે.

ઉપર બતાવ્યા પ્રમાણે લોખંડની કોઈપણ વસ્તુને ભેજ લાગતાં કટાવા લાગે છે અને લોખંડનો ઑક્સાઈડ બને છે. લોખંડ અનેક ઉપયોગમાં આવે છે અને બીજી ધાતુ કરતાં પ્રમાણમાં ઘણું સસ્તું છે. આમ છતાં એના કટાવાના ગુણથી એના પતરાં ડબ્બા કે એવા ઉપયોગમાં એમને એમ વાપરી શકાતાં નથી. લોખંડના ડબ્બા બનાવવામાં વપરાતાં પતરાં ઉપર

કલાઇ અથવા જસતનો ઢોળ આપવામાં આવે છે. કલાઇ અને જસત ઓછું કટાય છે, એટલે એ પતરાં લાંબો વખત વાપરી શકાય છે.

**૬. શ્વાસોચ્છ્વાસ પણ એક જાતનું દહન છે**

ચોખ્ખી આક્સિજનવાળી હવા આપણા જ્યારે હૃદયમાં દાખલ થાય છે ત્યારે ભુરાશ પડતું નબળું લોહી શરીરના ભાગોમાંથી હૃદયમાં આવે છે; તેમાંના કાર્બન ( કોલસા ) અને હાઇડ્રોજનવાળાં તત્ત્વોવાળી અશુદ્ધતાનું હવામાંના ઑક્સિજન સાથે ધીમું જ્વલન થાય છે અને તેથી કોલસાનો ઑક્સાઇડ (કાર્બન ડાયૉક્સાઇડ ) અને હાઇડ્રોજનનો ઑક્સાઇડ ( પાણી ) બને છે. જો નિતર્યા ચૂનાના પાણીમાં એકાદ નળી વાટે આપણે ફૂંક મારીએ તો તે પાણી દૂધિયા રંગનું થશે. કારણ કે કાર્બન ડાયૅકાસાઇડ શ્વાસોચ્છ્વાસમાં ભળેલો છે. જો કાચની ચોખ્ખી તકતી ઉપર ફૂંક મારીએ તો તેના ઉપર પાણીના ભેજના બિંદુ ઠરેલાં માલૂમ પડશે. આ બન્ને ઘટના ઉપરથી માલૂમ પડે છે કે શરીરમાં જ્વલન ક્રિયા અથવા ઑક્સિડેશન ચાલ્યા કરે છે અને હવામાંનો ઑક્સિજન વાયુ લોહીને સ્વચ્છ કરવામાં મદદ કરે છે. મીણબત્તિ બળે છે, ત્યારે પણ કાર્બન ડાયૉક્સાઇડ અને પાણી ઉત્પન્ન થાય છે એટલે મીણબત્તિનું જ્વલન અને શ્વાસોચ્છ્વાસનું પરિણામ એક જ આવે છે. લીલું લાકડું સળગાવીએ ત્યારે પણ અંદરથી પાણી, કાર્બન ડાયૉક્સાઇડ અને ધૂમાડો નીકળે છે.

**૭. દહનક્રિયા Combustion**

હવામાં વસ્તુ બળે તેને આપણે જ્વલન ( burning ) કહીએ છીએ, પરંતુ જ્યારે હવા સિવાય બીજા

**પદાર્થોનું પ્રકાશ અને ઉષ્ણતા સાથે રસાયણિક સંયોજન થાય છે તેને દહનક્રિયા ( combustion) કહેવામાં આવે છે. જે વસ્તુ હવામાં બળી શકે એવી હોય તેને દાહક (combustible) વસ્તુ કહેવામાં આવે છે; અને હવા અથવા ઑક્સિજનને દહનક્રિયાના ઉત્તેજક ( supporter of combustion) કહેવામાં આવે છે.**

**ગંધકને ખૂબ તપાવી અંદર તાંબાના એક બે બારીક ટુકડા નાંખીએ તો તે ગરમ થઇ થોડીવાર પ્રકાશ આપશે. આ ક્રિયાને પણ દહનક્રિયા કહેવાય છે.**

પ્રયોગ ૨૧ મો:–આકૃતિ (૯) માં બતાવ્યા પ્રમાણે એક ચિમની લઇને નીચેની એક નળીમાંથી કોલગૅસ ( બાળવાના કામમાં આવે તે) દાખલ કરી બીજી વાંકી નળી વાટે હવા દાખલ કરો. હવાની નળી ઉપર દિવાસળી સળગાવી ધરો તો તે નળી વાટે દાખલ થતી હવા કોલગૅસમાં બળવા લાગશે અને હવાની બળતી જ્યોત (flame) હવા દાખલ થાય તે નળી ઉપર ચીમનીની અંદર બળવા લાગે છે. એ જ ચિમનીને ઉપરથી બંધ કરી એક નળી બહાર લાવી ઉપર વળી સળગેલી દીવાસળી ધરીએ તો ત્યાં પણ એક જ્યોત ઉત્પન્ન થશે. એ જ્યોતમાં કોલગૅસ હવામાં બળે છે.

આકૃતિ ૯



**આ પ્રમાણે બે જ્યોત માલૂમ પડે છે. એક ચિમનીની અંદર કોલગૅસમાં બળતી હવાની જ્યોત અને બીજુ ચિમનીને મથાળે હવામાં બળતી કોલગૅસની જ્યોત. આમ અરસપરસ એક વસ્તુનું બીજી વસ્તુમાં જ્વલન થાય છે.**

**૮. મીણબત્તિની જ્યોત**
**Candle flame**

આકૃતિ (૧૦) માં મીણબત્તિની **જ્યોત બતાવવામાં આપી છે. એ જ્યોતના ત્રણ વિભાગ પાડી શકાય છે.**

(૧) અંદરનો કાળો અપ્રજ્વલિત ભાગ (dark zone of no combustion ):—ઉપરના તાપે પીગળેલું મીણનું પ્રવાહી દિવેટ વાટે ઊંચે ચઢે અને ઉપરના તાપથી એ પ્રવાહીનો વાયુ બને છે. એ વાયુ પ્રથમ દિવેટની આસપાસના કાળા ભાગમાં

આકૃતિ ૧૦




માત્ર ઉષ્ણ અને અપ્રજ્વલિત અવસ્થામાં હોય છે. એની અંદર એક કાચની નળીનો એક છેડો રાખી બીજે છેડે દીવાસળી લગાવીએ તો એમાંનો વાયુ કાચની નળીમાંથી પસાર થઇ બીજે છેડે સળગીને જ્યોત ઉત્પન્ન કરશે. (૨) મધ્યનો અર્ધપ્રજ્વલિત પ્રકાશિત ભાગ:— નીચેના કાળા ભાગનો વાયુ ઊંચે ચઢી ઘણો ગરમ થાય છે. એટલે એ વાયુમાં રહેલા કોલસાના બારીક કણો ઘણા ઉષ્ણ થવાથી પ્રકાશિત બને છે. આ ભાગમાં પણ પૂર્ણ દહનક્રિયા (combustion ) થતી નથી, અને જો એકાદ ઠંડી ચીજને એ ભાગમાં સહેજ વાર રાખીએ તો તેના ઉપર કોલસાની કાળી મેસ બાઝશે. (૩) બહારનો પૂર્ણ દહન થતો ભાગ (area of complete combustion):— વચ્ચેના પ્રકાશિત જ્યોતના ભાગની ફરતે લગભગ અપ્રકાશિત અથવા સાધારણ ભુરાશ પડતો કેટલોક ભાગ હોય છે, એમાં પ્રકાશિત ભાગમાં ઉષ્ણ થયેલા કોલસાના બારીક કણોનું પૂર્ણ દહન થાય છે. એ ભાગનું ટેમ્પરેચર પણ સૌથી વિશેષ હોય છે, એકાદ દીવાસળીની સળીને જ્યોતમાં સળગાવવી હોય તો એ બહારના ભાગમાં ધરવાથી જલદી સળગશે, વચ્ચેના ભાગમાં રાખવાથી મોડી સળગશે અને દિવેટની આસપાસના કાળા ભાગમાં તો દીવાસળીનો ગંધકવાળો છેડો પણ થોડીવાર સળગશે નહિ.

**૯ બુન્શેન બર્નર અને બર્નરની જ્યોત**
**Bunsen burner and its flame**

લગભગ દરેક પ્રયોગશાળામાં બુન્શેનનો બર્નર ( Bunsen burner ) કોઇપણ વસ્તુને ગરમ કરવા માટે વાપરવામાં આવે છે. જે શહેરમાં કોલગૅસ ઘરેઘરે આપવામાં આવતો હોય ત્યાં કોલસાની ભઠ્ઠી સળગાવતાં કોલગૅસના બર્નર રાખી ગરમી ઉત્પાદન કરવામાં આવે છે. એના મૂખ્ય ભાગમાં એક છૂટી પડી શકે એવી ચારથી પાંચ ઇંચ લાંબી નળી $ન_2$ છે. આકૃતિ ૧૧ એ નળીને નીચેના સ્ક્રૂમાં ફેરવી જોડવામાં આવે છે.



એ સ્ક્રૂવાળા ભાગની વચ્ચેથી એક બારીક નાકાં વાટે ગૅસને દાખલ કરે તેવી નળી છે. એ બારીક નાકામાંથી $ન_2$ વાટે આવતો ગૅસ જોરથી નળીમાં ઊંચે ચઢે છે. એ સ્ક્રૂવાળા ભાગની નીચે થઈ સામસામી બે કાણાં ક રાખેલાં હોય છે. કોલગૅસ ઊંચે ચઢે તેની સાથે એ બન્ને કાણાંમાંથી પૂરતા પ્રમાણમાં હવા પણ ઊંચે ચઢે છે અને પોલી નળીમાંજ હવા અને કોલગૅસનું પૂરતા પ્રમાણમાં મિશ્રણ થાય છે.

જ્યારે મિશ્રણ થયેલો વાયુ નળીને મથાળે આવે છે, ત્યારે એને દહન થવાને પૂરતો ઑક્સિજન ધરાવે છે એટલે દીવાસળીની જ્યોત અડતાંજ એ સળગી ઊઠે છે અને નળીને મથાળે લગભગ પ્રકાશ વિનાની ઘણીજ ઉષ્ણ જ્યોત ઉત્પન્ન થાય છે. જો એ બર્નરના જ્યાંથી હવા દાખલ થાય એ નીચેના કાણાં ક બંધ કરીએ તો પૂરતા પ્રમાણમાં ઑક્સિજન ન મળવાથી કોલગૅસમાં રહેલાં કોલસાના બારીક રજકણો ઉષ્ણ થઇ પ્રકાશિત બનશે અને મીણબત્તિની પેઠે માત્ર બહારના

અપ્રકાશિત ભાગમાંજ દહન ક્રિયા થશે. આ જ્યોતની રચના મીણબત્તિની જ્યોતના જેવીજ હોય છે. પ્રકાશિતપણુ (luminocity)એ માત્ર ઉષ્ણ થયેલા કાર્બન કણોનેજ આભારી છે.

જ્યારે નીચેથી પૂરતા પ્રમાણમાં હવા દાખલ થતી હોય ત્યારે જે જ્યોત ઉત્પન્ન થાય છે તે આકૃતિ (૧૨) માં બતાવી છે. નળીને મથાળે પ્રથમ એક ભાગમાં અપ્રજ્વલિત વાયુનો એક ભાગ હોય છે. એ ભાગની ઉપર વચ્ચેનો ઝાંખો ભુરાશ પડતો ભાગ હોય છે. એમાં લગભગ સંપૂર્ણ દહનક્રિયા થઈ જાય છે. કેટલોક અર્ધપ્રજ્વલિત ભાગનો વાયુ વચ્ચેના ભાગમાં ન બળી ગયો હોય તે વચ્ચેની જ્યોતને સહેજ પ્રકાશિત બનાવે છે; પરંતુ એ વાયુ પણ ઘણો ગરમ થવાથી બહારના બિલકુલ અપ્રકાશિત ભાગમાં સંપૂર્ણ રીતે બળી જાય છે.

આકૃતિ ૧૨



પ્રાઈમસ સ્ટવમાં પણ આકૃતિ (૫૮) કેરોસિન તેલને હવાના દબાણથી ઊંચે ચઢાવવામાં આવે છે. એ તેલ ગરમ નળીમાં થઇને પસાર થાય છે, એટલે તેનો વાયુ બને છે. એ વાયુ ઉપરની બુન્શેન બર્નર જેવી કાણાં વાળી નળીમાંના એક બારીક નાકાં વાટે બહાર પડે છે એટલે એની પૂર્ણ દહનક્રિયા થાય છે. અને મેશ વગરની લગભગ અપ્રકાશિત બુન્શેન બર્નર જેવીજ જ્યોત બળવા લાગે છે.

[ડેવીના રક્ષક દિવા (Davy's safety lamp) માટે જુઓ પા. ૩૨૧]

## સાર

૧. હવામાંના ઑક્સિજન સાથે ઘણીખરી વસ્તુનો સંયોગ થાય છે. કેટલાક સંયોગો ઘણી ગરમી પેદા કરે છે, જ્યારે કેટલાક ધીમાં

હોય છે. કોલસો બળે છે ત્યારે તેનું ઑક્સિજન સાથે સંયોજન થાય છે અને પુષ્કળ ઉષ્ણતા બહાર પડે છે. આ પ્રકારના ઑક્સિજન સાથેના સંયોગને જ્વલન (burning) કહેવામાં આવે છે.

૨. જ્વલન માટે હવા આવશ્યક છે. ફૉસ્ફરસને હવામાં ખુલ્લો રાખવાથી તેનું મંદ જ્વલન થાય છે. લોખંડને હવામાં ખુલ્લું રાખવાથી તે કટાય છે, એટલે કે તેનો ઑક્સિજન સાથે સંયોગ થાય છે. આ કાર્ય બહુ ધીમું હોવા છતાં તે પણ મંદ જ્વલનનો એક પ્રકાર છે. મેગ્નેસિયમ કે તાંબાને ગરમ કરવાથી તેમનું જ્વલન થાય છે અને તેથી તેમના ઑક્સાઇડ બને છે. લોખંડનો કાટ એટલે લોખંડનો જ્વલનથી થયેલો ઑક્સાઇડ.

૩. શ્વાસોચ્છ્વાસ એ પણ એક જાતનું જ્વલન છે. એમાં પણ ઉચ્છ્વાસમાં રહેલી અશુદ્ધિઓનું હવાના ઑક્સિજન સાથે મંદ જ્વલન થાય છે, અને તેમાંથી કાર્બન ડાયૉક્સાઇડ ઉત્પન્ન થાય છે.

૪. હવા અથવા ઑક્સિજન સિવાય જે વસ્તુના સંયોગથી પ્રકાશ અને ઉષ્ણતા થાય તેને દહનક્રિયા કહેવામાં આવે છે દા. ત. ગંધક અને તાંબાનો સંયોગ.

૫. મીણબત્તિની જ્યોતમાં અપ્રકાશિત ભાગ સૌથી ઉષ્ણ હોય છે. એમાં પ્રકાશિત ભાગમાં પૂર્ણ જ્વલન થતું નથી. દિવેટની નજીક બિલકુલ જ્વલન થતું નથી. મીણબત્તિ બળવાથી પાણી અને કાર્બન ડાયૉક્સાઇડ પેદા થાય છે. બૂન્સેન બર્નરની જ્યોતમાં પણ બર્નરના મૂખની નજીક અપ્રકાશિત ભાગમાં જ્વલન નથી થતું. એથી ઊંચે થોડું જ્વલન સાધારણ પ્રકાશિત ભાગમાં થાય છે અને પૂર્ણ જ્વલનવાળો ઊંચેનો ભાગ બિલકુલ અપ્રકાશિત હોય છે.

# પ્રકરણ ૫

## હવા અને પાણી

**૧ હવાના મૂખ્ય વાયુ**

આગલા પ્રકરણમાં જોઇ ગયા છીએ કે હવામાં બે જાતના વાયુ હોય છે. એક જલદ વાયુ, જેના વડે જ્વલન ક્રિયા ઉત્પન્ન થાય છે અને બીજો શિથિલ વાયુ જે તદ્દન અક્રિય (inactive) છે. જલદ વાયુ હવાના પાંચમાં ભાગનો છે અને તેને આપણે ઑક્સિજન કહીએ છીએ. બાકીનો ચાર ભાગનો વાયુ જે તદ્દન અક્રિય રહે છે તેને નાઇટ્રોજન કહેવામાં આવે છે. આગલા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે જો એક બંધ બરણીમાં ફૉસ્ફરસ બાળીએ અથવા લોખંડને કટાવા દઇએ તો હવામાંના જલદ વાયુ ઑક્સિજન ઉપયોગમાં આવી જાય છે અને એના કદના જેટલા ખાલી પડેલા ભાગમાં પાણી ઊંચે ચઢે છે. બરણીમાં દાખલ થયેલા વધારાના પાણીનું કદ એ ઑક્સિજનનું કદ છે. જે હવાના કદનું બરાબર માપ લઇ ઉપરનો પ્રયોગ કરીશું તો માલૂમ પડશે કે અક્રિય ભાગના નાઇટ્રોજન અને જલદ ઑક્સિજનના કદનું પ્રમાણ ૪ : ૧ નું હોય છે. હવામાં ઉપર દર્શાવેલા બે વાયુ મૂખ્ય છે, એ સિવાય હવામાં નાના પ્રમાણમાં પાણીનો ભેજ અને કાર્બન ડાયૉક્સાઇડ રહેલો હોય છે. વળી ઘણા જ સૂક્ષ્મ પ્રમાણમાં નાઇટ્રોજન જેવા બીજા શિથિલ વાયુ અને થોડા પ્રમાણમાં હાઇડ્રોજન જેવો જલદ વાયુ પણ હોય છે. નાઇટ્રોજન વાયુ સાથે આર્ગન નામના વાયુનું પ્રમાણ ઘણું ઓછું છે અને તે ઉપરાંત નિયોન, ક્રિપ્ટન, ઝિનોન, હિલિયમ વાયુ પણ બહુજ થોડા પ્રમાણમાં ભળેલા છે. હાઇડ્રોજન અને હિલિયમ

વાયુ હલકા હોવાથી હવાના વાતાવરણનાં ઉપલાં પડમાં વિશેષ પ્રમાણમાં હોય છે. હવામાં થતી વિદ્યુતને લીધે ઑક્સિજનમાંથી ઑક્સિજનના ત્રણ પરમાણુના સંયોગથી ઉત્પન્ન થયેલો ઓઝોન નામનો વાયુ પણ થોડા પ્રમાણનાં ઉત્પન્ન થાય છે.

હાલમાં રહેલા જુદા જુદા મૂખ્ય વાયુનું પ્રમાણ નીચે દર્શાવ્યું છે.

| | સેંકડે ટકા |
|---|---|
| નાઇટ્રોજન | ૭૬.૯૫ |
| ઑક્સિજન | ૨૦.૬૬ |
| ભેજ | ૧.૪૦ |
| આર્ગન | ૦.૯૪ |
| કાર્બન ડાયૉક્સાઇડ | ૦.૦૩૪ |

૨ હવામાં રહેલા નાઇટ્રોજન અને ઑક્સિજનના કદ અને વજનનું પ્રમાણ

આગલા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે લોખંડને કટાવા દઇએ તો હવામાં રહેલો ઑક્સિજન વપરાઇ જઇ તેની જગ્યાએ પાણી દાખલ થાય છે એટલે બાકી રહેલા વાયુનું કદ અને વપરાયલા વાયુનું કદ મળી આવશે.

વજનનું પ્રમાણ કાઢવું હોય તો આકૃતિ (૭) માં બતાવેલો પ્રયોગ કરવો પડશે. એક કાચના પાતળા વાસણ બ નું વજન અંદર હવા હોય ત્યારે અને એકાદ પંપ વડે હવા શોષી લીધા પછી કરવાથી હવાનું વજન મળી આવશે. એ વાસણને પાણીથી ભરીને એક કાચની નળીમાં વજન કરેલા તાંબાનો વહેર રાખેલો હોય તેની સાથે જોડવામાં આવે છે. એ તાંબાના ભુકાને એકાદ બર્નર વડે ખૂબ ગરમ રાખીને ધીમે ધીમે બહારની હવા એ નળીમાં થઇને કાચના વાસણ બમાં દાખલ કરવામાં આવે છે. હવાને વાસણમાં

ખેંચવા માટે ચકલી ચ ઉઘાડી પાણી નીકળી જવા દેવામાં આવે છે. હવામાંનો ઑક્સિજન તાંબાના ઑક્સિડેશનમાં એટલે કે તાંબાનો ઑક્સાઇડ (copper oxide) બનાવવામાં વપરાય છે. એ પછી કાચના વાસણનું અને તાંબાના ઑક્સાઇડ થયેલા વહેરનું ફરીથી વજન કરવામાં આવે છે. તાંબાના વહેરમાં વપરાયેલા ઑક્સિજનનું અને વાસણમાં ભેગા થયેલા નાઇટ્રોજનનું વજન કાઢવાથી માલૂમ પડશે કે ૧૦૦ ગ્રામ હવા હોય તેમાં ૨૫ ગ્રામ ઑક્સિજન હોય છે, અને લગભગ ૭૨ થી ૭૫ ટકા નાઇટ્રોજન હોય છે.

**૩. હવા એ સંયોજન નથી, પરંતુ મિશ્રણ છે**
**Air is not a compound but a mixture**

એક ભાગના કદના ઑક્સિજન અને ચાર ભાગના કદના નાઇટ્રોજનના ભેળની હવા બનેલી છે. એ બન્ને વાયુ માત્ર મિશ્રણ રૂપે જ રહેલા છે. અને એનો રસાયણિક સંયોગ થયેલો હોતો નથી, એટલે હવા એ રસાયણિક સંયોજન (compound) નથી, પરંતુ માત્ર મિશ્રણ છે. હવા મિશ્રણ છે અને રસાયણિક સંયોજન નથી એ નીચેની દલિલોથી પૂરવાર થઇ શકે છેઃ (૧) રસાયણિક સંયોજનમાં જે તત્ત્વો ભાગ લે છે તેનું પ્રમાણ હંમેશાં એક સરખું (એકમૂલ્ય constant) રહે છે, (૨) જો ચાર ભાગનો નાઇટ્રોજન અને એક ભાગનો ઑક્સિજન લઇ મિશ્રણ બનાવીએ તો તેમાંથી ઉષ્ણતા અથવા કદના ફેરફાર થતા નથી અને એ મિશ્રણ હવાના જેવુંજ થાય છે; (૩) હવામાં ભળેલા બન્ને વાયુના ગુણધર્મોમાં કંઇ ફેરફાર પડતો નથી, કારણ કે હવા નાઇટ્રોજન અને ઑક્સિજનના જેવીજ પારદર્શક છે અને ઑક્સિજનની પેઠે

હવા પણ જ્વલનને મદદ કરે છે; (૪) જો હવાને પાણીમાં ઓગાળીએ તો પાણીમાં નાઇટ્રોજન કરતાં ઑક્સિજન વધુ ઓગળે છે; એટલે પાણીમાંની હવાને જો બહાર કાઢવામાં આવે તો તેમાં ચોથા ભાગને બદલે ત્રીજા ભાગનો ઑક્સિજન હોય છે; અને (૫) હવાને પ્રવાહી બનાવીએ અને પાછું બાષ્પીભવન થવા દઇએ તો નાઇટ્રોજનનો ભાગ જલદી ઊડી જાય છે અને ઑક્સિજન પાછળથી ઊડી જાય છે; જો હવા સંયોજન રૂપે હોય તો એમાં રહેલા બન્ને વાયુ એક સાથેજ ઊડી જાત.

**૪. હવામાં કાર્બન ડાયૉક્સાઇડ.** માણસના અને પ્રાણીમાત્રના જીવન માટે ઑક્સિજન એ તદ્દન આવશ્યક વસ્તુ છે. શરીરના લોહીનો અસ્વચ્છ ભાગ કાર્બન અને હાઇડ્રોજન તત્ત્વોનો બનેલો હોય છે, એટલે હવાના ઑક્સિજન વડે એ બન્ને તત્ત્વોનું ઑક્સિડેશન (જ્વલન) થાય છે. એથી કાર્બનનો કાર્બન ડાયૉક્સાઇડ અને હાઇડ્રોજનનો હાઇડ્રોજન ઑક્સાઇડ અથવા પાણી બને છે. આ રીતે દરેક પ્રાણીમાત્રના શ્વાસોચ્છ્વાસમાંથી કાર્બન ડાયૉક્સાઇડનો ભાગ બહાર પડે છે, અને હવામાં કાયમ ભળ્યા કરે છે. હવામાં નાઇટ્રોજન ભળેલો હોવાથી ઑક્સિજનના જલદપણામાં કંઇક અંશે ઘટાડો છે, અને આપણા શરીરને માફકસર પ્રમાણમાં ઑક્સિજન મળી રહે છે.

હવામાં કાર્બન ડાયૉક્સાઇડ ભળેલો હોય છે એ સહેલાઇથી પૂરવાર થઇ શકે છે. જો નિર્મળ ચૂનાનું પાણી એક છાછરી રકાબીમાં રાખી મૂકવામાં આવે તો તેની સપાટી ઉપર સફેદ

છારી (scum) બાઝે છે કારણ કે હુવામાંના કાર્બન ડાયૉક્સાઇડ નામનું અદ્રાવ્ય સંયોજન ઉત્પન્ન થાય છે. એજ પ્રમાણે આપણે એક નળી વાટે ચૂનાના પાણીમાં ફૂંક મારીએ તો પણ શ્વાસમાં રહેલા કાર્બન ડાયૉક્સાઇડમાંથી કેલ્સિયમ કાર્બોનેટ ઉત્પન્ન થાય છે.

**૫. ઝાડપાનના ઉપયોગમાં કાર્બન ડાયૉક્સાઇડ**

ઝાડપાન હુવામાંનો કાર્બન ડાયૉક્સાઇડ શોષી લે છે અને પોતાને જરૂર પૂરતો કાર્બન (કોલસો) લઇને ઑક્સિજનનો ભાગ પાછો બહાર પાડે છે. સૂર્યના પ્રકાશ વડે આ ક્રિયા ઉત્પન્ન થાય છે. ઝાડપાનમાં ભળેલા કાર્બન (કોલસા)માંથી કાર્બોહાઇડ્રેટ્સ (કાર્બન ઑક્સિજન અને હાઇડ્રોજનનું સંયોજન) ઝાડના મૂળ વાટે મળતાં પાણીમાંથી મળી રહે છે. ઝાડના તંતુઓ સેલ્યુલોસ (cellulose) નામના કાર્બોહાઇડ્રેટ્ના બનેલાં છે, અને એ કાર્બન, હાઇડ્રોજન અને ઑક્સિજનના સંયોગથી બને છે. આ સંયોજનમાં ક્લોરોફિલ નામનું લીલું રંગ આપનાર દ્રવ્ય મદદ કરે છે.

ઉપર દર્શાવેલાં તત્ત્વ સિવાય નાઇટ્રોજન પણ ઘણીખરી વનસ્પતિનુ મૂખ્ય અંગ છે. નાઇટ્રોજનને કાંતો હુવામાંથી અથવા જમીનમાંના નાઇટ્રોજનના ક્ષારમાંથી વનસ્પતિ મેળવી લે છે. જો જમીનમાં લાંબો વખત વનસ્પતિ ઊગાડવામાં આવે તો નાઇટ્રોજનનું પ્રમાણ ઘટી જાય છે, એટલે તેવી જમીનમાં નાઇટ્રોજનના ક્ષારોનું બનાવટી ખાતર આપવું પડે છે.

આકૃતિ (૧૩) થાં વનસ્પતિ હુવામાંથી કાર્બન ડાયૉક્સાઇડ લે છે અને ઑક્સિજન બહાર પાડે છે એ દર્શાવતો પ્રયોગ બતાવેલો છે.

આકૃતિ ૧૩




પ્રયોગ ૨૨ :—એક કાચના પ્યાલામાં કાર્બન ડાયૉક્સાઇડ ભળેલો હોય તેવું પાણી (સોડા વૉટર) લઇ તેમાં પાણીમાં ઊગનાર લીલા છોડની થોડીક ડાંખરી રાખો. એ છોડની ઉપર કાચની ગરણી ઊંધી વાળો અને ગરણીના નાળચાં ઉપર પાણીથી ભરેલી એક કશનળી (test-tube) ઊંધી વાળો. આ પ્યાલાને સૂર્યના પ્રકાશમાં થોડો વખત રાખો. લીલા છોડ પાણીમાં રહેલા કાર્બન ડાયૉક્સાઇડને પાંદડાં વાટે અંદર ખેંચી લેશે અને તેમાં કાર્બન (કોલસાનો) ભાગ વાપરી નાંખી ઑક્સિજનનો ભાગ બહાર કાઢી નાંખશે. ઑક્સિજનના બુદ્‌બુદ્ (bubbles) ધીમેધીમે કશનળીમાં ભેગા થતા જણાય છે અને થોડી વારમાં સારો સરખો વાયુ તેમાં ભેગો થાય છે. એક ધૂમાતું લાકડું દાખલ કરી જુઓ કે શું પરિણામ આવે છે.

**ઉપરના પ્રયોગમાં કશનળીમાં ભેગો થયેલો વાયુ ઑક્સિજન છે એમ ખાતરી કરવા સાધારણ ધૂમાતા લાકડાના ટુકડાને જો કશનળીના વાયુમાં દાખલ કરવામાં આવે તો એ ઝટ સળગી ઊઠી પ્રકાશિત બનશે.**

**સૂર્યના પ્રકાશની મદદથી લીલાં ઝાડપાન હવામાં રહેલાં કાર્બન ડાયૉક્સાઇડને શોષી લે અને અંદરનો કાર્બન લઈ ઑક્સિજનને બહાર પાડે છે. આ રીતે હવામાં પ્રાણીના શ્વાસોચ્છ્વાસથી, અથવા લાકડાં કે કોલસા બાળવાથી કાર્બન ડાયૉક્સાઇડ ઉત્પન્ન થવાથી હવા અશુદ્ધ થાય છે, તેને વનસ્પતિ શુદ્ધ કરે છે. જો આવી રીતે વનસ્પતિ હવાને શુદ્ધ કરતી ન**

હોત તો, હવામાં કાર્બન ડાયૉક્સાઈડનું પ્રમાણ વધ્યાજ કરતે અને હવા એટલી અશુદ્ધ થઇ જાત કે મનુષ્યનું જીવન અશક્ય થઇ પડત.

## સાર

૧. હવામાં મૂખ્યત્વે ઑક્સિજન, નાઇટ્રોજન, પાણીનો ભેજ, કાર્બન ડાયૉક્સાઇડ અને આર્ગન વાયુ રહેલા છે. એ સિવાય હાઇડ્રોજન અને હેલિયમ ઉપલાં વાતાવરણમાં છે. આર્ગનના જેવા અક્રિય વાયુ પણ સૂક્ષ્મ પ્રમાણમાં હોય છે. દા. ત. નિયોન, ક્રિપ્ટોન, ઝિનોન વગેરે. ઑક્સિજન અને નાઇટ્રોજનનાં કદનું પ્રમાણ આશરે ૨૧ : ૭૫ નું છે; અને વજનનું પ્રમાણ ૨૫ :૭૩ નું છે.

૨. હવા મિશ્રણ છે અને સંયોજન નથી કારણ કે એને વાયુનાં માત્ર મિશ્રણ વડે પેદા કરાય છે અને એમાં વાયુનું પ્રમાણ એક સરખું નથી. એ વાયુને સહેલાઇથી છૂટા પાડી શકાય છે.

૩. શ્વાસોચ્છ્વાસ, વનસ્પતિ વગેરેના જ્વલનથી અને વનસ્પતિ જન્ય વસ્તુના સડવાથી હવામાં કાર્બન ડાયૉક્સાઇડ વાયુ પેદા થયા કરે છે. આમ છતાં વનસ્પતિ પાંદડાં વડે શ્વાસ લે તેમાં કાર્બન ડાયૉક્સાઇડ વાયુને શોષે છે અને ઑક્સિજનને હવામાં બહાર પડે છે.

# પ્રકરણ ૬

## ઑક્સિજન Oxygen

**૧. ઑક્સિજન ઉત્પન્ન કરવાની સાદી રીત** પ્રયોગ (૨૩):–સીસાંના રાતા ક્ષાર (red lead) ને જો એક તાપ સહન કરે એવી કાચની કશનળી ( ટેસ્ટ ટ્યુબ )માં તપાવો. તેમાં ઑક્સિજન ઉત્પન્ન થાય છે. એ નળીમાં ધૂમાતો અંગારો અથવા લાકડું દાખલ કરો. એ તુરતજ ભડકો લઇ સળગી ઉઠે છે ( આકૃતિ ૧૪ ).

આકૃતિ ૧૪



પ્રયોગ (૨૪):–પારાનો ઑક્સિાઇડ (mercury oxide ) નામનો રાતો ક્ષાર જેને હિંગળોક કહેવામાં આવે છે તેને પણ ઉપર પ્રમાણે ગરમ કરો. તેમાંથી ઑક્સિજન વાયુ નીકળે છે. એ નળીમાં અંગારો નાંખીએ તો તે ઘણો પ્રકાશિત બની જોરથી બળવા લાગે છે અને ધૂમાતુ લાકડું ભડકો લઇ ઊઠે છે. એમાંથી પારો છૂટો પડીને નળીના ઉપલા ઠંડા ભાગ ઉપર ચોંટી જાય છે.

**ઊપર દર્શાવેલી બન્ને સાદી રીતમાં ધાતુ અને ઑક્સિજનના રસાયણિક સંયોજનમાં ઉત્પન્ન થયેલા ક્ષારમાંથી પાછો ઑક્સિજન છૂટો પડે છે. સીસાંને ધીમે તાપે હવામાં બાળવામાં આવે તો સીસાંનો અને ઑક્સિજનનો સંયોગ થાય છે અને સીસાંનો ઑક્સાઇડ ( lead oxide ) ઉદ્ભવે છે. એવા ઑક્સિજનના સંયોગથી ઉત્પન્ન થયેલા દરેક ક્ષારને તે ધાતુ અથવા તત્ત્વનો ઑક્સાઇડ કહેવામાં આવે છે. એજ**

પ્રમાણે પારાને પણ લાંબો વખત તપાવીએ તો તેમાંથી પારાનો ઑક્સાઇડ (mercuric oxide) ઉત્પન્ન થાય છે. એ બન્ને ઑક્સાઇડને ખૂબ જોરથી તપાવવાથી પાછો ઑક્સિજનનો ભાગ પાછો છટો પડી જાય છે.




સીસાંના રાતા ઑક્સાઇડને તપાવવાથી થોડાં ઑક્સિજન-વાળો સીસાંનો પીળો ઑક્સાઇડ બને છે અને વધારાનો ઑક્સિજન છૂટો પડે છે.

પારાના ઑક્સાઇડ (હિંગળોક) ખૂબ તપાવીએ તો પારો અને આક્સિજન છૂટા પડે છે.




ઉપર દર્શાવેલી રીતોથી ઑક્સિજન તયાર કરી શકાય છે પરંતુ પૂરતા પ્રમાણમાં ઑક્સિજન મેળવવો હોય તો તે નીચેની રીતેજ મળી શકશે.

**૨. ઑક્સિજન તૈયાર કરવાનો પ્રયોગ**

પ્રયોગ (૨૫):—એક સખત કાચની કશનળી (test tube) લો. તેમાં થોડો પોટાસિયમ ક્લોરેટ અને થોડોક મૅન્ગેનીઝ ડાયૉક્સાઇડ નાખો (આકૃતિ ૧૫). નળીને એક કાણાવાળા બૂચ વડે બંધ કરો. એ બૂચના કાણામાંથી

આકૃતિ ૧૫



એક વિમોચન નળી (delivery tube) પસાર કરો અને નળીનો બીજો છેડો એક વાયુ ભરવાની બરણી (bee-hive shelf)ની નીચેથી પસાર કરો. એ બરણીને એક કાચના પાણીથી ભરેલાં વાસણમાં મૂકો. એના ઉપર એક કાચનો નળાકાર ઊંધો વાળો. નળીને એક પકડ વડે જકડી ખૂબ તપાવો. આકૃતિ (૧૫) માં બતાવ્યા પ્રમાણે નળાકારનું પાણીનું સ્થળાંતર થાય છે અને તેમાં ઑક્સિજન વાયુ ભેગો થાય છે. એ રીતે બીજા ચારેક નળાકાર (cylinder) ભરી લો. હવે આક્સિજન વાયુના ગુણધર્મો નીચે પ્રમાણે તપાસો.

(૧) એનો રંગ, ગંધ અને સ્વાદ તપાસો.

આકૃતિ ૧૬



(૨) લિટ્મસના કાગળ ઉપર શું અસર થાય તે તપાસો.

(૩) એક ધૂમાતું લાકડું અંદર દાખલ કરો અને શું પરિણામ આવે છે તેની નોંધ કરો. આકૃતિ (૧૬) માં બતાવ્યા પ્રમાણે એક ઑક્સિજનથી ભરેલી બરણીમાં ફૉસ્ફરસનો ટુકડો એક પ્રજ્જવલન પળી (deflagrating spoon) માં મૂકી ઉતારો. ફૉસ્ફરસ સળગી ઊઠે છે.

(૪) નિતર્યું ચૂનાનું પાણી નાંખી જુઓ કે કંઇ ફેરફાર થાય છે ?

**ઉપરના પ્રયોગમાં રસાયણિક ક્રિયા નીચે પ્રમાણે થાય છે. પોટાસિયમ ક્લોરેટને એકલો ગરમ કરીએ તોપણ ઑક્સિજન નીકળે છે, પરંતુ મેન્ગેનીઝ ડાયૉક્સાઇડ રાખવાથી ઑક્સિજન નીકળવાનું કાર્ય જલદ બને છે. આવી રીતે ખાસ રસાયણિક ક્રિયામાં ભાગ ન લઇ માત્ર તેને જલદ બનાવે**

**એવી વસ્તુને ઉદ્દિપક વસ્તુ (catalytic agent) અથવા યોગવાહી વસ્તુ કહેવામાં આવે છે અને એ રસાયણિક ક્રિયાને જલદ બનાવવાના પ્રકારને ઉદ્દિપન (catalysis) કહેવામાં આવે છે; અને તે દ્રવ્યને ઉદ્દિપક (catalyst) કહેવામાં આવે છે.**

ઑક્સિજન ઉત્પન્ન થવાનું કાર્ય નિચેના સમીકરણથી સમજાશે.

પોટાસિયમ ક્લોરેટ = પોટાસિયમ ક્લોરાઇડ + ઑક્સિજન.



$$2\ KClO_3 = 2\ KCl + 3\ O_2$$

**૩. ઑક્સિજનના ગુણધર્મો**
**Properties of Oxygen**

(૧) ઑક્સિજન રંગ, ગંધ અને સ્વાદ વિનાનો વાયુ છે. (૨) લિટ્મસના કાગળ ઉપર તેની અસર થતી નથી. એટલે તેનામાં ઍસિડીક (acidic) તેજાબના જેવા) અથવા એઝીક (આલ્કલી જેવા alkaly) ગુણ નથી. જે વસ્તુના તેજાબ (acid) ના જેવા ગુણ હોય તો તેમાં ભુરૂં લિટ્મસ કાગળ રાતું થાય છે અને જો બેઇઝ (base) જેવા ગુણ હોય તો તેમાં રાતું કાગળ ભુરૂં થાય છે. (૩) સાધારણ બળી શકે એવા પદાર્થો તેમાં બહુ જોરથી સળગી ઊઠે છે. ફૉસ્ફરસ અથવા ધૂમાતો અંગારો આકૃતિ (૧૬) માં બતાવ્યા પ્રમાણે એક પ્રજ્વલન પળી (deflagrating spoon) માં રાખી ઑક્સિજન વાયુની બરણીમાં ઉતારીએ તો એ બહુ તેજ આપી સળગી ઊઠે છે. (૪) ઑક્સિજનની ચૂનાના પાણી ઉપર અસર થતી નથી. (૫) ઑક્સિજન પાણીમાં થોડા પ્રમાણમાં ઓગળે છે. (૬) ઑક્સિજનમાં ગરમ કરેલી ઘણી ખરી વસ્તુનો રસાયણિક સંયોગ થવાથી તે વસ્તુના ઑક્સાઇડ થાય છે. દાખલા

તરીકે કાર્બન, સલ્ફર, ફૉસ્ફરસ, મૅગ્નેસિયમ, લોખંડ વગેરે ધાતુના ઑક્સિજન સાથેના સંયોગમાંથી એ બધાનાં ઑકસાઇડ થાય છે. (૭) ઑક્સિજન ઉપર જ જીવંત પ્રાણીને આધાર છે. હવામાં નાઇટ્રોજન સાથે પ્રમાણસર ભળેલો ઑક્સિજન જીવન ટકાવે છે, આમ છતાં જો ઑક્સિજનને અતિરેક થાય તો ઑક્સિડેશન અથવા લોહીનું જ્વલન બહુ જલદી થવાથી મૃત્યુ થાય છે. પાણીમાં ઓગળેલા સૂક્ષ્મ પ્રમાણના ઑક્સિજન વડે માછલીનાં જીવન ટકી રહે છે, પરંતુ જો એ માછલીને હવામાં પુષ્કળ પ્રમાણમાં ઑક્સિજન મળે તો માછલીનું ઑક્સિજનના અતિરેકથી મૃત્યુ થાય છે.

**૪. ઑક્સિજનના ઉપયોગ**

(૧) ઑક્સિજન વિના જીવન સંભવિત નથી. (૨) પુષ્કળ ગરમી ઉત્પન્ન કરવી હોય તો ઑક્સિજન અને એસિટિલીનના ભેળની જ્યોત વાપરવામાં આવે છે. એ જ્યોત એટલી ઉષ્ણ હોય છે કે લોખંડના પાટા પણ સહેલાઇથી કાપી શકાય છે. (૩) ઑક્સિજન વડે સડતી વસ્તુનું ધીમે ધીમે જ્વલન થાય છે. (૪) માંદા માણસોનાં રોગિષ્ટ શરીરમાં જરૂર પૂરતો ઑક્સિજન હવામાંથી ન મળે ત્યારે બનાવટી ઑક્સિજન વાપરવામાં આવે છે.

**૫. ઑક્સાઇડ Oxides**

ઑક્સાઇડ એટલે ઑક્સિજન સાથેની રસાયણિક ક્રિયાથી ઉત્પન્ન થએલું સંયોજન (compound). ઘણા તત્ત્વોને ઑક્સિજન અથવા હવામાં ઉષ્ણ કરવામાં આવે અથવા બાળવામાં આવે તો તેમના ઑક્સાઇડ બને છે. ઑક્સાઇડને ત્રણ વિભાગમાં વહેંચી નાંખવામાં આવ્યા છે. ઘણુંખરૂં

અધાતુ તત્ત્વ ( જેવા કે કાર્બન, સલ્ફર (ગંધક), ફૉસ્ફરસ વગેરેમાંથી ઍસિડ જેવા એટલે કે ઍસિડિક (acidic) ઑક્સાઇડ ઉત્પન્ન કરે છે; જ્યારે ધાતુ તત્ત્વના ઑક્સાઇડ જેવા કે લોખંડ મેગ્નેસિયમ, ઝીંક (જસત)ના આલ્કલી જેવા એટલે બેઝીક ઑક્સાઇડ ઉત્પન્ન થાય છે. તાંબુ અને હાઇડ્રોજન શિથિલ (neutral) ઑક્સાઇડ ઉત્પન્ન કરે છે. હાઇડ્રોજનનો ઑક્સાઇડ એટલે પાણી).

ઍસિડિક ઑક્સાઈડ ભુરાં લિટ્મસ કાગળને રાતું બનાવે છે, બૅઝિક ઑક્સાઇડ રાતાં લિટ્મસને ભુરૂં બનાવે છે અને શિથિલ ઑક્સાઈડ લિટ્મસના રંગમાં ફેર કરી શકતું નથી.

કોલસાને ઑક્સિજનમાં બાળવાથી કાર્બન ડાયૉક્સાઈડ (એક ભાગ કોલસો અને બે ભાગ ઑક્સિજનનો બનેલો) વાયુ ઉત્પન્ન થાય છે. વાયુમાં જ્વલન થતું નથી અને એમાં જો કોઇ જીવંત વસ્તુ રાખવામાં આવે તો તે મરી જાય છે. એ વાયુ હવાથી ભારી હોય છે, એટલે એકમાંથી બીજાં વાસણમાં રેડી શકાય છે. એમાં ચૂનાનું નિર્મળ પાણી રેડવાથી કૅલ્સિયમ કાર્બોનેટ ઉત્પન્ન થવાથી દૂધિયા રંગનું થાય છે અને રાતું લિટ્મસ ભુરૂં થાય છે.

ગંધકને એક પ્રજ્વલન પળી (deflagrating fpoon) માં મૂકી સહેજ ગરમ કરી ઑક્સિજનના વાસણમાં મૂકીએ તો ઝટ સળગી ઊઠે છે (જુઓ આકૃતિ ૧૪) અને ગંધકના વાસવાળો એક જલદ વાયુ ઉત્પન્ન થાય છે. એ વાયુને ગંધકનો ઑક્સાઈડ (સલ્ફર ડાયૉક્સાઇડ) કહેવામાં આવે છે. એ વાયુથી ભરેલાં વાસણમાં પાણી રેડી હલાવતાં ઍસિડનું દ્રાવણ તૈયાર થાય છે અને એમાં ભુરૂં લિટ્મસ કાગળ રાતું થાય છે.

ફૉસ્ફરસને બાળતાં ફૉસ્ફરસ પેન્ટૉક્સાઇડ (બે ભાગ ફૉસ્ફરસ અને પાંચ ભાગ ઑક્સિજનથી બનેલો) વાયુ ઉત્પન્ન થાય છે. એ પણ પાણીમાં ઓગળે છે અને ઍસિડિક પાણી બનવાથી ભુરાં લિટ્‌મસને રાતું બનાવે છે.

મેગ્નેસિયમ ધાતુ બાળવાથી પણ મેગ્નેસિયમ ઑક્સાઇડ (એક ભાગ મેગ્નેસિયમ અને એક ભાગ ઑક્સિજન) ઉત્પન્ન થાય છે. એ પણ પાણીમાં ઓગળે છે અને મેગ્નેસિયમ હાઇડ્રૉક્સાઇડ (magnesium hydroxide) ઉત્પન્ન કરે છે જે એઝીક હોવાથી રાતાં લિટ્‌મસને ભુરૂં બનાવે છે.

**૬. ઑક્સિડેશન Oxidation**

ઉપર દર્શાવેલી રીતે જ્યારે એક વસ્તુનો ઑક્સિજન સાથે સંયોગ થાય અને તે વસ્તુનો ઑક્સાઇડ બને તે ઘટનાને ઑક્સિડેશન કહેવા આવે છે.

**૭. પ્રિસ્ટલી, કેવેન્ડીશ અને લેવોઇઝીયર**

પ્રિસ્ટલી, કેવેન્ડિશ અને લેવોઇઝીયર સમકાલીન વૈજ્ઞાનિકો રસાયણ વિજ્ઞાનનાં સ્થાપકો ગણાય છે. પ્રિસ્ટલી ૧૭૩૩ માં ઇંગ્લંડમાં જન્મ્યો હતો. છ વર્ષનો થયો, ત્યારથી જ એ માતપિતા વિનાનો નિરાધાર થઇ પડયો હતો. તેણે જુદી જુદી ભાષા શીખી લીધી અને દેવળમાં ધર્મગુરૂ તરીકે રહ્યો. એની સ્કૂલમાં થોડાં સાહિત્યો ખરીદી આપવાથી તેને પણ રસાયણ બાબતમાં જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. એની પહેલાં ઘણા પ્રયોગોદ્વારા એમ બતાવવામાં આવતું હતું કે બંધ વાસણમાં મીણબત્તિ બળ્યા પછી રહેલા વાયુમાં જ્વલન થતું નથી. પ્રિસ્ટલી માનતો હતો કે રહેલો વાયુ ફ્લોજીસ્ટન્ નામના

અજ્ઞાત તત્ત્વથી ભરેલો હતો. ૧૭૭૪ માં પ્રિસ્ટલીએ ઑક્સિજન વાયુની શોધ કરી તેના કેટલાક ગુણધર્મોનો અભ્યાસ કર્યો. હવામાં બળેલા પદાર્થોને એ વેળા ખાખ (કેલ્ક્ષ calx) કહેવામાં આવતા, કારણ કે ઑક્સિજન વાયુની શોધ ત્યાર પછી થઇ હતી. મર્ક્યુરી ઑક્સાઇડ (હિંગળોક) ને તપાવી વાયુ ઉત્પન્ન કર્યો અને તે જ્વલન અને જીવનને ઉત્તેજક હતો એમ પ્રિસ્ટલીએ બતાવ્યું. આ વાયુ ઑક્સિજન જ છે એમ લેવોઇઝિયર નામના ફ્રેન્ચ વૈજ્ઞાનિકે પૂરવાર કર્યું.

લેવોઇઝિયર ફ્લોજીસ્ટન નામના અજ્ઞાત તત્ત્વના સિદ્ધાન્તમાં માનતો ન હતો અને તેણે બતાવ્યું હતું કે, જ્યારે પદાર્થ બળે છે ત્યારે કોઇ દ્રવ્ય બહાર પડતુ નથી પરંતુ હવામાંથી થોડો વાયુ ઓછો થાય છે. આજ વખતે પ્રિસ્ટલી પોતાની શોધખોળની બાબતમાં લેવોઇઝિયરની સલાહ લેવા પેરીસ ગયો. પ્રિસ્ટલીની શોધને આધારે લેવોઇઝિયરે નીચેનો પ્રયોગ કર્યો. લેવોઝિયરે એક નળાકારને પારાના વાસણમાં ઊંધુ વાળી એ વાસણને ગરમ કરી પારાનો ઑક્સાઇડ બનાવ્યો અને એ તૈયાર થવા માટે વાયુનો કેટલો ભાગ વપરાયો તે વાસણમાં ઊંચે ચઢેલા પારાના કદ વડે નિયત કર્યું. ત્યાર પછી જે પારાનો ઑક્સાઇડ બન્યો, તેને એક રીટોર્ટમાં ગરમ કરી તેમાંથી નીકળેલા વાયુનું કદ માપતાં માલૂમ પડ્યું કે હવામાંથી ઓછા થયેલા વાયુના જેટલુંજ એ કદ હતું, અને પ્રિસ્ટલીએ કુદરતી પારાના ઑક્સાઇડમાંથી મેળવેલા વાયુના સર્વ ગુણ આ વાયુ ધરાવતો હતો. એ ઉપરથી લેવોઇઝિયરે પૂરવાર કર્યું કે હવામાં બે જાતના વાયુ હોય છે. એક જલદ વાયુ ઑક્સિજન અને બીજો અક્રિય વાયુ નાઇટ્રોજન.

એજ અરસામાં કેવેન્ડિશ્ નામના અંગ્રેજ વૈજ્ઞાનિકે હાઈડ્રોજન વાયુની શોધ કરી, અને પ્રિસ્ટલીએ બતાવ્યું કે કેટલાક ધાતુના કેલ્ક્ષને એ વાયુમાં તપાવવાથી ધાતુ પાછી મળી આવે છે. આ પ્રયોગના આધારે પાણીનાં બંધારણમાં હાઇડ્રોજન અને ઑક્સિજન છે એમ લેવોઇઝિયરે પૂરવાર કર્યું

## સાર

૧. લેડ ઑક્સાઇડ, મરક્યુરિક ઑક્સાઇડ અથવા પોટાસિયમ ક્લોરેટને ખૂબ તપાવીએ તો તેમાંથી ઑક્સિજન પેદા થાય છે. સીસાં અથવા પારાને સાધારણ તાપે તપાવીએ તો એથી ઉલટું લેડ ઑક્સાઇડ અને મર્ક્યુરિક ઑક્સાઇડ પેદા થાય છે. પોટાસિયમ ક્લોરેટમાં મેન્ગેનિઝ ડાયૉક્સાઇડ ભેળવાથી તેમાંથી જલદી અને પુષ્કળ જથ્થામાં ઑક્સિજન નિકળે છે.

૨. ઑક્સિજન વાયુ વડે જ જ્વલન થાય છે. વસ્તુ બળે કે ધાતુ કટાય તેમાં ઑક્સિજન વપરાય છે. જીવંત પ્રાણીઓના શરીરની અશુદ્ધિઓને બાળીને (દહન કરીને) દૂર કરવા ઑક્સિજનની જરૂર પડે છે. આથીજ ઑક્સિજનને પ્રાણવાયુ કહેવામાં આવે છે.

૩. ઑક્સિજન વાયુ રંગ, સ્વાદ અને ગંધ વિનાનો જલદ વાયુ છે. એમાં સાધારણ ધૂમાતી વસ્તુ ઝડપથી સળગી ઊઠે છે.

૪. ઑક્સિજન સાથે સંયોગ થવાથી ઑક્સાઇડ ઉપજે છે. તેમાંના કેટલાક ઍસિડિક, કેટલાક બેઝીક ગુણવાળા અને કેટલાક શિથિલ હોય છે.



# પ્રકરણ ૭

# તેજાબો, બૅઝિઝ અને ક્ષારો

## Acids, Bases and Salts

**૧. તેજાબો અને બૅઝિઝ Acids and Bases** વૈજ્ઞાનિકોએ કેટલાક પદાર્થોને તેઓનાં ગુણધર્માનુસાર મૂખ્ય બે વિભાગોમાં વહેંચી નાંખ્યા છે: (૧) તેજાબો (Acids, ઍસિડ્સ) અને (૨) બેઝિઝ (Bases or Alkalis). ૧૭ મી સદીની અંતમાં રોબર્ટ બૉઇલે તેજાબના ગુણધર્મો નીચે દર્શાવ્યા હતા.

(૧) તેજાબો ખાટા હોય છે; (૨) ઘણા પદાર્થોને તેજાબો ઓગળે છે; (૩) પાણીમાં તેજાબો ઓગળી જાય છે; (૪) ભૂરાં લિટ્મસને તેજાબો રાતું બનાવે છે; (૫) બૅઝિક પદાર્થોના સંસર્ગમાં આવતાં તેના ઍસિડિક ગુણધર્મોનો ત્યાગ કરે છે અને તેમના ક્ષાર બને છે; (૬) દરેક તેજાબમાં મૂખ્ય તત્ત્વ હાઇડ્રોજનનું અવશ્ય હોય; (૭) ધાતુ, ધાતુના ઑક્સાઇડ, અને ધાતુના કાર્બોનેટ તેજાબ જોડે થોડે ઘણે અંશે સંયોજાય છે અને તેને પરિણામે ક્ષાર ઉત્પન્ન થાય છે.

બૅઝિઝના ગુણધર્મો ઍસિડના કરતાં જુદાજ હોય છે. બૅઝિઝને આલ્કલી (alkali) પણ કહેવામાં આવે છે, પરંતુ એ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે દરેક બૅઇઝ આલ્કલી હોતો નથી. એનો ફેર પાછળથી સમજાવવામાં આવશે. બૅઝિઝના ગુણધર્મો નીચે પ્રમાણે છે. (૧) તેઓ સ્પર્શમાં સાબુ જેવા ચીકણા લાગે છે; (૨) ગંધક અને તેલ આલ્કલીમાં ઓગળી જાય છે; (૩) કેટલાક બૅઇઝ પાણીમાં ઓગળે છે અને કેટલાક નથી ઓગળતા;

(૪) રાતાં લિટ્‌મસને બેઇઝ ભૂરૂં બનાવે છે; (૫) તેજાબ સાથે તેમનું સંયોજન થાય છે અને પરિણામે ક્ષારો (salts) ઉત્પન્ન થાય છે; અને (૬) એમાં (OH) હાઇડ્રોક્સાઇડ તત્વ મૂખ્ય હોય છે.

થોડાં તેજાબ (ઍસિડ) અને બેઇઝના નામ નીચે આપ્યાં છે.

| તેજાબ. | સંજ્ઞા | બેઝિઝ (આલ્કલી) | સંજ્ઞા. |
|---|---|---|---|
| સલ્ફ્યુરિક ઍસિડ (ગંધકનો તેજાબ) | $H_2SO_4$ | સોડિયમહાઇડ્રોક્સાઇડ | NaOH |
| હાઇડ્રોક્લોરિક ,, | HCl | પોટાસિયમ ,, | KOH |
| નાઇટ્રિક ,, | $HNO_3$ | કૅલ્સિયમ ,, | $Ca(OH)_2$ |
| ઍસેટિક ,, (વીનીગર) | $CH_3COOH$ | ઍમોનિયમ ,, | $NH_4OH$ |
| કાર્બોનિક ,, | $H_2CO_3$ | બૅરિયમ ,, | $Ba(OH)_2$ |

દરેક બેઇઝમાં ઍસિડને શિથિલ (neutralise) કરવાનો ગુણ હોય છે. બેઇઝનો એક ભાગ ઘણું ખરૂં ધાતુ તત્ત્વનો હોય છે, એટલે ઍસિડ અને બેઇઝનો સંયોગ થાય તો ઍસિડમાંથી હાઇડ્રોજનના ભાગની જગ્યાએ બેઇઝનો ધાતુ તત્ત્વનો ભાગ દાખલ થાય છે અને તેમાંથી શિથિલ ક્ષાર બને છે અને બાકી રહેલા હાઇડ્રોજન (H) અને હાઇડ્રોક્સાઇડ (OH) ભાગ ભેગો થઇને તેમાંથી પાણી ઉત્પન્ન થાય છે.




દરેક બેઇઝની ખાસિયત રૂપે પાછળનો (HO) ભાગ હોય છે અને એ ભાગને લીધેજ સર્વને હાઇડ્રોક્સાઇડ કહેવામાં આવે છે. ઍસિડમાં આગળનો (H) ભાગ ખાસિયત રૂપે છે.

અને જ્યારે જ્યારે ઍસિડ અને બેઇઝનો સંયોગ થાય ત્યારે ઍસિડનો (H) ભાગ અને બેઇઝનો (OH) ભાગ મળવાથી પાણી ($H_2O$) ઉત્પન્ન થાય છે.

બેઇઝ એવું સંયોજન છે કે જે ઑક્સાઇડ (O ની સાથે સંયોજનવાળો) અથવા હાઇડ્રૉક્સાઇડવાળા (OH ની સાથે સંયોજનવાળો) ભાગની સાથે ભળેલો હોય છે. ઍસિડની સાથે એનું સંયોજન થાય છે, ત્યારે તેમાંથી પાણી અને શિથિલ ક્ષાર ( neutral salt ) ઉત્પન્ન થાય છે. બેઇઝ હંમેશાં રાતાં લિટ્મસને ભુરૂં બનાવે છે. સોડિયમ, પોટાસિયમ અને ઍમોનિયમના હાઇડ્રૉક્સાઇડ દ્રાવ્ય ( soluble ) હોવાથી તેમને આલ્કલી ( alkali ) એવું નામ આપેલું છે.

**૩. શિથિલક્રિયા**
**Neutralisation**

બે દ્રવ્યોની અરસપરસ ક્રિયાને લીધે ઘણીવાર શિથિલક્રિયા ઉદ્ભવે છે. એ ક્રિયામાં ભાગ લેતાં દરેક પદાર્થોના વિશિષ્ટ ગુણધર્મોનો નાશ થાય છે. દાખલા તરીકે તેજાબ ( ઍસિડ ) અને બેઇઝની પ્રતિક્રિયા થઇ તેનો શિથિલ (neutral) પદાર્થ બને છે ત્યારે તેજાબ અને બેઇઝ બન્નેના ગુણધર્મો નષ્ટ થાય છે. તેજાબ અને બેઇઝની ક્રિયાથી જે જે પદાર્થ ઉત્પન્ન થાય છે, તેને ( salt ) કહેવામાં આવે છે; અને તે તેજાબ કે બેઇઝના ગુણધર્મો ધરાવતો નથી. આવી જાતની ક્રિયાને શિથિલક્રિયા ( neutralisation ) કહેવામાં આવે છે. નીચેના ફકરા (૫) માં એ ક્રિયાને વધુ વિસ્તારથી સમજાવી છે. આકૃતિ (૧૫) માં બતાવ્યા પ્રમાણે તેજાબ અને બેઇઝનું શિથિલ બિંદુ (neutral point) મેળવી શકાય છે. તે

મેળવવા માટે કોઇપણ દર્શક વસ્તુ ( indicator ) નો ઉપયોગ કરવો પડે છે.

૪. સોલ્ટ (ક્ષાર) જ્યારે ઍસિડ અને બેઇઝ ભેગાં થાય છે ત્યારે ઍસિડના હાઇડ્રોજનવાળા ભાગને દૂર કરી જે સંયોજન રૂપે નિષ્ક્રિય પદાર્થ ઉત્પન્ન થાય છે, તેને ક્ષાર ( salt ) કહેવામાં આવે છે; અને એ ક્ષાર બહુધા શિથિલ (neutral) હોય છે. એટલે કે એનામાં ઍસિડ અથવા બેઇઝના ગુણ હોતા નથી, કેટલાક ક્ષારો શિથિલ (neutral) હોય છે અને કેટલાક ક્ષારો પાણીમાં ઓગળ્યા પછી રાતા લિટ્મસને ભુરૂં બનાવે છે અથવા ભુરાંને રાતું બનાવે છે; એટલે કે તેઓ ઍસિડ અથવા આલ્કલાઇન હોય છે.

૫. ઍસિડ અને બેઇઝના સંયોજન ઍસિડ અને બેઇઝને ભેગાં કરવાથી પાણી અને એક ક્ષાર ઉત્પન્ન થાય છે. એનું દૃષ્ટાંત નીચે આપ્યું છે.


સોડિયમ હાઇડ્રોક્સાઇડ + હાઇડ્રોક્લોરીક ઍસિડ = સોડિયમ ક્લોરાઇડ + પાણી

$NaOH + HCl = NaCl + H_2O$

એ રીતે ઍસિડ અને બેઇઝનું સંયોજન થાય છે. બન્નેનું પ્રમાણ અમુક જ રાખવામાં આવે તો જ બરાબર સંપૂર્ણ ક્રિયા ઉત્પન્ન થાય છે. આ જ પ્રમાણે.


સોડિયમ હાઇડ્રોક્સાઇડ + સલ્ફ્યુરિક અસિડ = સોડિયમ સલ્ફેટ + પાણી

$NaOH + H_2SO_4 = Na_2SO_4 + 2H_2O$

સોડિયમ હાઇડ્રોક્સાઇડ + નાઇટ્રિક ઍસિડ = સોડિયમ નાઇટ્રેટ + પાણી

$NaOH + HNO_3 = NaNO_3 + H_2O$

દરેકમાંથી એક સોલ્ટ (ક્ષાર) અને પાણી એમ બે ભાગ ઉત્પન્ન થાય છે. ઉપર કહ્યા પ્રમાણે ઍસિડ અને તેજાબને શિથિલ કરવાની ક્રિયાને (neutralisation) શિથિલક્રિયા કહેવામાં આવે છે. ઍસિડ અને બેઇઝનું મિશ્રણ કરીએ અને જો બન્નેનું પ્રમાણ એવું હોય કે જેથી દ્રાવણ શિથિલ બને, તો તેમાં લિટ્મસ કાગળ ભીંજવવાથી તેના રંગમાં ફેરફાર થતો નથી.

આવી રીતે ઍસિડ અને બેઇઝને શિથિલ કરવાને માટે એક કાચના પ્યાલામાં ઍસિડ કે બેઇઝનું મંદ (dilute) દ્રાવણ

આકૃતિ ૧૭




હોય તેને રાખવામાં આવે છે (આકૃતિ ૧૭). એ પ્યાલા ઉપર એક સ્ટેન્ડ AB માં ચકલી C (cock) વાળી કાચની બ્યુરેટ (burrette) રાખી તેમાં બીજું દ્રાવણ રાખવામાં આવે છે. પ્યાલામાં લિટ્મસ નામનું રંગીન પ્રવાહી રેડવામાં આવે છે. જો નીચેના પ્યાલામાં ઍસિડ હોય તો લિટ્મસ રાતો રંગ ધરશે. એમાં ધીમે ધીમે ઉપરની બ્યુરેટની નળી માંથી બેઇઝ નાંખવામાં આવે તો લિટમસનો લાલ રંગ ધીમે ધીમે ઓછો થતો જશે અને જ્યારે ઍસિડ અને બેઇઝનો સંપૂર્ણ શિથિલ સંયોગ થયો હોય, ત્યારે લિટ્મસનો રંગ બિલકુલ ઊડી જશે. પરંતુ જો બેઇઝનું પ્રમાણ વધુ પડે તો તુરત જ

લિટ્મસ ભૂરો રંગ ધારણ કરશે. આ રીતે ઍસિડને શિથિલ (neutralise) કરી શકાય છે.

**૬. ક્ષાર (Salt) તૈયાર કરવાની રીતો**

(૧) જ્યારે જસત (ઝીંક), અલ્યુ-મિનિયમ, મૅગ્નેસિયમ વગેરે ધાતુઓની તેજાબ (ઍસિડ) જોડે પ્રતિક્રિયા થાય છે, ત્યારે તેજાબનું તે ધાતુ જોડે સંયોજન થાય છે અને પરિણામે તેજાબ શિથિલ થાય છે અને ધાતુનો ક્ષાર (salt) તૈયાર થાય છે.

દાખલા તરીકે.



ઝીંક + સલ્ફ્યુરિક ઍસિડ = ઝીંક સલ્ફેટ + હાઇડ્રોજન

$$Zn + H_2SO_4 = ZnSO_4 + H_2$$

મૅગ્નેસિયમ + હાઇડ્રોક્લોરીક ઍસિડ = મૅગ્નેસિયમ ક્લોરાઇડ + હાઇડ્રોજન

$$Mg + 2\,HCl = MgCl_2 + H_2$$

(૨):—જ્યારે ધાતુઓના ઑક્સાઇડો તેજાબ (ઍસિડ) જોડે પ્રતિક્રિયા કરે છે ત્યારે પણ ક્ષારો ઉદ્ભવે છે.



મૅગ્નેસિયમ ઑક્સાઇડ + સલ્ફ્યુરિક ઍસિડ = મૅગ્નેસિયમ સલ્ફેટ + પાણી

$$MgO + H_2SO_4 = MgSO_4 + H_2O$$

ઍલ્યુમિનિયમ ઑક્સાઇડ + હાઇડ્રૉક્લોરિક ઍસિડ = ઍલ્યુમિનિયમ ક્લોરાઇડ + પાણી

$$Al_2O_3 + 6\,HCl = 2\,AlCl_3 + H_2O$$

(૩):—જ્યારે ધાતુઓના હાઇડ્રૉક્સાઇડ (બૅઝીસ) ઍસિડ જોડે પ્રતિક્રિયા કરે છે ત્યારે પણ ક્ષાર ઉત્પન્ન થાય છે.




$$KOH + HNO_3 = KNO_3 + H_2O$$

**૭. ક્ષારનું વિઘટન Decomposition of salts**

કેટલાક ક્ષારોમાં સાધારણ સ્થિતિ બદલાતાં અગર તેઓને ગરમ કરવામાં આવતાં તેઓનું વિઘટન થાય છે.

(૧):—એક કશનળીમાં હિંગળોક (મર્ક્યુરી ઑક્સાઇડ) ને ગરમ કરવામાં આવે તો તેમાંથી ઑક્સિજન છૂટો પડે છે અને (મર્ક્યુરી) ના ઝીણાં બિંદુ કશનળીની ઠંડી દિવાલ બાઝેલાં માલૂમ પડે છે.




એજ પ્રમાણે લેડ ઑક્સાઇડ (રેડ લેડ) ને ગરમ કરવાથી લેડ મૉનૉક્સાઇડ (લીથાર્જ) અને ઑક્સિજન છૂટો પડે છે.

(૨):—કેટલાક ધાતુઓના હાઇડ્રૉક્સાઇડને ગરમ કરવામાં આવે તે ધાતુના ઑક્સાઇડ અને પાણી છૂટાં પડે છે. આલ્કલી ગુણવાળી ધાતુના (જેવી કે સોડિયમ, પોટાશિયમ) હાઇડ્રૉક્સાઇડમાં તેવા ફેરફાર નથી થતા,



(૬):–સોડિયમ; પોટાસિયમ સિવાયના ધાતુના કાર્બોનેટને ($CO_3$ વાળો ભાગ ધરાવતા ક્ષાર) ગરમ કરવાથી તે ધાતુના ઑક્સાઇડ અને કાર્બન ડાયૉક્સાઇડ છૂટાં પડે છે.




$$ZnCO_3 = ZnO + CO_2$$

(ઝીંક ઑક્સાઇડ જ્યારે ગરમ હોય છે ત્યારે પીળો દેખાય છે અને ઠંડો હોય છે ત્યારે ધોળો દેખાય છે.)

(૪):–સોડિયમ અને પોટાસિયમ સિવાયની ધાતુના નાઇટ્રેટ ક્ષારોને (જેમાં $NO_3$ વાળો ભાગ હોય તે) સરખી ગરમી આપવાથી તેનું વિઘટન થાય છે. દાખલા તરીકે




$$2\,Pb(NO_3)_2 = 2\,PbO + 4\,NO_2 + O_2$$

(૫):–ધાતુના ક્લોરેટ ક્ષારને ગરમ કરવામાં આવે ત્યારે ઘણુંખરું તેમાંથી ઑક્સિજનનું વિઘટન થાય છે.




$$2KClO_3 = 2\,KCl + 3\,O_2$$

(૬):–સોડિયમ અને પોટાશિયમ ધાતુના સલ્ફેટને (જેમાં $SO_4$ ભાગ હોય તે) જ્યારે ગરમ કરવામાં આવે ધાતુનો ઑક્સાઇડ, ગંધકનો ઑક્સાઇડ અને ઑક્સિજન છૂટાં પડે છે.

## સાર

૧. ઍસિડમાં હાઇડ્રોજન (H) તત્વનો એક મુખ્ય ભાગ હોય છે. એ સ્વાદમાં ખાટો લાગે છે અને દાહક છે. એને ધાતુ ઉપર નાંખતાં હાઇડ્રોજન વાયુ ઉત્પન્ન થાય છે. ઍસિડ ભુરાં લિટ્મસ કાગળને રાતું બનાવે છે.

૨. બેઇઝ ચીકાસવાળો હોય છે. એ રાતાં લિટ્મસને ભુરૂં બનાવે છે. એમાં (OH) વાળો ભાગ મુખ્ય હોય છે અને તેથી તેને હાઇડ્રૉક્સાઇડ કહેવામાં આવે છે.

૩. ઍસિડ અને બેઇઝનું સંયોજન થાય ત્યારે તેમાંથી એક ક્ષાર અને પાણી પેદા થાય છે. દા. ત. સલ્ફ્યુરિક ઍસિડ તથા પોટાસિયમ હાઇડ્રૉક્સાઇડ (બેઇઝ) ને ભેગાં કરીએ તો તેમાંથી પોટાસિયમ સલ્ફેટ તથા પાણી ઉત્પન્ન થાય છે. ધાતુ અને ઍસિડના સંયોજનથી પણ ક્ષાર પેદા થાય છે. દા. ત. ઝીંક + સલ્ફ્યુરિક ઍસિડ ($H_2SO_4$) = ઝીંક સલ્ફેટ ($ZnSO_4$) + હાઇડ્રોજન વાયુ.

૪. કેટલાક ક્ષારને ઑક્સાઇડ કહેવામાં આવે છે કારણ કે તે ધાતુ અને ઑક્સિજનના સંયોગથી પેદા થયેલા હોય છે. $CO_3$ ના ભાગવાળા ક્ષારને કાર્બોનેટ અને $NO_3$ ના ભાગવાળાને નાઇટ્રેટ કહેવામાં આવે છે. કેટલાક ક્ષારને ગરમ કરવાથી તેમનું વિઘટન થાય છે. દા. ત. પોટાસિયમ ક્લોરેટ ($2KClO_3$) = પોટાસિયમ ક્લોરાઇડ ($2KCl$) + ઑક્સિજન.



# પ્રકરણ ૮

## હાઇડ્રોજન અને પાણી

## Hydrogen and Water

**૧. પાણી શેનું બનેલું છે**

આકૃતિ ૧૮




પાણીમાં થોડું ઍસિડ નાંખી (૧૮) માં બતાવ્યા પ્રમાણે એક બૅટરી માંથી આવતાં બે વિદ્યુત છેડાને દાખલ કરીએ તો પાણીનું વિદ્યુત પૃથક્કરણ થવાથી ઋણ (–) છેડાવાળી નળીમાં હાઇડ્રોજન ભેગો થશે અને ધન (+) છેડાવાળી નળીમાં ઑક્સિજન ભેગો થશે. એનું કારણ એ છે કે પાણી એ તત્ત્વો હાઇડ્રોજન અને ઑક્સિજનનું બનેલું છે. હાઇડ્રોજનનું કદ ઑક્સિજનના કદથી બમણુ માલૂમ પડશે. એ ઉપરથી આપણે સમજી શકીએ કે પાણીના એક અણુમાં બે ભાગ હાઇડ્રોજનના અને એક ભાગ ઑક્સિજનનો હોય છે અને



પાણી = ૨ હાઇડ્રોજન + ઑક્સિજન $= 2\,H_2 + O_2 = 2\,H_2O$

જો હાઇડ્રોજન વાયુને બાળવામાં આવે તો ઉપર દર્શાવેલા પ્રમાણમાંજ હાઇડ્રોજનનું અને ઑક્સિજનનું સંયોજન થાય છે, એથી હાઇડ્રોજનનો ઑક્સાઇડ ઉત્પન્ન થાય છે અને તેને આપણે પાણી કહીએ છીએ.

**૨. હાઇડ્રોજન કેવી રીતે પેદા કરી શકાય.**

આકૃતિ (૧૯)માં બતાવ્યા પ્રમાણે એક કાચની બરણી લો અને નીચે થોડા જસત (ઝીંક)ના ટુકડા રાખી ઉપરથી થોડું પાણી રેડો. ગરણીવાળા નળીને ન$_1$ એક બૂચમાં ચુસ્ત બેસાડી છેક બરણીના તળિયાં સુધી જવા દો અને બીજી એક વિમોચન નળી ન$_2$ (delivery tube) ને બાજુના સ્થળાંતર નળાકાર (displacement jar નીચે પાણીમાં થઇ જવા દો (આકૃતિ ૧૫ માં બતાવ્યા મુજબ.)

આકૃતિ ૧૯



હવે જો બરણીની ઉપર એક ગરણીમાં મંદ સલ્ફ્યુરિક ઍસિડ (ગંધકનો તેજાબ) રેડી ધીમે ધીમે નીચે પડવા દઇએ તો ઝીંક અને સલ્ફ્યુરીક ઍસિડની રસાયણિક ક્રિયાથી નીચે બતાવ્યા પ્રમાણે હાઇડ્રોજન વાયુ ઉત્પન્ન થશે.



ઝીંક + સલ્ફ્યુરીક ઍસિડ = ઝીંકસલ્ફેટ + હાઇડ્રોજન

$$Zn + H_2SO_4 = ZnSO_4 + H_2$$

આવી રીતે ઉત્પન્ન થયેલો હાઇડ્રોજન નળાકાર (cylinder) માં પાણીને સ્થળાંતર કરીને ભેગો થશે. એ નળાકાર ભરાઇ રહે એટલે પાણીમાં એક કાચની પ્લેટ વડે એનું મુખ બંધ કરી એ નળાકારને બહાર કહાડો. એવા બીજા પણ જરૂર પડતા નળાકાર ભરી હાઇડ્રોજન વાયુના ગુણધર્મો તપાસી શકાશે. ખાસ ધ્યાનમાં રાખવાની વસ્તુ એ છે કે હાઇડ્રોજન વાયુ તદ્દન ચોકખો હોવો જોઇએ. જો હવાની સાથે ભેળાયેલો હોય તો ધડાકો (explosion) થવાનો સંભવ રહે છે. બરણીમાંની હવા પણ તદ્દન જતી રહે ત્યાર પછી જ હાઇડ્રોજન નળાકારમાં ભેગો કરવો. આમ સંભાળ લેવા માટે પ્રથમ એક નાની કસનળી હાઇ-ડ્રોજનથી ભરવી. એ નળીની ઉપર અંગુઠો મૂકી બહાર કાઢીને મિણ-બત્તિની જ્યોત લગાડો. જો બિલકુલ અવાજ વિના હાઇડ્રોજન

બળે તો ઠીક; નહિતર અવાજ થાય તો થોડા વાયુને બહાર નીકળી જવા દેવો અને ફરીથી થોડીવાર પછી ઉપલો પ્રયોગ કરતાં જો કશનળીનો હાઇડ્રોજન વાયુ બીલકુલ અવાજ વિના બળે તો પ્રયોગ માટે નળાકાર (cylinder) ભરી લેવો.

આકૃતિ ૨૦



હાઇડ્રોજનના ગુણધર્મ તપાસવા નિચેના પ્રયોગો કરો (૧):—આકૃતિ (૨૦)માં બતાવ્યા પ્રમાણે એક બળતી મીણબત્તી એક તાર ઉપર રાખી ઊંધા નળાકારમાં દાખલ કરો. તમારો પ્રયોગ શું બતાવે છે તેની નોંધ કરો. (૨) એક હાઇડ્રોજનના ભરેલા નળાકારને હવાના ભરેલા નળાકારની નીચે આકૃતિ (૨૧) માં બતાવ્યા પ્રમાણે રાખો.

આકૃતિ ૨૧



ઉપલા નળાકારમાં પ્રથમ હવા હતી, હવે કયો વાયુ આવ્યો તેની પ્રયોગ (૧) માં બતાવ્યા મુજબ ખાતરી કરો. (૩):—હાઇડ્રોજન વાયુની બરણીમાં નિતર્યું ચૂનાનું પાણી, નાંખવાથી કંઇ ફેરફાર થાય છે કે? (૪) માં લિટ્મસ પેપર નાંખી કંઇ ફેરફાર થતા હોય તો નોંધો, (૫) હાઇડ્રોજનના સ્વાદ ગંધ, રંગ વગેરેની નોંધ કરો.

**૩. હાઇડ્રોજનના ગુણ દર્શાવતા પ્રયોગ**

ઉપરના પ્રયોગ (૧) માંથી માલૂમ પડે છે કે હાઇડ્રોજન વાયુ નળાકારના મુખ આગળ ભુરી જ્યોત સાથે બળશે અને નળાકારમાં દાખલ કરવામાં આવેલી મીણબત્તિ હોલાઇ જશે.

આ ઉપરથી હાઇડ્રોજનના બે ગુણ માલૂમ પડે છે, કે હાઇડ્રોજન સળગી ઊઠે (એટલે કે જ્વલન થાય) છે, પરંતુ એની અંદર કોઈ વસ્તુ બળી શકતી નથી.

પ્રયોગ (૨) માંથી માલૂમ પડે છે કે હાઈડ્રોજન વાયુ ઉપલા નળાકારમાં જાય છે, કારણુ કે હાઇડ્રોજન સાથી હલકામાં હલકો વાયુ છે. દરેક વાયુમાં હાઇડ્રોજન સૌથી હલકો વાયુ હોવાથી એ વાતાવરણુમાં તદ્દન ઉપલા ભાગમાં રહેલો છે. એ વાયુના હલકા-પણુાથી બલુનમાં ભરવા માટે પણુ એનો ઉપયોગ થાય છે, પરંતુ એ સળગી જતો હોવાથી એનાથી સહેજ ભારે હિલિયમ વાયુ વધુ વપરાશમાં આવે છે.

(૩) જો હાઇડ્રોજન ઉત્પન્ન કરવાની બરણીમાં (આકૃતિ ૨૨) માં બતાવ્યા પ્રમાણેની લાંબી નળી લઈને ઉપર હાઇડ્રોજન વાયુ નીકળે ત્યારે સળગાવવામાં આવે તો નાની ભુરી જ્યોત બળતી માલૂમ પડશે અને તે કંઇ પણુ જોખમ વગર બાળી શકાય છે. એ જ્યોતથી થોડે દૂર એક ઠંડી કાચની પ્લેટ ધરીએ તો તેના ઉપર પાણીના બિંદુ બાઝેલાં માલૂમ પડે છે. એ પ્રવાહી પાણીનાજ બિંદુના છે એની ખાતરી કરવી હોય તો માલમ પડશે પડશે કે પ્રવાહી 0° સે. એ ઘન બને છે, ૧૦૦° સે. એ ઊકળે છે અને એની ઘનતા ૧ ગ્રા./ઘ. સેમિ છે.

આકૃતિ ૨૨



(૪) હાઇડ્રોજનને ઑક્સિજન સાથે ૨:૧ ના પ્રમાણુમાં મિશ્રણુ બનાવી તેને દીવાની જ્યોત લગાડીએ તો તરતજ . મોટો ધડાકો થશે અને બન્નેનું સંયોજન થઈને પાણી ઉત્પન્ન થશે.

(૫) હાઇડ્રોજન ઑક્સિજનહારક એટલે રિડયુસીંગ પદાર્થ (reducing agent) છે. ગરમ કરેલા તાંબાના

ઑક્સાઇડ (copper oxide) ઉપરથી હાઇડ્રોજન પસાર કરવામાં આવે તો તે ઑક્સિજનને લઇ લે છે [$CuO + H_2 = Cu + H_2O$] અને તાંબાના ઑક્સાઇડનું રિડક્શન થઇને એટલે કે હાઇડ્રોજન તથા ઑક્સિજનનું સંયોજન બનવાને લીધે તાંબાના ઑક્સાઇડમાંથી પાછું તાંબુ બને છે. (એજ પ્રમાણે બીજાં દ્રવ્યો પણ ઑક્સિજન લઇ લે તો તેને રિડ્યુસીંગ પદાર્થ કહેવામાં આવે છે.) તાંબાના પતરાંને ગરમ કરીએ તો તેનો ઑક્સાઇડ થવાથી કાળું પડે છે. એ ગરમ પતરાં ઉપર બે ત્રણ ટીપાં મેથિલેટેડ સ્પિરીટ નાંખી હાઇડ્રોજનની બરણીમાં નાંખીએ તો તે ઑક્સાઇડમાંથી ઑક્સિજન નીકળી જશે અને પાછું ચોખ્ખું તાંબાનું પતરૂં મળશે.

**૪. પાણીના સંયોજનમાં હાઇડ્રોજન અને ઑક્સિજનના કદ અને વજનનું પ્રમાણ**

વિદ્યુત પૃથક્કરણ કરવાના સાધન વોલ્ટામિટર વડે હાઇડ્રોજન અને ઑક્સિજનના કદનું પ્રમાણ નીકળે છે પાણીના સંયોજનમાં હાઇડ્રોજનનું કદ ઑક્સિજનના કદથી બેવડું હોય છે. (આકૃતિ ૧૭).

વજનનું પ્રમાણ કાઢવા માટે આકૃતિ (૨૩) માં બતાવ્યા મુજબની રચના કરવી પડશે. પ્રથમ હાઇડ્રોજન પેદા કરવાની કીપ્સની બરણી (Kipp's bottle) લઇને તેમાંથી હાઇડ્રોજન બાજુમાં રાખેલી ફૉસ્ફરસ પૅન્ટોક્સાઇડથી ભરેલી નળી બ માંથી પસાર થવાથી કોઇપણ ભેજ હોય તે નળીમાં રહી જાય છે અને ચોખ્ખો હાઇડ્રોજન બહાર આવે છે. હાઇડ્રોજનને એક પહોળી નળી ક રાખેલા તાંબાના ઑક્સાઇડ (કૉપર

આકૃતિ ૨૩



ઑક્સાઇડ ) ઉપર થઈને પસાર કરવામાં આવે છે. કૉપર ઑક્સાઇડનું પ્રથમ વજન કરી લીધેલું હોવાથી હાઇડ્રોજન પસાર કરવાથી એના વજનમાં કેટલો ફેરફાર થયો એ શોધી કઢાશે. કૉપર ઑક્સાઇડને ખૂબ તપાવવામાં આવે એટલે એની ઉપર પસાર થતો હાઇડ્રોજન ઑક્સિજનને ખેંચી લે છે અને તેનું સંયોજન થવાથી પાણી ઉત્પન્ન થાય છે. આમ થવાથી કૉપર ઑક્સાઇડનું વજન ઘટે છે અને તેટલા વજનનો ઑક્સિજન પાણી બનાવવામાં વપરાય છે. હાઇડ્રોજનનું પાણી બને છે તેને પહોળી નળીને છેડેથી એક કૅલ્સિયમ ક્લોરાઇડથી ભરેલી અને આગળથી વજન કરેલી નળીમાંથી પસાર કરવામાં આવે છે. એ ક્ષાર (salt) નો ગુણ ભેજને સંગ્રહવાનો હોય છે, એટલે જેટલું પાણી તૈયાર થયું હોય તે બધું એ નળીમાં શોષાઇ જાય છે. એ નળીને છૂટી પાડી પાછું વજન કરવાથી કેટલાં વજનનું પાણી તૈયાર થયું એ મળી શકશે. પાણીનું વજન મળે અને કૉપર ઑક્સાઇડના વજનનો ઘટાડો મળે, એટલે ઑક્સિજન અને હાઈડ્રોજનના વજનનું પ્રમાણ પાણીના વજનમાંથી ઑક્સિજનનું વજન બાદ કરતાં મળી શકશે.

પાણીનું કુલ વજન = $\frac{1}{9}$ ભાગનું હાઇડ્રોજનનું વજન + $\frac{8}{9}$ ભાગનું ઑક્સિજનનું વજન

ઑક્સિજન અને હાઇડ્રોજનના પરમાણુભારાંક (atomic weight) ઉપરથી પણ આ વસ્તુ તરી આવે છે.



$$2\,H_2O = 2\,H_2 + O_2$$

$$૨ \times ૧૮ = ૨ \times ૨ + ૨ \times ૧૬$$

એ ઉપરથી ખાતરી થાય છે કે હાઇડ્રોજન અને ઑક્સિજનના વજનનું પ્રમાણ ૧ : ૮ નું છે.

**૫. પાણીના ગુણધર્મો** પાણી સ્વાદ વિનાનું, રંગ વિનાનું અને પારદર્શક હોય છે. પાણી 0° સે. એ ઘનમાંથી પ્રવાહી સ્વરૂપમાં આવે છે અને ૧૦૦° સે. એ ઊકળે છે અને વરાળ બને છે. ૪° સે. એ પાણીની ઘનતા મહત્તમ (maximum) હોય છે. પાણી મંદ અગ્નિવાહક અને મંદ વિદ્યુતવાહક છે. પાણીની દ્રાવકશક્તિ વધુ હોવાથી ઘણા પદાર્થોને વત્તાઓછા પ્રમાણમાં ઓગાળી શકે છે. ઠંડા પાણીના કરતાં ગરમ પાણી વધુ પદાર્થ ઓગાળી શકે છે. પાણીમાં ઘન, પ્રવાહી અને વાયુ ત્રણે ઓગળી શકે છે. ઘન ક્ષારો (મીઠું, સાકર, ફટકડી, સુરોખાર વગેરે અનેક પદાર્થ) પાણીમાં ઓગળે છે. કેટલાક તેજાબ, આલ્કોહોલ વગેરે પ્રવાહી પાણીમાં ઓગળે છે. સોડાવૉટરમાં કાર્બન ડાયૉક્સાઇડ વાયુ ઓગળેલો હોય છે. ઑક્સિજન, નાઇટ્રોજન, ક્લોરીન સલ્ફર ડાયૉક્સાઇડ વગેરે વાયુ પાણીમાં ઓગળી જાય છે. પાણી હવામાં ભેજ રૂપે રહે છે. પાણી વનસ્પતિમાં, મનુષ્યના શરીરમાં, દૂધ, ફળફળાદીમાં પણ પ્રવાહી રૂપે રહેલું હોય છે. સ્ફટિક (crystal) માં પાણી ઘન સ્વરૂપે "સ્ફટિક–જળ (water of crystallisation)" તરીકે રહે છે.

સ્ફટિકમાં રહેલું પાણી સ્ફટિકને ગરમ કરવાથી નીકળી શકે છે. કેટલાક સ્ફટિકને (વૉશીંગ સોડા, સોડિયમ કાર્બોનેટ જેવા) હવામાં રાખી મકવાથી તેમાં રહેલું કેલાસીભવનનું પાણી ઊડી જાય છે અને એ સ્ફટિકોનો ભુકો બની જાય છે. આ ઘટનાને નિસ્રાવ અથવા એફ્લોરેસન્સ (efflorescence) કહેવામાં આવે છે.

આથી ઊલટું કેટલાક ક્ષાર એવા હોય છે કે જેને હવામાં રાખી મૂકવાથી પાણીને શોષી લઇને તેનું દ્રાવણ ઉત્પન્ન થાય છે. 'કૅલ્સિયમ ક્લોરાઇડ' નામના સ્ફટિકને હવામાં રાખી મૂકીએ તો તે હવામાંના ભેજને ચૂસી લે છે અને તે પાણીમાં એ ક્ષાર ધીમે ધીમે ઓગળી જાય છે. આ જાતના ગુણને ભેજગ્રાહકતા (hygroscopicity) અથવા ભેજ ચૂસવાનો ગુણ કહેવામાં આવે છે. ઘણીવાર ધૂળવાળા રસ્તા ઉપર આવા ભેજગ્રાહક (hygroscopic) પદાર્થો પાથરવામાં આવે છે અને તે હવામાંનો ભેજ ચૂસી લે છે એટલે રસ્તાની ધૂળ બહુ ઊડી શકતી નથી. હાઇડ્રોજનથી પાણી ઉત્પન્ન કરી તેને સંગ્રહ કરવા માટે પણ કૅલ્શિયમ ક્લોરાઇડથી ભરેલી નળી વાપરવામાં આવે છે. ફૉસ્ફરસ પેન્ટૉક્સાઇડ, સલ્ફ્યુરિક ઍસિડ, મીઠું (સોડિયમ ક્લોરાઈડ) વગેરે અનેક વસ્તુ આવી જાતના ભેજગ્રાહકતાના ગુણવાળા સંયોજનો છે. કેટલાક પદાર્થો થોડા પ્રમાણમાં ભેજ સંગ્રહે છે, પરંતુ કૅલ્સિયમ ક્લોરાઈડ અને ફૉસ્ફરસ પેન્ટૉકસાઇડ જેવા પદાર્થ એટલો બધો બધો ભેજ ચૂસે છે કે તે ભેજમાં એ ક્ષારો ઓગળી જઇને અંતે પાણીનું દ્રાવણ ઉત્પન્ન થાય છે. આવા ગુણવાળા પદાર્થોને ભેજદ્રાવક કે ડેલિક્વેસન્ટ (deliquescent) પદાર્થ કહેવામાં આવે છે.

**૬. કઠિન અને નરમ પાણી**
**Hard and soft water**

પૃથ્વીના પડમાં વરસાદનું પાણી પચે છે અને ભિતરના માર્ગે અનેક સ્થળે મુસાફરી કરે છે. અંદર ઉષ્ણતા વધુ હોવાથી પાણીમાં અનેક પદાર્થો વત્તાઓછા પ્રમાણમાં ઓગળે છે અને દ્રાવણ રૂપ પાણી પાછું ઊંચે આવે, ત્યારે ઠંડું પડવાથી અંદરના વધારાના ક્ષારનું સ્ફટિકીભવન ( crystalisatson ) થાય છે. એ રીતે જમીનમાં ક્ષારનો જથ્થો ભેગો થાય છે. એવા જમીનના પડમાં ભેગા થયેલા જથ્થાને ખનિજની ખાણ કહીએ છીએ. આમ છતાં એ જમીનના પાણીમાં અમુક પ્રમાણમાં ક્ષાર ઓગળેલા રહે છે. આવા જમીનમાં ઓગળેલા પાણીમાં ચાક ( કૅલ્શિયમ ક્લોરાઇડ્ ) અમુક પ્રમાણમાં ઓગળેલો હોય છે. ચોખ્ખા પાણીમાં ચાક ઓગળતો નથી; પરંતુ ડાયૉક્સાઇડ ભળેલા પાણીમાં ચાકના જેવા ક્ષાર વધારે પ્રમાણમાં ઓગળે છે.

જો વરસાદના નિતર્યા પાણીમાં સાબુથી હાથ ધોઇશું તો પુષ્કળ ફીણ વળશે, પરંતુ એ પાણીમાં કૅલ્સિયમ ક્લોરાઇડ ઓગાળીએ તો તેમાં એટલા પ્રમાણમા ફીણ ઉત્પન્ન થશે નહિ. જે પાણીમાં ઝટ સાબુનું ફીણ બને છે તે પાણીને નરમ (અથવા હલકું) પાણી (soft water) કહેવામાં આવે છે, અને જે પાણીમાં ફીણ જલદી નથી થતું તે પાણીને કઠિન (અથવા ભારે) પાણી (hard water) કહેવામાં આવે છે.

શુદ્ધ સાબુ એ સોડિયમ ધાતુના ક્ષાર અને વનસ્પતિના ઍસિડ્ ફૅટી (ઍસિડ) નું મિશ્રણ છે. પાણીને કઠણ અથવા ભારે બનાવનાર કૅલ્સિયમ અને મૅગ્નેસિયમ ધાતુના દ્રાવ્ય

(soluble) ક્ષારો જ છે. ક્ષારો પાણીમાં હોય ત્યારે 'ફૅટી ઍસિડ' પાણીમાં ઓગળી શકતો નથી, ચોખ્ખું પાણી હોય તેમાં એ ઍસિડ ઝટ ઓગળી જાય છે અને તરતજ ફીણ વળવા લાગે છે.

જ્યાં સુધી કૅલ્શિયમના ક્ષાર હોય, ત્યાં સુધી ફૅટી ઍસિડની સાથે એનું સંયોજન થવાથી અદ્રાવ્ય ક્ષાર ઉત્પન્ન થાય છે; એટલે કૅલ્શિયમના ક્ષારનો સંપૂર્ણ અદ્રાવ્ય ક્ષાર ઉત્પન્ન થઈ રહે ત્યાર પછી જ સાબુનું ફીણ ઉત્પન્ન થવા લાગે છે. આ રીતે સાબુને ઓગાળવાથી કઠિન (અથવા ભારે) પાણી નરમ (અથવા હલકું) બને છે. દરિયાના પાણીમાં ઘણા પ્રમાણમાં મીઠું અને મૅગ્નેશિયમ ક્ષાર હોવાથી કઠિન પાણીની પેઠે વર્તે છે. કેટલાંક કઠણ પાણીને ગરમ કરવાથી તેમાં ઓગળેલા ક્ષારો આપમેળે અદ્રાવ્ય (insoluble) બને છે અને છૂટા પડી જાય છે. આવી રીતે કેટલાંક કઠિન પાણીને નરમ બનાવી શકાય છે. ચૂનાનું પાણી (કૅલ્શિયમ ઑક્સાઇડ) નાંખવાથી પણ કઠિન પાણીને નરમ બનાવી શકાય છે.

કેટલાંક પાણીને ગરમ કરવાથી નરમ બનાવી શકાતું નથી. એવાં પાણીને 'સ્થાયી કઠિનતાવાળું' પાણી (permanently hard) કહેવામાં આવે છે અને જે પાણીને ઉકાળવાથી અથવા સાબુ ઓગાળવાથી નરમ બનાવી શકાય તેવા પાણીને અસ્થાયી કઠિનતાવાળું (temporarily hard) પાણી કહેવામાં આવે છે. મૅગ્નેસિયમ ક્લોરાઇડ્, મૅગ્નેસિયમ સલ્ફેટ, કૅલ્સિયમ સલ્ફેટ જેવા ક્ષારો પાણીમાં ભળેલાં હોય તે "સ્થાયી કઠિનતા" ના કારણભૂત છે. ઉપર જણાવ્યા મુજબ પાણીને ઉકાળવાથી તેમાંની અસ્થાયી કઠિનતા આપણે દૂર કરી શકીએ છીએ. બહોળા પાણીની કઠિનતા દૂર કરવા આ રીત અનુકૂળ થતી નથી. વળી

આ ઉપાયથી સ્થાયી કઠિનતા (permanent hardness) પણ દૂર થઈ શકતી નથી. આથી બહોળા પાણીના જથ્થાની બન્ને જાતની કઠિનતા ધોવાનો સોડા (sodium carbonate) નાંખવામાં આવે છે. એનાથી નીચે પ્રમાણે ક્રિયા થાય છે અને પાણી નરમ બને છે.


કૅલ્સિયમ સલ્ફેટ + વૉશિંગ સોડા = કૅલ્શિયમ કાર્બોનેટ + સોડિયમ સલ્ફેટ

$$CaSO_4 + Na_2CO_3 = CaCO_3 + Na_2SO_4$$

આ રીતે અદ્રાવ્ય કૅલ્શિયમ કાર્બોનેટ ઉત્પન્ન થાય છે અને બાકીનો ભાગ દ્રાવ્ય હોવાથી પાણી નરમ બને છે.

**૭. પીવાનું પાણી**

પીવાનું પાણી ઘણી અશુદ્ધિઓવાળું હોય છે અને તેને પીવા લાયક બનાવવા માટે ઉપચારો કરવાની જરૂર હોય છે. પાણીમાં રહેલી ઉદ્‌ભિજ (organic) અશુદ્ધિઓને દૂર કરવા કૂવામાં પોટાસિયમ પરમૅન્ગેનેટ નાંખવામાં આવે છે. પાણીને ગાળવાથી કેટલીક અદ્રાવ્ય અશુદ્ધિઓ દૂર થઇ શકે છે.

શહેરમાં વપરાતાં નળાનાં પાણીને શુદ્ધ કરવા માટે નીચે પ્રમાણેની વીધી કરવામાં આવે છે. પાણીમાં રહેલી તરતી અશુદ્ધિઓ ( suspended matter) ને બેત્રણ દિવસ મોટી ટાંકીમાં ઠારવામાં આવે છે ત્યાર પછી એ પાણીને ગાળવાની ટાંકીમાં ( filter tanks ) માં લઈ જવામાં આવે છે. આ ટાંકીના તળિયાંમાં કોલસો અને રેતીના થર પાથરવામાં આવે છે. આથી પાણીમાંની અદ્રાવ્ય અશુદ્ધિઓ દૂર થઈ જાય છે. પાણીમાં જંતુ બૅકટેરિયા દૂર કરવા તેમાંથી ક્લોરીન કે ઑઝોન વાયુ પસાર કરવામાં આવે છે. એના વડે નુકસાનકારક ઉદ્‌ભિજ (organic) વસ્તુ તથા જંતુનો નાશ થાય છે.

## સાર

૧. પાણીનું વિદ્યુત પૃથક્કરણ કરવાથી તે તેના બે ઘટકોમાં છૂટું પડે છે. ધન (+) છેડા ઉપર ઑક્સિજન ભેગો થાય છે અને ઋણ (–) છેડા ઉપર હાઇડ્રોજન ભેગો થાય છે. હાઇડ્રોજન વાયુનું કદ ઑક્સિજન કરતાં બેવડું હોય છે. બે ભાગ હાઇડ્રોજન અને એક ભાગ ઑક્સિજનના સંયોગથી પાણી પેદા થાય છે.

૨. જસતના ટુકડા ઉપર સલ્ફ્યુરિક ઍસિડ નાંખીએ તો તેમાંથી હાઇડ્રોજન વાયુ પેદા થાય છે. એને વિમોચન નળી દ્વારા પાણીને સ્થળાંતર કરી ભરી લેવામાં આવે છે.

૩. હાઇડ્રોજન રંગ, સ્વાદ અને ગંધ વિનાનો વાયુ છે. એ સૌથી હલકો વાયુ છે અને તેથી બલૂન એનાથી ભરવામાં આવે છે. હાઇડ્રોજન વાયુમાં વસ્તુ બળી શકતી નથી, પરંતુ હાઇડ્રોજન જાતે હવામાં અને ઑક્સિજનમાં બળી શકે છે. ચૂનાના પાણી અને લિટ્મસ કાગળ ઉપર એની અસર થતી નથી.

૪. પાણી ઘણી વસ્તુને ઓગાળે છે. પાણી અનેક ઉપયોગમાં આવે છે. જમીનમાં પચેલી જમીનમાં ક્ષાર ઓગળવાથી તે કઠિન બને છે. નરમ પાણીમાં સાબુનું ફીણ તુરત બંધાય છે, કઠિન પાણીમાં નથી બંધાતું. કઠિનતા સ્થાયી અને અસ્થાયી પણ હોય છે. અસ્થાયી કઠિનતા પાણીને ઉકાળીને દૂર કરી શકાય છે. સ્થાયી કઠિનતા દૂર કરવા પાણીમાં વૉશીંગ સોડા નાંખવો પડે છે. પીવાના પાણીની અશુદ્ધિ ઊકાળવાથી, પોટાસિયમ પરમેન્ગેનેટ નાંખવાથી, ક્લોરિન પસાર કરવાથી, બ્લિચિંગ પાઉડર નાંખવાથી અને ફિલ્ટર કરવાથી દૂર થાય છે.



## પ્રકરણ ૯

# કોલસો અને તેના સંયોજનો

## Carbon and its Compounds.

**૧. કાર્બનના સ્વરૂપો** કાર્બન (કોલસો) દરેક જીવંત વસ્તુ (વનસ્પતી અને પાણી માત્રમાં) એક યા બીજે રૂપે રહેલો છે. વનસ્પતિ, માંસ, વગેરે વસ્તુને બાળતાં કોલસો ઉત્પન્ન થાય છે; ખાંડમાં પણ કોલસો હોય છે; સ્ટાર્ચ, અનાજ વગેરે સર્વમાં કોલસો હોય છે. એ દરેક ઉપર ગંધકનો જલદ તેજાબ (સલ્ફ્યુરિક ઍસિડ) નાંખવાથી કોલસો ઉત્પન્ન થાય છે. કુદરતી રીતે કાર્બન ડાયૉક્સાઇડમાં, ચનામાં, પથ્થરમાં, ચાકમાં આરસપહાણમાં, પરવાળામાં, ખનિજ તેલોમાં, ચરબી, તેલ, ઘી અને વનસ્પતિમાં પણ કાર્બન મળે છે. કાર્બન નીચે બતાવ્યા પ્રમાણે જુદા જુદા રૂપોમાં (allotropic form) મળી આવે છે.

### કાર્બનના મુખ્ય સ્વરૂપો નીચેના છે.

(૧) **હીરો (Diamond)**: —હીરો એ કાર્બનનું શુદ્ધ સ્ફટિકનું સ્વરૂપ છે. હીરો રંગ વિનાનો, પારદર્શક અને સ્ફટિકરૂપ પદાર્થ છે. જગતમાં મળતી કોઇપણ વસ્તુ કરતાં એ વધુ સખત છે. એનો ઉપયોગ ઘરેણા તરીકે અને કાચ વગેરે વસ્તુને કાપવામાં થાય છે.હીરાને બાળતાં બિલકુલ અવશેષ રહેતો નથી અને બધા હીરાનો કાર્બન કાર્બન ડાયૉક્સાઇડ થઇ જાય છે.

(૨) **ગ્રેફાઇટ (Graphite)**:—એ કાળો, લીસો, પોચો અને ચળકતો કાર્બન છે. એ કુદરતી સ્વરૂપમાં કેલિફોર્નિયા, હિંદુસ્તાન અને સિલોનમાં મળી આવે છે અને અસલ ઇંગ્લેન્ડમાં કમ્બરલેન્ડ પરગણાં-


Corbon કાર્બન
સ્ફટિક
Crystalline
અસ્ફટિક
Non-crystalline
હીરો
Diamond
ગ્રેફાઇટ
Graphite
કોલસો
Coal
ગૅસ કાર્બન
Gas carbon
મેશ
Lamp-black
કોયલો
Charcoal
Coke
ખનિજ
કોલસી
વનસ્પતિનો કોલસો
Wood-charcoal
પ્રાણીજ
કોલસો
Bone
charcoal

માંથી ખૂબ જથ્થામાં મળી આવતો. હવે ઉત્તર અમેરિકામાં નિયાગરા પ્રદેશમાં બનાવટી ગ્રેફાઇટ પેદા કરવામાં આવે છે. એનો ખાસ ઉપયોગ પેન્સીલ બનાવવામાં થાય છે. લખવાની પેન્સીલની કાળી લેડ (black lead) હોય છે તે ગ્રેફાઇટને બ્લેક લેડ અથવા પ્લમ્બેગો (plumbago) પણ કહેવામાં આવે છે.

(૩) **વનસ્પતિનો કોલસો (Wood charcoal):**—વનસ્પતિની મોટી ભઠ્ઠી બનાવી હવા દાખલ નહિ થાય એમ બાળવામાં આવે, તો તેમાંથી એ કોલસો ઉત્પન્ન થાય છે. એ કોલસો પ્રમાણમાં પોચો અને અને છિદ્રાળુ હોય છે. બંધ વાસણમાં હવા બંધ કરી લાકડાંને ગરમ કરવામાં આવે તો પણ કોલસો બને છે અને બીજા કેટલાક પદાર્થો પણ મળે છે. જેવાં કે ડામર, એસિટિક ઍસિડ, સ્પિરિટ, વગેરે.

(૪) **પ્રાણીજ કોલસો (Animal Charcoal):**—હાંડકાંને હવા ન મળે એમ બાળવામાં આવે તો આ કોલસો ઉત્પન્ન થાય છે. એ છિદ્રાળુ અને પોચો હોય છે, એટલે કેટલાક વાયુને ચૂસી લે છે. આથી દુર્ગંધ મારતા વાયુને દૂર કરવામાં એનો ઉપયોગ થાય છે. વળી સાધારણ મેલા રંગવાળી વસ્તુમાંથી રંગ દૂર કરવો હોય તો તેને એ કોલસામાંથી ગાળી કાઢવામાં આવે છે. ખાંડને ચોકખી કરવા આ જાતના કોલસામાંથી ખાંડના દ્રાવણને ગાળવામાં આવે છે.

(૫) **ખનિજ કોલસો (Coal):**—ખનિજ કોલસો જમીનના પડમાંથી મળી આવે છે. ઘણા પ્રાચીન કાળમાં વનસ્પતિના જંગલો ભૂમિમાં દટાઇ ગયેલાં હશે તેની ઉપર જમીનના દબાણથી અને ભીતરની ગરમીને લીધે વનસ્પતિનો કોલસો બની ગયો છે. કોલસો અને ઘણો ઘટ્ટ અને કઠણ છે. અને વિશેષ પ્રમાણમાં કાર્બન તત્ત્વ એમાં રહેલું હોય છે એટલે ઘણી ગરમી આપી શકે છે.

(૬) **કોલસી (કોક) અને ગૅસ કાર્બન (Coke and gas carbon):**—જ્યારે ખનિજ કોલસો બંધ વાસણમાં ખૂબ ગરમ કરવામાં આવે, ત્યારે તેમાંથી કોલ ગૅસ નીકળે છે અને કોલસી (coke) નીચે રહી જાય છે. એ

કોલસીમાં પણ કાર્બન તત્ત્વ ઘણું હોય છે એટલે બળતણ તરીકે ઘણો ઉપયોગી છે. તદ્દન બારીક ભુકાવાળો ભાગ સખત થર રૂપે તે વાસણ નીચે બાઝી જાય છે. તેને ગૅસ કાર્બન (gas carbon) કહેવામાં આવે છે. તે વિદ્યુતવાહક છે અને કાર્બન જ્યોત (arc lamp) બનાવવામાં પણ તેનો ઉપયોગ થઇ શકે છે.

(૭) **મેશઃ**–હમેશાં મેશ (lamp black) તેલ, ઘી, ડામર, કેરોસીન અને બીજા એવા પદાર્થોને ઓછી હવામાં બાળવામાં આવે છે, ત્યારે તેમાંથી કાળી મેશ નીકળે છે. એ ઘણીજ બારીક હોય છે. છાપવાની શાહી બનાવવામાં તે વપરાય છે.

ઉપર દર્શાવેલા જુદા જુદા પ્રકારના કોલસાને બે વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યા છે. સ્ફટિકરૂપે મળતા હીરા અને ગ્રેફાઇટ કોલસાને સ્ફટિક કૉલસો કહેવામાં આવે છે અને બાકીના પ્રાણીજ કૉલસો, ખનિજ કૉલસો, મેશ, ગેસ, કાર્બન વગેરેને અસ્ફટિક (amorphous) કાર્બન કહેવામાં આવે છે. ઉપરના દરેક પદાર્થો કાર્બનના જુદાં જુદાં સ્વરૂપ છે. એ બાબત દરેકને ઑક્સિજનમાં બાળવાથી કાર્બન ડાયૉક્સાઇડ નામનો વાયુ ઉત્પન્ન થાય એમ બતાવવાથી સાબિત થાય છે. કાર્બન ડાયૉક્સાઇડ વાયુને ચૂનાના નિતર્યાં પાણીમાં પસાર કરવાથી અદ્રાવ્ય કૅલ્શિયમ કાર્બોનેટ ઉત્પન્ન થાય છે અને તેથી ચુનાનું પાણી દૂધિયા રંગનું થાય છે.




અને




ઉપર દર્શાવ્યા પ્રમાણે એકજ તત્ત્વ અનેક રૂપે અસ્તિત્વ ધરાવતું હોય અને તેમના સાધારણ ભૌતિક (physical) ગુણોમાંજ ફેર પડતો હોય તે ઘટનાને ઍલોટ્રોપી (allotropy) કહેવામાં આવે છે.

**૨. કાર્બન ડાયૉક્સાઇડ**
**Carbon dioxide.**




આ વાયુ જ્યારે વનસ્પતિ કે જીવંત વસ્તુ બળે ત્યારે ઉત્પન્ન થાય છે. સડેલી વનસ્પતિમાંથી પણ એ નીકળે છે. પ્રાણી માત્રના ઉચ્છ્વાસ-માંથી એ બહાર પડે છે. ચાક, આરસપહાણ વગેરે કેટલાક કાર્બનના તત્ત્વોવાળા પત્થરોને ગરમ કરતાં પણ કાર્બન ડાયૉક્સાઇડ વાયુ મળી આવે છે.

નીચેના પ્રયોગ વડે એ વાયુ ઉત્પન્ન કરી શકાય છે,

પ્રયોગ (૨૭) મો:—એક કાચની બરણીમાં થોડા આરસપહાણના (કૅલ્સિયમ કાર્બોનેટ) અથવા ચાકના (ચુનાનો પથ્થર પણ ચાલે) ટુકડા નાંખી

આકૃતિ ૨૪



ઉપરથી થોડું પાણી રેડો. એ બરણીનું મોં બે કાણાવાળા બૂચ વડે બંધ કરો. એક બુચમાંથી એક ગરણીવાળી નળી દાખલ કરો. નળી છેક પાણીની નીચે જવી જોઇએ. બીજી કાટખૂણે વળેલી નળીને બીજા કાણામાં દાખલ કરો અને તેનો બીજો છેડો એક નળાકારમાં બતાવ્યા પ્રમાણે નીચે ઉતારો. હવે ગરણીમાં થોડો હાઇડ્રોક્લોરિક ઍસિડ (hydrochloric acid) રેડો. નળાકારમાં કાર્બન ડાયૉક્સાઇડ વાયુ ભેગો થશે અને એ ભારી હોવાથી હવાને સ્થળાંતર કરશે.

(૧):—નળાકારમાં ભેગા થયેલા વાયુમાં બળતી મીણબત્તિ ઉતારો અને તમારાં અવલોકનની નોંધ કરો. (૨):—એક હવાથી ભરેલા ખાલી નળાકાર ઉપર કાર્બન ડાયૉક્સાઇડનો નળાકાર ઉંધો વાળો. એ વાયુ નીચેના નળાકારમાં ઊતર્યો છે કે નહિ તેની આકૃતિ (૨૧) મુજબ ખાતરી કરો. (૩):—એક નાની બળતી મીણબત્તિ ઉપર એ વાયુથી ભરેલું નળાકાર ઊંધુ



થોમસ એ. એડીસન ( ૧૮૪૭–૧૯૩૫ )



કાઉન્ટ ઍલેક્ઝાન્ડ્રો વૉલ્ટા ( ૧૭૪૫-૧૮૨૭ )



માઇકલ ફૅરેડે ( ૧૭૯૧-૧૮૬૭ )

વાળો. મીણબત્તિ બળતી રહે છે કે ? (૪):–એક માખીને એ વાયુથી ભરેલા નળાકારમાં નાંખો અને ઉપરથી નળાકાર બંધ કરો. માખીનું શું થાય છે. (૫):–એક ભીંજવેલું ભુરૂં લિટ્મસ કાગળ એમાં નાંખો અને તે ઉપર શી અસર થાય છે તેની નોંધ કરો.


કૅલ્શિયમ કાર્બોનેટ ચાક + હાઇડ્રો ક્લોરિક તેજાબ = કૅલ્શિયમ ક્લોરાઇડ્ + પાણી + કાર્બન ડાયૉક્સાઇડ


$CaCO_3 + 2HCl = CaCl_2 + H_2O + CO_2$.

હાઈડ્રોક્લોરિક ઍસિડને બદલે સલ્ફ્યુરિક ઍસિડ નાંખીએ તો પણ ચાલી શકે. પરંતુ ચાકની ઉપર અદ્રાવ્ય (insoluble) કૅલ્શિયમ સલ્ફેટનું પડ બાઝી જવાથી થોડીવાર પછી રસાયણિક ક્રિયા બંધ પડે છે.


કૅલ્શિયમ કાર્બોનેટ્ + સલ્ફ્યુરિક ઍસિડ = કૅલ્સિયમ સલ્ફેટ + પાણી + કાર્બન ડાયૉક્સાઇડ


$CaCO_3 + H_2SO_4 = CaSO_4 + H_2O + CO_2$

ચાકને ખબ તપાવવાથી પણ આ વાયુ મળે છે. ચૂનાના કાંકરા, આરસપહાણ વગેરેને તપાવવાથી પણ એ વાયુ ઉત્પન્ન થાય છે.


કૅલ્શિયમ કાર્બોનેટ = કૅલ્શિયમ ઑાક્સાઇડ (ચૂનો) + કાર્બન ડાયૉક્સાઇડ

$CaCO_3 = CaO + CO_2$

**૩. કાર્બન ડાયૉક્સાઇડના ગુણ અને ઉપયોગ**

આ વાયુ રંગ અને ગંધ વિનાનો પારદર્શક વાયુ છે. એ હવાથી ભારે વાયુ છે, એટલે ઊંચેથી નીચેના વાસણમાં રેડી શકાય છે. એકાદ બળતી મીણબત્તિ અગર દીવા ઉપર એ વાયુથી ભરેલું પાત્ર ઉંધુ

વાળીએ તો એ વાયુ ભારે હોવાથી નીચે ઉતરશે અને એ જ્વલન (burning) થવા દેતો ન હોવાથી દીવાને હોલવી નાંખે છે. એ વાયુથી ભરેલાં વાસણમાં મીણબત્તિ ઉતારીએ તો તે તુરતજ હોલાઇ જશે. એટલે ખાતરી થાય છે કે એ વાયુમાં જ્વલનકાર્ય થતું નથી. આથી આગ હોલવવામાં આ વાયુ વપરાય છે. એ વાયુ ઝેરી છે અને એમાં રહેલું જીવંત પ્રાણી મરી જાય છે. માખી જેવાં જંતુને એ વાયુથી ભરેલાં વાસણમાં નાંખીએ તો થોડીવારમાં ગુંગળાઇને મરી જાય છે.

પાણીમાં એ વાયુ ઓગળે છે અને તેથી સૉડાવૉટર વગેરે પાણીમાં ઘણા દબાણથી એ વાયુને ઓગાળવવામાં આવે છે. શ્વાસમાં લીધેલો કાર્બન ડાયૉક્સાઈડ હાનીકારક છે, પરંતુ આહારમાં અથવા પીવામાં આવતો વાયુ જઠરમાં જતો હોવાથી ફાયદાકારક છે. એ વાયુ ભળેલાં પાણીમાં ભુરૂં લિટ્મસ રાતું થાય છે, એટલે એને ઍસિડ (કાર્બોનીક ઍસિડ ગૅસ) કહેવામાં આવે છે.

આ વાયુને ઘણી ઠડક ઉત્પન્ન કરી–૩૬° સે. ટેમ્પરેચર ઘન સ્વરૂપમાં લાવી શકાય છે, અને ઘણા ઉપયોગમાં આવતો હોવાથી એ વાયુને ઘન સ્વરૂપમાં સુકા બરફ (dry ice) તરીકે વેચવામાં આવે છે.

પ્રાણીમાત્રના શરીરમાં અસ્વચ્છ પદાર્થમાં કાર્બન રહેલો હોવાથી ઑક્સિજન સાથેની દહનક્રિયા વડે ઉચ્છ્વાસમાં કાર્બન ડાયૉક્સાઇડ નીકળે છે. કાર્બન તત્ત્વની જરૂર હોવાથી પાંદડાં વાટે હવામાંનો કાર્બન ડાયાક્સાઈડ ચૂસે છે અને કાર્બન લઇ લીધા બાદ ઑક્સિજન પાછો બહાર કાઢે છે.

**૪. કાર્બન મોનોકસાઇડ Carbon monoxide, CO**

કેટલીકવાર કોલસાનું પૂરેપૂરૂં જ્વલન ન થાય ત્યારે કાર્બનનો એક પરમાણુ ઑક્સિજનના એક પરમાણુ સાથે જોડાય છે અને કાર્બન ડાયૉક્સાઇડને બદલે એક પરમાણુવાળો કાર્બન મોનૉક્સાઈડ વાયુ ઉત્પન્ન થાય છે. કાર્બન ડાયૉક્સાઇડ $CO_2$ વડે દર્શાવાય છે, અને કાર્બન મોનૉક્સાઈડ CO વડે દર્શાવવામાં આવે છે.

( ડાઇનો અર્થ બેવડો અને મોનોનો અર્થ એકવડો એમ થાય છે; એટલે ડાયૉક્સાઇડ બે પરમાણુવાળો ઑક્સાઇડ સૂચવે છે. )

જ્યારે ખનિજ કોલસો અથવા સાદો કોલસો ભઠ્ઠામાં બળતો હોય ત્યારે ઝાંખી ભુરી જ્યોત તે ભડકામાં દેખાય છે. એ બળતો વાયુ કાર્બન મોનૉક્સાઇડ છે. જો એ સંપૂર્ણ બળી ન જાય અને શ્વાસમાં લેવામાં આવે તો ઘણોજ ઝેરી હોવાથી તુરત જ મૃત્યુ નીપજે છે. કોલસીને ગરમ કરી ઉપરથી પાણીની વરાળ પસાર કરવામાં આવે તો પાણીમાંનો ઑક્સિજન છૂટો પડીને કાર્બન સાથે મળી કાર્બન મોનૉક્સાઈડ ઉત્પન્ન થાય છે અને એની સાથે હાઇડ્રોજન પણ ઉદ્ભવે છે. આ બન્ને વાયુના મિશ્રણના વાયુને જલવાયુ (water gas) કહેવામાં આવે છે. એ વાયુને ગરમ કરેલા લોખંડના ઑક્સાઈડમાંથી પસાર કરવામાં આવે તો તેમાંનો ઑક્સિજન લઈ લે છે અને લોખંડને છૂટું પાડે છે. આથી એ વાયુને રીડ્યુસીંગ પદાર્થ (reducing agent) કહેવામાં આવે છે.

**૫. કોલ ગૅસ**

આકૃતિ (૨૫) માં બતાવ્યા પ્રમાણે એક ચૂંગી ચ ને એક લાંબી નળી ન લગાવીએ ચૂંગીના મુખમાં ખનિજ કોલસાનો ભુકો મૂકી ચૂંગીને

ખબ ગરમ કરવામાં આવે તો ચૂંગીની નળી વાટે કોલગૅસ બીજે છેડે બહાર પડશે અને એક ઊંધા નળાકાર ટ માં ભેગો કરાશે. એ વાયુ હવામાં બળી શકે છે. આજ પ્રમાણે શહેરમાં

આકૃતિ ૨૫




બાળવાના ઉપયોગમાં આવતો કોલગૅસ ઉત્પન્ન કરવામાં આવે છે. ખનિજ કોલસામાં હાઈડ્રોજન, સલ્ફર, ઑક્સિજન અને નાઈટ્રોજનના તત્ત્વો પણ વત્તાઓછા પ્રમાણમાં ભળેલાં છે. એ કોલસાને બંધ ભઠ્ઠીમાં ખૂબ તપાવવામાં આવે છે, એટલે એમાંથી કોલગૅસ, કોલટાર, ઍમોનિયા વગેરે ગૅસ નીકળે છે. કોલટાર અને ઍમોનિયા ગૅસ બહાર નીકળતાં થોડે ઘણે અંશે ઠરી જાય છે અને બાકી રહેલો ઍમોનિયા વાયુ પાણી ઝરપતાં રાખેલા મોટા ઓરડામાં ઓગળી જાય છે અને માત્ર કોલ ગૅસ બહાર નીકળે છે. એ વાયુને પાણીમાં ઊંધી વાળેલી મોટી ટાંકીમાં રાખવામાં આવે છે, જ્યાંથી શહેરમાં નળ વાટે એ વાયુની વહેંચણી કરવામાં આવે છે.

કોલ ગૅસ ઘણા વાયુના મિશ્રણ રૂપે હોય છે. મૂખ્ય ભાગમાં હાઇડ્રોજન, કાર્બન મોનૉક્સાઇડ, અને માર્શ ગસ જેવા વાયુ છે. એ સઘળા વાયુ પ્રકાશરહિત જ્યોતથી બળે છે, પરંતુ પુષ્કળ ઉષ્ણતા બહાર પાડે છે.

કોલટાર જેવી ઘન વસ્તુ જે પહેલી ઠરી જાય છે એનું વળી પાછું નિસ્યંદન (distillation) કરવામાં આવે તો તેમાંથી બેન્ઝિન, ટોલ્યુઇન, ફીનોલ, નેપ્થેલીન (ડામરની ગોળી બને તે) વગેરે ઉત્પન્ન થાય છે. બેન્ઝીનમાંથી ઍનિલીન રંગો પેદા કરવામાં આવે છે.

**૬. કાર્બનના સંયોજન Compounds of carbon**

કાર્બનના મૂખ્ય સંયોજનો નીચેના છે. (૧) ઑક્સાઇડઃ-કાર્બન ડાયૉક્સાઈડ, કાર્બન મોનૉક્સાઇડ, (૨) કાર્બોનેટ્ (carbonates):—કૅલ્શિયમ કાર્બોનેટ્ ($CaCO_3$), સોડિયમ કાર્બોનેટ્ ($Na_2CO_3$), ઍમોનિયમ કાર્બોનેટ્ [$(NH_4)_2CO_3$] વગેરે સર્વ તત્ત્વોમાં ($CO_3$)નો એક ભાગ હોય છે. (૩) હાઇડ્રોકાર્બનસ (hydrocarbons):- કાર્બન અને હાઇડ્રોજનના સંયોજનથી ઉત્પન્ન થતાં સંયોજન, પેટ્રોલ, કેરોસિન વગેરે. (૪) કાર્બોહાઇડ્રેટ્સ અને આલ્કોહોલ્સ (carbohydrates and alcohols):-કાર્બન, હાઇડ્રોજન અને ઑક્સિજનના સંયોજનોઃ-ખાંડ, સ્ટાર્ચ, આલ્કૉહૉલ વગેરે. (૫) ઉદ્‌ભિજ તેજાબો (organic acids):—આ સંયોજનોમાં કાર્બન, હાઇડ્રોજન અને ઑક્સિજન રહેલો હોય છે. દાખલા તરીકે ટાર્ટારીક ઍસિડ, સાઈટ્રીક ઍસિડ વગેરે. આ અસિડોને આલ્કલી કાર્બોનેટ્સ (સોડિયમ કે પોટાશિયમ કાર્બોનેટ) જોડે ભેળવાથી રસાયણિક પ્રતિક્રિયા થાય છે અને પરિણામે સોડિયમ ટાર્ટારેટ અને સોડિયમ સાઇટ્રેટ જેવા ક્ષાર ઉત્પન્ન થાય છે.

**૭. હાઇડ્રોકાર્બન Hydrocarbon**

આ જાતના કોલસાના સંયોજનો જમીનના પડમાંથી પુષ્કળ જથ્થામાં મેળવવામાં આવે છે. એમાં મુખ્યત્વે પેટ્રોલિયમનો ઉદ્યોગ આવે છે. રશિયા, અમેરિકા, બર્મા વગેરે દેશોમાં પેટ્રોલિયમનો મોટો ઉદ્યોગ ચાલે છે. પેટ્રોલિયમને જમીનમાંથી મિશ્ર અવસ્થામાં કાઢવામાં આવે છે. આ કાચાં પેટ્રોલિયમને નિસ્યંદન (distillation) ક્રિયા વડે સાફ કરવામાં આવે છે અને જુદાં જુદાં તેલોને તેમના ઉત્કલનબિંદુ

(boiling point)ના પ્રમાણનું ટેમ્પરેચર રાખી છૂટાં પાડવામાં આવે છે. એ ખનિજ પ્રવાહીમાંથી મૂખ્ય નિચેના દ્રવ્યો મેળવવામાં આવે છે.

( अ ) પેટ્રોલિયમ (તેલો) ઇથર (petroleum ethers):– પેટ્રોલ આ પદાર્થ ૭૬°–૯૦° સે. ના ટેમ્પરેચરે નિસ્યંદન ક્રિયા કરવાથી છૂટું પડે છે. એનો ઉપયોગ દ્રાવક (solvent) તરીકે થાય છે. ચરબી અને તેલવાળા પદાર્થો એમાં જલદી ઓગળી જાય છે. આથી તેલી બીયાંમાંથી તેલ શોષીને છૂટું પાડવા માટે એ પદાર્થ વપરાય છે. પેટ્રોલનો બીજો મહત્વનો ઉપયોગ મોટર વગેરેના એન્જીનોમાં (આંતરદહન internal combustion) બળતણ તરીકે થાય છે.

(ब) પેટ્રોલિયમ નેપ્થાઃ–આ પદાર્થનું ૯૦°–૧૨૦°સે. ટેમ્પરેચરે નિસ્યંદન થઇ શકે છે. એનો ઉપયોગ પણ તેલીબીયાં-માંથી તેલ કાઢવા તથા ભારી એન્જીનમાં બળતણ તરીકે થાય છે.

(क) પેટ્રોલિયમ બેન્ઝીન (petroleum benzene):–આ પદાર્થ ૧૨૦°–૧૫૦° સે. એ છૂટો પડે છે. એના ગુણ પણ પેટ્રોલ ના જેવા જ છે અને એ કપડામાં રહેલા તેલ, મીણ કે ચરબીના ડાઘાને શોષી લે છે. એટલે એનો ઉપયોગ ડ્રાઇ ક્લિનીંગ (dry cleaning) માં થાય છે. એનો ઉપયોગ પણ મોટરના બળતણ તરીકે થાય છે.

ઉપરના સઘળાં તેલો પાણીથી હલકાં છે. પેટ્રોલ તેલ એકદમ સળગી જાય તેવું હોય છે, કારણ કે તે લગભગ ૭૦°સે. એ ઉકળે છે. હવાની સાથે એનો વાયુ ભળવાથી ધડાકા સાથે સળગે છે. મૅાટરના એન્જીનમાં એક પિસ્ટનવાળી બંધ નળીમાં પેટ્રોલના વાયુ અને હવાનું મિશ્રણ વિદ્યુત–તણખા ( electric

spark) વડે સળગાવવાથી ધડાકો થાય છે અને પિસ્ટન જોરથી ચાલુ થઈ જાય છે. પેટ્રોલથી પણ ઘણા ખરા કપડાંના ડાઘ ધોવાઇ શકે છે, એટલે એને પણ ડ્રાઇ ક્લિનીંગમાં વાપરવામાં આવે છે.

(૨) કેરોસિન (kerosene):—આ તેલ લગભગ ૧૫૦° થી ૩૦૦° સે. એ છૂટું પડે છે. ઘાસતેલના દીવામાં એ વપરાય છે. જમીનમાંથી નીકળતાં કાચાં (crude) તેલમાં લગભગ ૭૫ ટકા ભાગ કેરોસિનનો હોય છે. પેટ્રોલ સાધારણ ટેમ્પરેચરે પણ સળગી ઊઠે છે, પરંતું કેરોસિનનું ઉત્કલનબિંદુ ઊંચું હોવાથી એટલું જલદી સળગી ઊઠતું નથી. એ તેલ પાણીથી હલકું છે અને પાણીમાં ભળતું નથી. આ તેલને લગભગ ૭૦° સે. જેટલું ગરમ કરીએ તો જ ઝટ સળગી ઊઠે છે. એ બળે છે ત્યારે તેમાંથી કાર્બન ડાયૉક્સાઇડ અને પાણી ઉદ્ભવે છે.

(૩) સ્નિગ્ધ તેલ (lubricating oil) અને વેસેલિન (vaseline):—સ્નિગ્ધ તેલનો ઉપયોગ યંત્રોના પૈડાનું અને સંચાનું ઘર્ષણ (friction) ઓછું કરવામાં થાય છે. વેસેલિનને શુદ્ધ કર્યા પછી તેમાંથી મળતા મલમનો ઉપયોગ માથામાં નાંખવાના પોમેડ વગેરે બનાવવામાં થાય છે.

(૪) પેરેફીન ( paraffin ):—આ પદાર્થ પ્રવાહી હોય છે. એનો ઉપયોગ અનેક જાતની દવામાં, રેચ આપવામાં અને ઉદ્યોગોમાં થાય છે.

**૮. કાર્બોનેટ્સ**
**Carbonates**

કાર્બન અને ઑક્સિજનના તત્ત્વના સંયોગથી ઉત્પન્ન થયેલો $CO_3$ ( એક અણુ કાર્બન અને ત્રણ ભાગ ઑક્સિજન)

વાળા પદાર્થને કાર્બોનેટ્ કહેવામાં આવે છે. ખાસ મહત્ત્વના કાર્બોનેટ્માં કૅલ્સિયમ કાર્બોનેટ્ ($CaCO_3$), સોડિયમ કાર્બોનેટ $Na_2CO_3$), ઍમોનિયમ કાર્બોનેટ્ [$(NH_4)_2CO_3$] વગેરે છે. કૅલ્સિયમ કાર્બોનેટ્ના અનેક પ્રકાર હોય છે. તેમાં ચાક, ચૂનાના પત્થર, આરસપહાણ, કૅલ્સાઈટ વગેરે પત્થર આવે છે. એ સર્વમાં કૅલ્સિયમ તત્ત્વ છે, એટલે એની હકીકત કૅલ્સિયમવાળા પ્રકરણમાં આપવામાં આવશે.

સોડિયમ કાર્બોનેટ્—સોડિયમ કાર્બોનેટ્ (sodium cabonate) અથવા વૉશીંગ સોડા (ધોવાનો ખાર) નીચે પ્રમાણે તૈયાર કરી શકાય છે. સોડિયમ ધાતુ ઓગળેલા બેઇઝ અથવા આલ્કલીમાં કાર્બન ડાયૉક્સાઇડ પસાર કરવાથી સોડિયમ કાર્બોનેટ ઉત્પન્ન થાય છે.


સોડિયમ હાઇડ્રોક્સાઇડ + કાર્બન ડાયૉક્સાઇડ = સોડિયમ કાર્બોનેટ + પાણી

$$2NaOH + CO_2 = Na_2CO_3 + H_2O$$

વૉશીંગ સોડાના સ્ફટિક હોય છે અને અંદર લગભગ ૬૩ ટકા કેલાસીભવનનું પાણી (water of crystallisation) હોય છે, પરંતુ એના સ્ફટિક (crystal) ને હવામાં રાખતાં પાણી ઊડી જાય છે અને ભુકો થઇ જાય છે. આથી વૉશીંગ સોડાને નિસ્રવ (efflorescent) ક્ષાર કહેવામાં આવે છે. એ ક્ષાર પાણીમાં ઘણો જ દ્રાવ્ય (soluble) હોય છે. એનું દ્રાવણ સાબુના જેવું લાગે છે અને બેઝીક હોવાથી રાતાં લિટ્મસને ભુરૂં કરે છે. વૉશીંગ સોડા સાબુ બનાવવામાં અને ધોવાના કાર્યમાં પુષ્કળ પ્રમાણમાં વપરાય છે. એને કઠિન (hard) પાણીમાં

નાંખીએ તો તેને નરમ (soft) બનાવે છે. કાચ બનાવવામાં પણ એ ક્ષારનો ઉપયોગ થાય છે.

સોડિયમ બાઇકાર્બોનેટઃ—વૉશીંગ સોડાના દ્રાવણ (solution) માં કાર્બન ડાયૉક્સાઇડ વાયુ પસાર કરવામાં આવે તો તેમાંથી સોડિયમ બાઇકાર્બોનેટ પેદા થાય છે. એનો ઉપયોગ રાંધવામાં થાય છે અને એને રાંધવાનો સોડા (baking soda) કહેવામાં આવે છે. પાણીમાં (કાર્બન ડાયૉક્સાઇડ ઉત્પન્ન કરી) ઊભરો આવે એવાં પીણાં બનાવવામાં પણ એનો ઉપયોગ થાય છે. બાઇકાર્બોનેટના દ્રાવણમાં થોડું ઍસિડનું દ્રાવણ નાંખતાં કાર્બન ડાયૉક્સાઇડ નીકળશે. પેટમાં ઍસિડ (પિત્ત) થયો થયો હોય તો સોડિયમ બાઇકાર્બોનેટ લેવામાં આવે છે.

## સાર

૧. કાર્બન (કોલસા) ના ઘણા સ્વરૂપ હોય છે. હીરો અને ગ્રેફાઇટ એ સ્ફટિક સ્વરૂપ છે; અને કોલસી, કોલસો, ખનિજ કોલસો, મેશ વગેરે અસ્ફટિક સ્વરૂપ છે.

૨. કાર્બનને હવામાં બાળવાથી ઑક્સિજન સાથે સંયોગ થાય છે અને તેનો કાર્બન ડાયૉક્સાઇડ બને છે. કૅલ્સિયમ કાર્બોનેટ (ચૂનાનો પથ્થર અથવા આરસપહાણ) ઉપર સલ્ફ્યુરિક તેજાબ નાંખવાથી કાર્બન ડાયૉક્સાઇડ પેદા થાય છે.

૩. કાર્બન ડાયૉક્સાઇડ રંગ, ગંધ અને સ્વાદ વિનાનો અને હવાથી ભારે વાયુ છે, એને એકથી બીજા વાસણમાં રેડી શકાય છે. એમાં ચૂનાનું નિર્મળ પાણી રેડીએ તો તે દૂધિયા રંગનું થઇ જાય છે. એ વાયુ ઝેરી છે. આપણા ઉચ્છ્વાસમાં એ વાયુ નીકળે છે. એની અંદર જ્વલન થતું નથી, એટલે બળતી વસ્તુ તેમાં

હોલવાઇ જાય છે. વનસ્પતિ કાર્બન ડાયૉક્સાઇડ વાયુને શ્વાસમાં લે છે, અને ઉચ્છ્વાસમાં ઑક્સિજન વાયુને બહાર કાઢે છે.

૪. કાર્બન પૂરેપૂરું જ્વલન ન થાય ત્યારે કાર્બનનો મૉનૉક્સાઇડ નામનો ઑક્સિજન સામેના અપૂર્ણ જ્વલનનો વાયુ ઉત્પન્ન થાય છે. એ વાયુ ઝેરી છે. એ રંગ વિનાનો અને સાધારણ ગંધવાળો વાયુ હોય છે. એને લોખંડના ઑક્સાઇડ ઉપરથી પસાર કરવામાં આવે તો તેમાંથી ઑક્સિજન લઇ લે છે અને તેથી એને રીડ્યુસીંગ પદાર્થ (reducing agent) કહેવામાં આવે છે.

૫. ખનિજ કોલસાને ગરમ કરવામાં આવે તો તેમાંથી કોલગૅસ પેદા થાય છે. એ ગૅસ બાળવાના કામમાં આવે છે. એ હાઇડ્રોજન, કાર્બન મૉનૉક્સાઇડ અને માર્શગૅસ જેવાના મિશ્રણરૂપે હોય છે.

૬. ધોવાનો સોડાખાર, ચનાનો પથ્થર, આરસપહાણ વગેરે કાર્બોનેટના ઉદાહરણ છે. પેટ્રોલ, ઇથર, કેરોસિન, સ્નિગ્ધ તેલ, નેપ્થા અને પેરેફીન વગેરે પદાર્થો ખનિજ તેલ રૂપે હોય છે.

# પ્રકરણ ૧૦

## નાઇટ્રોજન Nitrogen

**૧ નાઇટ્રોજન ક્યાં મળે છે?** નાઇટ્રોજન અર્થાત્ તત્ત્વરૂપ શિથિલ વાયુ છે, અને હવામાં સેંકડે લગભગ ૭૯-મા ભાગમાં ભળેલો છે. એ સિવાય જમીનમાં પણ ઘણા ક્ષારો સાથેના સંયોજનમાં એ ભળેલો હોય છે, અને ખાસ કરીને નાઇટ્રેટ્સ (નાઇટ્રોજન અને ઑક્સિજનના સંયોગવાળો $NO_2$ ભાગ ધરાવતાં પદાર્થો) ક્ષારોમાં ભળેલો છે. સોડિયમ અને પોટાસિયમ નાઇટ્રેટ એમાં મૂખ્ય છે. પોટાસિયમ નાઇટ્રેટ (નાઇટર કે સોલ્ટરપિટર, સુરોખાર) પંજાબ, સિંધ, બિહાર વગેરે પ્રદેશમાં મળે છે. સોડિયમ નાઇટ્રેટ, ચિલીનો સુરોખાર ખાસ કરીને અમેરિકામાં મળે છે. વનસ્પતિ અને પ્રાણી વગેરેમાં પણ નાઇટ્રોજન તત્ત્વ ઘણા પ્રમાણમાં હોય છે.

**૨. નાઇટ્રોજન કેવી રીતે મેળવવો** આગળ બતાવ્યું તેમ બંધ વાસણમાં કોઈપણ વસ્તુને બાળવાથી નાઇટ્રોજન વાયુ રહી જાય છે. સલ્ફર અને કાર્બન બાળીએ તો હવામાંનો ઑક્સિજન વપરાઇ જાય છે; પરંતુ એ બન્ને વસ્તુના ઑક્સાઇડ સલ્ફર ડાયૉક્સાઇડ ($SO_2$) અને કાર્બન ડાયૉક્સાઈડ ($CO_2$) નાઇટ્રોજન સાથે ભળેલા રહી જાય છે, એટલે ફૉસ્ફરસને બાળવાથી જ ચોખ્ખો નાઇટ્રોજન મળી આવે છે. આકૃતિ (૨૬) માં બતાવ્યા પ્રમાણે પાણીના મોટા વાસણમાં એક બંધ બરણી ઊંધી વાળી તેમાં એક તારને છેડે

આકૃતિ ૨૬



ફૉસ્ફરસ ક રાખવામાં આવે તો ફૉસ્ફરસ પૅન્ટૉક્સાઇડ ($P_2O_5$) વાયુ ઉત્પન્ન થશે અને તે પાણીમાં ઘણોજ દ્રાવ્ય (soluble) હોવાથી ક્રમે ક્રમે પાણીમાં ઓગળી જશે અને બરણીમાં ચોક્ખો નાઇટ્રોજન રહી જશે. પાણી નળાકાર વાસણમાં ઊંચે ચઢશે.

નાઇટ્રોજન છૂટો પાડવાની બીજી રીત એક બંધ નળીમાં ગરમ કરેલાં તાંબાના ટુકડા ઉપરથી હવા પસાર કરવાની છે. તાંબુ ઑક્સિજન લઇ લે છે અને તાંબાનો આક્સાઇડ (CuO) બનાવે છે. નાઇટ્રોજન રહે છે, તેને સ્થળાંતર નળાકાર (displacement jar) માં ભેગો કરી શકાય છે.

હવાને પ્રવાહી બનાવી તેનું બાષ્પીભવન થવા દેવાથી નાઇટ્રોજન પહેલો ઊડી જાય છે, એટલે એ ભેગો કરી શકાય છે; ઑક્સિજન પાછળથી ઊડી જાય છે.

પ્રયોગશાળામાં નાઇટ્રોજન નીચેની રીતે તૈયાર કરવામાં આવે છે.

પ્રયોગ(૨૮):—ઍમોનિયમ નાઇટ્રાઇટનો થોડોક ભૂકો એક બરણીમાં નાંખો. એ બરણીને એક બૂચથી બંધ કરી તેમાં એક નળી દાખલ કરો. એ નળીને સ્થળાંતર નળાકાર (displacement cylinder)માં દાખલ કરો. હવે બરણીને ધીમી જયોતે ગરમી આપો. જેવો નાઇટ્રોજન બહાર નીકળવા માંડે એટલે તપાવવું બંધ કરો. એવી જ રીતે પાંચ સાત બરણીમાં વાયુ એકઠો કરો અને એના ગુણધર્મો તપાસો.

ઍમોનિયમ નાઇટ્રાઇટ = પાણી + નાઇટ્રોજન



$$NH_4NO_2 = 2H_2O + N_2$$

(૧) નાઇટ્રોજનના નળાકારમાં બળતી મીણબત્તિ રાખો. જ્વલન કાયમ રહે છે કે ? (૨) એકાદ માખીને એ નળાકારમાં લાંબો વખત રહેવા દો. (૩) એમાં ચૂનાનું નિતર્યું પાણી, લિટ્મસ કાગળ વગેરે નાંખી જુઓ કે કંઇ ફેરફાર માલૂમ પડે છે કે? (૪) એ વાયુનો સ્વાદ, ગંધ અને રંગ તપાસો.

૩. નાઇટ્રોજનના ગુણધર્મ

નાઇટ્રોજન વાયુ રંગ વિનાનો, સ્વાદ વિનાનો, અદૃષ્ય અને પારદર્શક વાયુ છે. નાઇટ્રોજન અક્રિય (inactive) વાયુ છે, એટલે જ્વલન (burning) અથવા જીવન ટકાવી શકતો નથી, તેમજ જાતે પણ બળી શકતો નથી. હુવામાં ઑક્સિજન સાથે વધારે પ્રમાણમાં ભળેલો હોવાથી ઑક્સિજનની જલદ અસરને શિથિલ બનાવે છે. એ ઝેરી નથી પરંતુ એ વાયુમાં કોઇ પ્રાણી જીવન ટકાવી શકતું નથી. એ અક્રિય હોવાથી લિટ્મસને અસર કરતો નથી, તેમજ ચૂનાના પાણીની ઉપર પણ કંઇ અસર કરતો નથી. ઘણાંખરાં તત્ત્વોની સાથે એ બહુ મુસબતથી ભળી શકે છે. નાઇટ્રોજનનો ખાસ ઉપયોગ વનસ્પતિ કરે છે. ઘણાંખરાં ખાતરમાં નાઇટ્રોજન મુખ્ય તત્ત્વ છે. નાઇટ્રોજન તત્ત્વવાળા ક્ષારમાંથી પ્રચંડ બળવાળો લડાયક દારૂગોળો પેદા કરવામાં આવે છે.

વનસ્પતિ હુવામાંના છૂટા નાઇટ્રોજનને શોષી લે છે. હુવામાંની વિદ્યુત વડે નાઇટ્રોજન ઑક્સાઇડ ઉત્પન્ન થાય તે પણ વનસ્પતિ સ્વિકારે છે. ખાતરમાંથી, જમીનમાંથી, ઝાડપાનના કોહુવાણથી ઉત્પન્ન થતા ક્ષારમાંથી અને બનાવટી ખાતરમાંથી પણ નાઇટ્રોજન મળે છે. આ નાઇટ્રોજન વનસ્પતિને બાળવાથી છૂટો પાડી શકાય છે.

**૪. નાઇટ્રિક ઍસિડ Nitric acid**

પ્રયોગ(૨૯):—આકૃતિ (૨૭)માં બતાવ્યા પ્રમાણે એક રિટૉર્ટ (retort) કાચની નળીવાળી બરણી ग લઇ તેમાં પોટાશિયમ નાઇટ્રેટના (સુરાખારના) થોડા સ્ફટિક નાંખો, અને ઉપરથી બહુ કાળજીપૂર્વક જલદ સલ્ફ્યુરિક તેજાબ રેડો. રિટૉર્ટની નળી न ને એક બીજી પાણીમાં રાખેલી કાચની બરણી ग માં દાખલ કરો, અને રિટૉર્ટને એક બર્નર વડે ખૂબ તપાવો. નીચે દર્શાવેલી રસાયણિક ક્રિયાથી નાઇટ્રિક ઍસિડ ઉત્પન્ન થાય છે તે બાજુની બરણીમાં ઠંડો પડી પ્રવાહી બને છે.

આકૃતિ ૨૭





પોટાસિયમ નાઇટ્રેટ (સુરાખાર) + સલ્ફ્યુરીક ઍસિડ = પોટાસિયમ સલ્ફેટ + નાઇટ્રિક ઍસિડ

$$2\,KNO_3 + H_2SO_4 = K_2SO_4 + 2\,HNO_3$$

આ ક્રિયા કેટલીકવાર સંપૂર્ણ થતી નથી અને પોટાસિયમ સલ્ફેટને બદલે પોટાસિયમ હાઇડ્રોજન સલ્ફેટ ($KHSO_4$) અને નાઇટ્રિક ઍસિડ બને છે.

**૫. નાઇટ્રિક ઍસિડના ગુણધર્મ અને ઉપયોગ**

નાઇટ્રિક ઍસિડ પણ સલ્ફ્યુરિક ઍસિડ જેવો જ જલદ તેજાબ છે અને ઘણીખરી ધાતુ સાથે એનું રસાયણિક સંયોગ થવાથી નાઇટ્રિટ્સ ઉત્પન્ન થાય છે. દાખલા તરીકે તાંબા ઉપર રેડવાથી નાઇટ્રેટ ઉત્પન્ન થાય છે, અને નાઇટ્રોજન અને ઑક્સિજનના સંયોગવાળો તપકીરિયા રંગનો વાયુ ઉત્પન્ન થાય છે.

નાઇટ્રિક ઍસિડ ઑક્સિડાઈઝીંગ (oxidising) પદાર્થ છે અને ગરમ પદાર્થની સાથે સંયોગ થતાં તેમનું જ્વલન કરે છે અને ઍસિડમાંના ઑક્સિજનનો પદાર્થ સાથે સંયોગ થાય

છે. ખૂબ ગરમ કરેલા કોલસા અથવા ગરમ કરેલા લાકડાંના વહેર ઉપર નાઈટ્રિક ઍસિડ નાંખીએ તો તે એકાએક સળગી ઊઠે છે, અને નાઇટ્રિક ઍસિડમાંનો ઑક્સિજન વપરાય છે.

એ તેજાબ પાણીમાં દ્રાવ્ય છે અને અને એ પાણીના દ્રાવણમાં ભુરૂં લિટ્મસ રાતું બને છે. નાઇટ્રેટ્સના પણ ઍસિડિક (acidic) ગુણ છે.

નાઇટ્રિક ઍસિડનો ઉપયોગ કોલટારના રંગ બનાવવામાં, વાસણ સાફ કરવામાં અને નાઇટ્રોજન ઉત્પન્ન કરવામાં થાય છે.

૬. નાઇટ્રોજન ક્ષારો નાઇટ્રોજનના $NO_2$ વાળાં ભાગના નાઇટ્રાઇટ તથા $NO_3$ વાળાં ભાગના નાઇટ્રેટ એમ બે પ્રકારના ક્ષારો ઉત્પન્ન થાય છે. ઍમોનિયમ નાઇટ્રાઈટ ($NH_3NO_2$), સોડિયમ નાઇટ્રાઇટ ($NaNO_2$) સોડિયમ નાઇટ્રેટ ($NaNO_3$), પોટાસિયમ નાઇટ્રેટ ($KNO_3$) (સુરોખાર) તથા સિલ્વર નાઇટ્રેટ ( $AgNo_3$ ) એ મૂખ્ય ક્ષારો છે. એ ક્ષારનો બહુ વિસ્તૃત પ્રમાણમાં ઉપયોગ થાય છે. સોડિયમ અને પોટાસિયમ નાઇટ્રેટ ક્ષારોનો ઉપયોગ બનાવટી ખાતર (artificial manure ) તરીકે થાય છે. કુદરતી ક્ષાર તરીકે મળતા હોવાથી નાઇટ્રિક ઍસિડ બનાવવા માટે પણ એનો ઉપયોગ થાય છે. સિલ્વર નાઇટ્રેટ (કાડીખાર) ઘણો દાહક ક્ષાર છે, પરંતુ મંદ દ્રાવણ બનાવી દવામાં ખૂબ વપરાશમાં આવે છે.

બિહારના પ્રદેશમાં વનસ્પતિના કોહવાણમાંથી આ ક્ષાર ઘણા બહોળા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે. અમેરિકાના દક્ષિણના ચીલી પ્રદેશમાંથી સોડિયમ નાઇટ્રેટનો મૂખ્ય જથ્થો મળી આવે છે. નાઇટ્રેટ પણ ઑક્સિડાઇઝીંગ પદાર્થ તરીકે ઉપયો-

ગમાં આવે છે અને તેથીજ કેટલાક નાઇટ્રેટનો ઉપયોગ દારૂગોળામાં થાય છે. એનો મોટો ઉપયોગ ખાતર તરીકે થાય છે.

**૭. નાઇટ્રોજન ચક્ર Nitrogen Cycle**

નાઇટ્રોજન (combined) સંયોજિત સ્થિતિમાં તેમજ મૂક્ત (free) સ્થિતિમાં મળી આવે છે. એનું પ્રમાણ હવામાં ચોક્કસ હોય છે. પરંતુ મૂક્ત સ્થિતિમાંથી સંયોજિત સ્થિતિમાં તેનું રૂપાંતર થયા કરે છે. જ્યારે હવામાનમાં વીજળી થાય છે ત્યારે તેમાંથી નાઇટ્રોજન વિભક્ત થાય છે અને તેમાંથી નાઇટ્રોજનના ઑક્સાઈડ બનવા પામે છે. તે ઑક્સાઇડ વરસાદના પાણી જોડે મિશ્ર થઈને જમીન ઉપર આવે છે .અને જમીનની માટી સાથે ભળે છે. વનસ્પતિ આ નાઇટ્રોજનને મૂળિયાં વડે તેમના ખોરાક તરીકે શોષે છે અને તેમના પાન, થડ, બીજ વગેરેમાં સંગ્રહ કરે છે. એ વનસ્પતિનાં ખોરાકદ્વારા આપણે તથા બીજાં પ્રાણી નાઇટ્રોજન તત્વવાળા વનસ્પતિના ખોરાકથી જ આપણે આપણા શરીરને જરૂર પૂરતો નાઇટ્રોજન મેળવી શકીએ છીએ. શરીરના સ્નાયુ વગેરે નાઇટ્રોજન વડે બંધાય છે. એ નાઇટ્રોજનનો થોડોક ભાગ મળમૂત્રાદિ દ્વારા પ્રાણીઓ પાછો બહાર કાઢે છે. આમાંનો કેટલોક નાઇટ્રોજન હવામાં ભળે છે, જ્યારે કેટલોક ખાતર તરીકે જમીનમાં ભળે છે અને પાછો વનસ્પતિના ઉપયોગમાં આવે છે. હવામાં ભળેલો નાઇટ્રોજન પણ પાછો વીજળીથી વિભક્ત થઈને પાછો જમીનમાં ભળે છે. આ રીતે નાઇટ્રોજનની એક ચક્રમાં આપલે થયા કરે છે અને તેથી આપણે આ ઘટના ને નાઇટ્રોજન ચક્ર (nitrogen cycle) કહીએ છીએ, અને તેને નીચે કોઠા રૂપે દર્શાવી છે.


નાઇટ્રોજન ચક્ર
Nitrogen Cycle
રસાયણિક ક્રિયાથી
(હવામાંનો નાઇટ્રોજન, $N_2$)
વીજળીની ક્રિયાથી
(ઑક્સાઇડો $NO$, $N_2O_3$ etc.)
(વરસાદમાં ભળીને)
(નાઇટ્રસ અને નાઇટ્રિક એસિડ $HNO_2$ & $HNO_3$)
(જમીનમાં)
(નાઇટ્રેટ અને નાઇટ્રાઇટ ક્ષારો $KNO_3$, $Na\,NO_2$ etc.)
વનસ્પતિના ખોરાકરૂપે (પ્રોટીન, આલ્બુમિન વગેરે)
પ્રાણીના ખોરાક રૂપે
(મળમૂત્રાદિ દ્વારા ક્ષારરૂપે)
(બૅક્ટેરિયાની ક્રિયાથી)
(ઍમોનિયા $NH_3$)
(બીજી જાતના બૅક્ટેરિયા વડે)
(ઑક્સિજન સાથે)

**૮. ઍમોનિયા**
**Ammonia**
$NH_3$

પ્રયોગ (૩૦):–ઍમોનિયમ ક્લોરાઇડ અને કૅલ્શિયમ હાઇડ્રૉક્સાઇડ (નવસાર) ને ભીંજવીને એક કાચની નળીમાં આકૃતિ (૨૮) માં બનાવ્યા પ્રમાણે ખૂબ ગરમ કરો. આથી ઍમોનિયા વાયુ ઉત્પન્ન થાય છે, એ હલકો હોવાથી ઊંધા (વાસણ) નળાકારમાં ભેગો થાય છે. (એમાં પાણીની વરાળ ભેગી થયેલી હોવાથી પ્રથમ એ વાયુ કૅલ્શિયમ ક્લોરાઇડથી ભરેલી નળીમાંથી પસાર કરી ભેજ દૂર કરવામાં આવે છે.)


$$2NH_4Cl + Ca(OH)_2 = Ca\,Cl_2 + 2H_2O + 2NH_3$$

એ વાયુનો સ્વાદ, રંગ અને ગંધ તપાસો. એમાં બળતી મીણબત્તિ દાખલ કરો. વાયુ બળે છે કે? મીણબત્તિ એ વાયુમાં બળે છે કે? ચૂનાનું નિતર્યું પાણી લિટ્મસ પેપર નાંખી તપાસો.

આકૃતિ ૨૮



એ વાયું રંગ વિનાનો, અદૃષ્ય અને અને તિવ્ર (stringent) ગંધવાળો છે. હવાથી હલકો હોવાથી હાઇડ્રોજનની પેઠે ઊંધા વાસણમાં ભેગો કરી શકાય છે. એ વાયુમાં જ્વલન થઇ શકતું નથી એટલે બળતી મીણબત્તિ હોલાઇ જાય છે. ઍમોનિયા જાતે બળી શકે છે અને નળાકારનાં મૂખ આગળ પીળાશ પડતી જ્યોતથી બળે છે અને તેમાંથી નાઇટ્રોજન અને પાણી ઉત્પન્ન થાય છે.


ઍમોનિયા + ઑક્સિજન = નાઇટ્રોજન + પાણી

$$4NH_3 + 3O_2 = 2N_2 + 3H_2O$$

ઍમોનિયા વાયુ પાણીમાં ઘણો દ્રાવ્ય (soluble) છે એટલે એ વાયુથી ભરેલાં વાસણને ઊંધુ રાખીએ તો એ વાયુ

પાણીમાં ઓગળી જાય છે અને તેથી પાણી એ વાસણમાં ઊંચું ચઢશે. આવી રીતે થયેલા ઍમોનિયા દ્રાવણમાં રાતું લિટ્મસ ભુરૂં થાય છે એટલે ઍમોનિયા એક બેઇઝ ગણાય છે અને ઍસિડને શિથિલ (neutralise) કરે છે. ઍમોનિયાના દ્રાવણને ઍમોનિયમ હાઇડ્રોક્સાઇડ ($NH_4OH$) કહેવામાં આવે છે.

ઍમોનિયા વાયુને હાઇડ્રોક્લોરિક ઍસિડ સાથે ભેગો કરવાથી સફેદ ધૂમાડો ઉત્પન્ન થાય છે અને ઍમોનિયમ ક્લોરાઇડ (નવસાર) ક્ષાર ઉત્પન્ન થાય છે.



ઍમોનિયા + હાઇડ્રોક્લોરિક ઍસિડ = ઍમોનિયમ ક્લોરાઇડ (નવસાર)

$NH_3$ + HCl = $NH_4$ Cl

એ ધૂમાડો ઠંડો પડતાં ઍમોનિયમ ક્લોરાઇડનો સફેદ ભુકો મળે છે. આજ પ્રકારનું સંયોજન ઍમોનિયમ દ્રાવણ અને ઍસિડના દ્રાવણને ભેગો કરતાં પણ ઉત્પન્ન થાય છે અને ક્ષાર દ્રાવ્ય હોવાથી પાણીનું બાષ્પીભવન કરવાથી એ ક્ષાર મળી આવશે. એ ક્ષારને સાલ-ઍમોનિયેક (sal-ammoniac) પણ કહેવામાં આવે છે.

ઍમોનિયમ ક્લોરાઇડનો ઉપયોગ દવામાં મૂખ્યત્વે થાય છે. લૅક્લાન્શે કોષ (બેટરી)માં એનું દ્રાવણ વાપરવું પડે છે. વાસણને કલાઇ (tin) કરવાં હોય તો પહેલાં નવસાર (ઍમોનિયા ક્લોરાઇડ) લગાડવામાં આવે છે, જેથી કલાઇ બરાબર ચોંટી જાય છે.

ઍમોનિયમ ક્લોરાઇડ અને કૉસ્ટિક સોડા (સોડિયમ ઑકસાઇડ) ની સાથે ભેળીને ગરમ કરતાં તેમાંથી ઝટ

ઍમોનિયા વાયુ નીકળે છે અને એથી એ રીત વધારે ઉપયોગમાં લેવાય છે.

ઍમોનિયા વાયુને સુંઘવાનો ક્ષાર (smelling salt) કહેવામાં આવે છે. શરદી થઇ હોય તો એના દ્રાવણમાંથી વાયુ નીકળે તે સુંઘવાથી ફાયદો થાય છે.

ઍમોનિયા વાયુને નાઇટ્રિક ઍસિડ સાથે ભેળવાથી ઍમોનિયમ નાઇટ્રેટ ઉત્પન્ન થાય છે. સલ્ફ્યુરિક ઍસિડ સાથે ભેળવાથી ઍમોનિયમ સલ્ફેટ બને છે.


ઍમોનિયા + નાઇટ્રિક ઍસિડ = ઍમોનિયમ નાઇટ્રેટ

$$NH_3 + HNO_3 = NH_4NO_3$$


ઍમોનિયા + સલ્ફ્યુરિક ઍસિડ = ઍમોનિયમ સલ્ફેટ

$$2NH_3 + H_2SO_4 = (NH_4)_2SO_4$$

ઍમોનિયમ સલ્ફેટ ખાસ કરીને ખાતર તરીકે વધુ ઉપયોગમાં આવે છે.

## સાર

૧. ઑક્સિજનને જ્વલન કરી દૂર કરવાથી અથવા ઍમોનિયમ નાઇટ્રાઇટ ક્ષારને ગરમ કરવાથી નાઇટ્રોજનના વાયુ પેદા થાય છે એ વાયુ ગંધ, રંગ અને સ્વાદ વિનાનો અક્રિય વાયુ છે. એની અંદર જ્વલન થતું નથી. એ ઝેરી નથી, છતાં અક્રિય હોવાથી એમાં જીવન ટકતું નથી. ચૂનાના પાણી કે લિટ્મસ પેપર ઉપર એની અસર થતી નથી.

૨. હવામાં વીજળી વડે નાઇટ્રોજનના ક્ષાર પેદા થાય છે, તે જમીનમાં ભળે છે અને વનસ્પતીને ખોરાક પૂરો પાડે છે. વનસ્પતીને પ્રાણી ખાય છે અને તેના અવશેષમાંથી પાછો નાઇટ્રોજન પેદા થઇ હવામાં ભળે છે.

૩. નાઇટ્રિક ઍસિડ પોટાસિયમ નાઇટ્રૅટ અને સલ્ફ્યુરિક ઍસિડના મિશ્રણને ગરમ કરવાથી મળે છે. એ જલદ તેજાબ છે. એની સાથે ધાતુનો સંયોગ થવાથી તેના નાઇટ્રૅટ બને છે. એનો ઉપયોગ કોલટારના રંગ બનાવવામાં, વાસણ સાફ કરવામાં અને નાઇટ્રોજન મેળવવામાં થાય છે.

૪. નાઇટ્રોજનના સોડિયમ અને પોટાસિયમ નાઇટ્રૅટ ક્ષારો ખાતર તરીકે ઉપયોગમાં આવે છે. સિલ્વર નાઇટ્રૅટ ક્ષાર દવામાં વપરાય છે. ઍમોનિયમ ક્લોરાઇડ અને કેલ્સિયમ હાઇડ્રૉક્સાઇડને ગરમ કરવાથી ઍમોનિયમ વાયુ ઉત્પન્ન થાય છે. એ વાયુ જલદ ગંધ વાળો, રંગ વગરનો વાયુ છે. એના ક્ષારોમાં ઍમોનિયમ ક્લોરાઇડ તથા ઍમોનિયમ સલ્ફેટ મૂખ્ય છે. ઍમોનિયમ ક્લોરાઇડ (નવસાર) લેકલાન્શે કોષમાં, તેમજ કલાઇ કરવા માટે વપરાય છે. ઍમોનિયમ સલ્ફેટ ખાતરમાં ઉપયોગી થાય છે.

---

# પ્રકરણ ૧૧

## ક્લોરીન, Chlorine

**૧ ક્લોરીન કેવા રૂપમાં મળી આવે છે?**

ક્લોરીન વાયુ અનેક ક્ષારમાં સંયોજિત થયેલો મળી આવે છે. સમુદ્રમાં ઓગળેલાં મીઠાં (sodium chloride) માં ક્લોરીન છે; અને મૅગ્નેસિયમ ક્લોરાઇડ નામના સમુદ્રમાં મળતા ક્ષારમાં પણ ક્લોરીન (chlorine) રહેલો છે.

**૨. ક્લોરીન વાયુ કેમ તૈયાર કરવો**

પ્રયોગઃ—આકૃતિ (૨૯) માં બતાવ્યા પ્રમાણે એક કાચની બરણીમાં કાળો મૅન્ગેનિઝ ડાયૉક્સાઇડ ($MnO_2$) અને હાઇડ્રોક્લોરીક ઍસિડ ($HCl$) નું મિશ્રણ નાંખો અને બરણીને એક નળીવાળા બૂચથી ચુસ્ત રીતે બંધ કરો. હવે આ મિશ્રણને ગરમ કરો તેમાંથી ક્લોરીન વાયુ નીકળે છે. આ વાયુ પાણીમાં ઓગળતો હોવાથી સુકી ભેજ વિનાની હવા હોય તેવાં વાસણમાં ભેગો કરો. એ વાયુના ગુણધર્મો તપાસો.

આકૃતિ ૨૯



વાયુ પીળાશ પડતા રંગનો છે, અને ઘણીજ તિવ્ર શ્વાસ રૂંધનારી ગંધવાળો હોય છે. એ પાણીમાં ઓગળે છે. એમાં બળતી મીણબત્તિ ઉતારી હોય તો તે ધૂમાડા સાથે બળે છે. એ વાયુમાં હાઇડ્રોજન પણ બળે છે. એ ઘણા રંગને વિરંજન (bleach) કરે છે અથવા નાશ કરે છે. નીચે પ્રમાણે રસાયણિક ક્રિયા થાય છે

અને મૅન્ગેનિઝ ક્લોરાઇડ, પાણી અને ક્લોરીન વાયુ ઉત્પન્ન થાય છે.



મૅન્ગેનિઝ ઑક્સાઇડ + હાઇડ્રોક્લોરીક ઍસિડ = મૅન્ગેનિઝ ક્લોરાઇડ + પાણી + ક્લોરીન

$$MnO_2 + 4HCl = MnCl_2 + 2H_2O + Cl_2$$

મીઠાં ( સોડિયમ ક્લોરાઇડ ) નું વિદ્યુત પૃથક્કરણ (electrolysis) કરવાથી પણ ક્લોરીન છૂટો પાડી શકાય છે.

**૩. ક્લોરીન વાયુનો ઉપયોગ**

ક્લોરીન વાયુનો મૂખ્ય ઉપયોગ બ્લિચીંગ (bleaching, રંગ અને મેલ દુર) કરવામાં થાય છે. મેલ અને રંગના પદાર્થોની સાથે ભેજ રૂપે પાણી હોય, ત્યારેજ એ રસાયણિક સંયોગ કરે છે અને રંગના પદાર્થ અને મેલને ઑક્સિડાઇઝ કરી છૂટો પાડે છે. પાણીમાંનો ઑક્સિજન ક્લોરીન વડે છૂટો પડે છે અને રંગીન પદાર્થનું ઑક્સિજન સાથે સંયોજન કરે છે. આ રીતે ક્લોરીન ઑક્સિડાઇઝીંગ પદાર્થ છે તેથી મેલને દૂર કરે છે. સલ્ફર ડાયૉક્સાઇડ પણ બ્લિચીંગ કાર્યમાં રંગ કે મેલ દૂર કરવાના એટલે કે વિરંજન કાર્યમાં ઉપયોગમાં આવે છે. પરંતુ ક્લોરીન ઘણોજ જલદ પદાર્થ હોવાથી રેશમ, ઊન અને ફૂલ વગેરે નાજુક વસ્તુને વિરંજન કરવાં સલ્ફર ડાયૉક્સાઈડ ($SO_2$) વાપરવામાં આવે છે. બન્ને પદાર્થમાં ક્લોરીન સલ્ફર ડાયૉક્સાઈડ કરતાં વધારે જોરવાળો શુદ્ધ કરનાર પદાર્થ છે અને ક્લોરીન વડે કાયમનું બ્લિચીંગ થાય છે. જ્યારે સલ્ફર ડાયૉક્સાઇડ વડે અસ્થાયી (temporary) બ્લિચીંગ થાય છે. બન્ને વડે કપડાં સાફ કરવા માટે ભેજ

તદ્દન આવશ્યક છે, એટલે કપડાંને ભીંજવીને ઉપરથી એ વાયુ પસાર કરવામાં આવે છે.

ક્લોરીન વાયુ ઑક્સિડાઈઝીંગ પદાર્થ છે એટલે રંગને ઑક્સિજન આપી છૂટો પાડે છે, જ્યારે સલ્ફર ડાયૉક્સાઈડ રીડયુસીંગ પદાર્થ હોવાથી રંગ અને મેલવાળાં પદાર્થને પાણીનો હાઈડ્રોજન આપીને છૂટો પાડે છે.

એ વાયુને જંતુનાશક (disinfectant) વાયુ તરીકે વાપરી શકાય છે, અને એથી શહેરના બહોળા પાણીને ચોખ્ખું કરવા તેમાં થોડા ક્લોરીન વાયુને ભેળવામાં આવે છે.

આ વાયુ પાણીમાં તુરતજ ઓગળી જાય છે અને ભુરાં લિટ્મસને રાતો કરે છે. હાઇડ્રોજન સાથે રાખી ગરમ કરવાથી ધડાકા સાથે હાઈડ્રોક્લોરીક ઍસિડ ઉત્પન્ન થાય છે.

**૪. બ્લિચીંગ પાઉડર (વિરંજન ક્ષાર) Bleaching powder.**

ભીના કળી ચૂના (slaked lime) નો એક ઓરડામાં ત્રણ કે ચાર ઇંચિનો થર બાંધવામાં આવે છે. ઓરડામાં ક્લોરીન વાયુ છોડવામાં આવે છે અને કળી ચૂનામાં ચાસ પાડી વારંવાર ઉથલપાથલ કરવામાં આવે છે, એટલે ઝડપથી ક્લોરીન વાયુ શોષાઇ જાય છે. આ રીતે ૧૨ થી ૨૪ કલાક સુધી આ ચૂનાને રાખવામાં આવે છે, એટલે બ્લીચીંગ પાઉડર તૈયાર થાય છે. એ ઓરડામાં થોડો ક્લોરીન વાયુ બાકી રહ્યો હોય તેને શોષવા માટે ચૂનાનો બારીક ભુકો ઉરાડવામાં આવે છે. જ્યાં સુધી ક્લોરીન ભર્યો હોય ત્યાં સુધી ઓરડો તદ્દન બંધ રાખવામાં આવે છે. બ્લિચીંગ પાઉડરમાં ૩૦ થી ૪૦ ટકા ક્લોરીન રહેલો હોય છે.

જે કપડાંનો રંગ કાઢવો હોય તેને બ્લિચીંગ પાઉડરના દ્રાવણમાં ઝબકોળવામાં આવે છે, અને ત્યાર પછી સલ્ફ્યુરિક અથવા હાઈડ્રોક્લોરિક ઍસિડના ઘણાજ મંદ ( dilute ) દ્રાવણમાં બોળવામાં આવે છે, એટલે કપડાંનો મેલ અને રંગ દૂર થાય છે. બ્લિચીંગ પાઉડર લાંબો વખત રહેવા દેવાથી તેમાંનો ક્લોરીન વાયુ ઊડી જાય છે એટલે તાજો પાઉડર વાપરવો સારો. નાના જથ્થામાં પાણીને શુદ્ધ કરવા માટે ક્લોરિન વાયુને પસાર કરવાને બદલે પાણીમાં બ્લિચીંગ પાઉડર નાંખવામાં આવે છે. આમ કરવાથી એ પાઉડરમાંનો ક્લોરીન વાયુ છૂટો પડે છે અને પાકને જંતુવિમુક્ત બનાવે છે.

**૫. હાઈડ્રોક્લોરિક ઍસિડ Hydrochloric acid HCl**

આકૃતિ (૩૦) માં બતાવ્યા પ્રમાણે એક કાચની બરણીમાં ભેજ વિનાનું મીઠું (સોડિયમ ક્લોરાઇડ) નાંખો અને એક બૂચમાંથી બતાવ્યા પ્રમાણે બે નળી બેસાડી હોય તે વડે બરણી બંધ કરો અને ગરણી વાટે પાણી અને સલ્ફ્યુરિક ઍસિડના સરખા ભાગનું દ્રાવણ રેડો. હવે એ મિશ્રણને ધીમે તાપે ગરમ કરો. હાઇડ્રો-ક્લોરીક ઍસિડનો વાયુ વાંકી નળી વાટે બાજુના ઊભાં રાખેલા નળાકાર (cylinder)માં ભેગો થશે, કારણ કે તે હવાથી ભારે છે. નળાકારને મથાળે ભુરું લિટમસ રાખો. જ્યારે તે રાતું થાય કે તરત નળાકારને કાચની પ્લેટથી બંધ કરો અને એવી રીતે બીજા જરૂર પડતા નળાકાર ભરી લો. એ વાયુના ગુણધર્મો તપાસો.



સોડિયમ ક્લોરાઇડ (મીઠું) + સલ્ફ્યુરિક ઍસિડ = સોડિયમ સલ્ફેટ + હાઇડ્રોક્લોરિક ઍસિડ

$$2NaCl + H_2SO_4 = Na_2SO_4 + 2HCl$$

**૬. હાઇડ્રોક્લોરિક ઍસિડના ગુણધર્મ**

જો હાડ્રોક્લોરિક ઍસિડથી ભરેલાં વાસણમાં બળતી મીણબત્તિ ઊતારીએ તો એ બળતો નથી તેમજ જ્વલનને મદદ પણ કરતો નથી, એટલે ખાતરી થશે કે વાયુમાં જ્વલનક્રિયા થતી નથી તેમજ વાયુ પણ બળી શકતો નથી. ભુરૂં લિટ્‌મસ સહેજ ભીંજાવી નળાકારમાં નાંખવાથી રાતું થાય છે, એટલે એ વાયુ ઍસિડ છે એમ ખાત્રી થાય છે. જો નળાકારને ખૂલ્લો કરીએ તો હવામાંના ભેજને એકદમ ચૂસી લેતો હોવાથી ધૂમાડો ઉત્પન્ન થતો દેખાય છે. જો એ વાયુથી ભરેલાં એક નળાકારને પાણીના વાસણમાં ઊંધો વાળી ખૂલ્લો કરીએ તો અંદરનો હાઇડ્રોક્લોરિક વાયુ એકદમ પાણીમાં ઓગળી જાય છે અને વાસણમાનું પાણી આખા વાસણને ભરી દે છે. એ પાણી ઍસિડ તરીકે વપરાય છે. ઘણુંખરૂં આ વાયુને ઉપયોગમાં લેતી વખતે પાણીમાં ઓગાળી ઍસિડના દ્રાવણનેજ વાપરવામાં આવે છે, અને એ દ્રાવણને હાઇડ્રોક્લોરિક ઍસિડનું દ્રાવણ અથવા ટૂંકમાં હાડ્રોક્લોરિક ઍસિડ કહેવામાં આવે છે. એ ઍસિડને ઝીંક (જસત) અથવા લોખંડ ઉપર નાંખતાં હાઇડ્રોજન વાયુ ઉત્પન્ન થાય છે.



ઝીંક + હાઇડ્રોક્લોરિક ઍસિડ = ઝીંક ક્લોરાઇડ + હાઇડ્રોજન

$$Zn + 2HCl = ZnCl_2 + H_2$$

એજ પ્રમાણે લોખંડમાંથી આર્યન ક્લોરાઇડ, એને હાઇડ્રોજન ઉદ્ભવે છે. આ બન્ને ક્લોરાઇડ્‌સ દ્રાવણમાં ઓગળેલા તેવા હોય છે. પાણીનું કાળજીપૂર્વક બાષ્પીભવન કરવાથી અને કેલાસીભવન કરવાથી ક્લોરાઇડ્‌સ સ્ફટિકો મળી આવે છે.

હાઇડ્રોજન અને ઑક્સિજનને સરખા કદમાં ભેગા કરી ગરમ કરવાથી અથવા સૂર્યના તાપમાં મૂકવાથી પણ હાઇડ્રોક્લોરિક ઍસિડ બને છે. અમુક દ્રાવણમાં એ ઍસિડ રહેલો છે એ ચોક્કસ રીતે જાણવા તે દ્રાવણને મૅન્ગેનિઝ ડાયૉક્સાઇડ ($MnO_2$) સાથે ગરમ કરવું, એટલે અંદરથી ક્લોરીન વાયુ નીકળશે અને તેની ગંધ ઉપરથી એ દ્રાવણ હાઇડ્રોક્લોરીક ઍસિડનુંજ છે એમ ખાતરી થશે.



$$(MnO_2 + 4HCl = MnCl_2 + Cl_2 + 2H_2O)$$

જો આ ઍસિડમાં સિલ્વર નાઇટ્રેટ (રૂપાનો નાઇટ્રેટ $AgNO_3$) નાંખવામાં આવે તો તેમાંથી સિલ્વર ક્લોરાઇડ થાય છે અને એ ક્ષાર અદ્રાવ્ય હોવાથી સફેદ ભેળ (precipitate) ઉત્પન્ન કરશે. એ ભેળ નાઇટ્રિક ઍસિડ ·નાંખતા પણ પાછો દ્રાવ્ય (soluble) બનતો નથી.

**૭. ત્રણ ઍસિડને પારખવાની રીત**

ધારો કે ત્રણ ઍસિડ આપ્યા હોય (સલ્ફ્યુરીક, નાઇટ્રિક અને હાઇડ્રોક્લોરિક) તો એ ત્રણે નીચે પ્રમાણે જુદા પાડી શકાશે. ત્રણેમાં સિલ્વર નાઇટ્રેટ નાંખવાથી જેમાં સફેદ ભેળ (precipitate) ઉત્પન્ન થાય તે હાઇડ્રોક્લોરિક ઍસિડ છે એમ ખાતરી થશે. હવે રહ્યા તે બેમાં બેરિયમ નાઇટ્રેટ નાંખવાથી સફેદ ભેળ ઉત્પન્ન થશે તે સલ્ફ્યુરિક ઍસિડ છે અને બાકી રહ્યો તે નાઇટ્રિક ઍસિડ છે.

**૮. ક્લોરાઇડ્સ Chlorides**

હાઇડ્રોક્લોરિક ઍસિડને ધાતુ અથવા બેઇઝ સાથે ભેળવાથી જે ક્ષાર ઉત્પન્ન થાય છે તે ક્લોરાઇડ્સ છે. આવા ક્લોરાઇડ્સમાં

મૂખ્ય સોડિયમ ક્લોરાઇડ (મીઠું) છે અને સમુદ્રના પાણીમાંથી મીઠાંના અગર બનાવી પુષ્કળ જથ્થામાં મીઠું તૈયાર થાય છે. મીઠું એ જીંદગીની જરૂરિયાતની મહત્વની વસ્તુ છે. ખોરાકને સ્વાદ આપવા, ઘી, ચટણી, માખણ, માંસ વગેરે વસ્તુને લાંબો વખત જાળવી રાખવામાં એનો ઉપયોગ થાય છે. એના ચોરસ બાજુવાળા સ્ફટિક ઉત્પન્ન થાય છે. શંખજીરૂં (rock-salt) એ જમીનમાંથી મળી આવતું મીઠું છે અને એના સ્ફટિક ઘણા મોટા થાય છે. એ સ્ફટિકોમાં કેલાસીભવનનું પાણી (water of crystallisation) હોતું નથી એટલે એને ગરમ કરવાથી પાણીની વરાળ નીકળતી નથી, માત્ર ગરમીથી એ સ્ફટિકો તડતડ અવાજ કરી ભાંગી જઇ ફૂટે છે. મીઠું અને ઘણાખરા ક્લોરાઇડ દ્રાવ્ય હોય છે.

ખનિજ મીઠું (શંખજીરૂ) ના મોટાં પડો ઘણે ઠેકાણે મળી આવે છે. ઑસ્ટ્રિયામાં એ મોટા જથ્થામાં મળી આવે છે. કોહાટ અને મન્ડી સ્ટેટના 'સોલ્ટરેન્જ' વાળા પ્રદેશમાંથી ઘણા બહોળા પ્રમાણમાં આ મીઠાની નિપજ થાય છે. આમ છતાં ઘણુંખરૂં મીઠું મીઠાના અગરો બનાવીને મુંબઇ, મદ્રાસ, અને બર્માના કિનારા ઉપર તૈયાર કરવામાં આવે છે. એડન અને યુરોપમાંથી પણ ઘણું મીઠું આયાત કરવામાં આવે છે.

મીઠાંનો ઉપયોગ વૉશીંગ સોડા (સોડિયમ કાર્બોનેટ) બનાવવામાં પણ થાય છે.

## સાર

૧. ક્લોરીન વાયુનું તત્ત્વ મીઠાંમાં રહેલું છે. મૅન્ગેનિઝ ડાયૉક્સાઇડ અને હાઇડ્રોક્લોરિક ઍસિડનું ભેળ કરી તપાસવાથી ક્લોરીન વાયુ મળે છે.

૨. ક્લોરીન વાયુ તિવ્ર ગંધવાળો પીળાશ પડતાં રંગવાળો અને પાણીમાં ઓગળે તેવો વાયુ છે. એમાં મીણબત્તિ ધૂમાડા સાથે બળે છે. હાઇડ્રોજન વાયુ પણ એમાં બળે છે. એમાં ફૂલ કે મેલું કપડું નાંખવાથી તેમનો રંગ જતો રહે છે. એ વાયુનો મૂખ્ય ઉપયોગ બ્લિચીંગ પાઉડર (વિરંજન ક્ષાર) બનાવવામાં થાય છે. મોટા જથ્થામાં પાણીને શુધ્ધ કરવા માટે આ વાયુને પસાર કરવામાં આવે છે.

૩. કળી ચુનામાં ક્લોરિન વાયુ પસાર કરવાથી બ્લિચીંગ પાઉડર તૈયાર થાય છે. ખાસ કરીને કપડાં ધોવામાં એનો ઉપયોગ થાય છે. પાણીમાં ઓગળતાં એમાંથી કલોરીન છુટો પડે છે. આથી જ નાના જથ્થાના પાણીને એ પાઉડર વડે જતુંવિમુકત બનાવવામાં આવે છે.

૪. મીઠા ઉપર સલ્ફયુરિક ઍસિડ નાંખવાથી હાઇડ્રોક્લોરિક ઍસિડનો વાયુ પેદા થાય છે. એ વાયુ પણ તિવ્ર ગંધવાળો, પાણીમાં ઓગળે તેવો અને ભુરાં લિટ્મસને રાતું બનાવે તેવો છે. ધાતુ ઉપર રેડવાથી એનો ક્ષાર બને છે. અને તેમાંથી હાઇડ્રોજન વાયુ નીકળે છે.



# પ્રકરણ ૧૨

## સલ્ફર ગંધક (Sulphur)

**૧. ગંધક કેવાં સ્વરૂપ મળે છે.** ગંધક કેટલાક ક્ષારના સંયોજનમાં અને છૂટી અવસ્થામાં પણ મળી આવે છે. છૂટો ગંધક તદ્દન ચોકખો હોતો નથી એટલે તેને શુદ્ધ કરવો પડે છે. જાપાન અને સિસિલી જેવા ઘણાખરા જ્વાલામુખી પ્રદેશમાં ચોખ્ખો સલ્ફર મળી આવે છે. એ સિવાય સલ્ફેટ ($SO_4$ ભાગ ધરાવતા ક્ષાર) તરીકે કાચી ધાતુ (metal ore)માં સલ્ફર બહુજ વિસ્તૃત પ્રમાણમાં મળે છે. મૅગ્નેસિયમ સલ્ફેટ ($MgSO_4$) કોપર સલ્ફેટ ($CuSO_4$) વગેરે સલ્ફેટમાંથી ગંધક મળે છે. સલ્ફાઇડ (માત્ર ધાતુ અને સલ્ફરના સંયોજન) તરીકે સીસાંના સલ્ફાઇડ કે ગેલેના (galena અથવા lead sulphide $PbS$) પારાના સલ્ફાઇડ કે સીનાબર (Mercury sulphide $HgS$), લોઢાના સલ્ફાઇડ પાઇરાઇટ્સ (Iron sulphide or pyrites, $FeS$) અને જસતના સલ્ફેટ કે ઝીન્ક બ્લેન્ડ (Zinc sulphide or zinc blend; $ZnS$) જેવા સંયોજનમાંથી સલ્ફર મળી શકે છે. હાલમાં અમેરિકામાં જમીનના ઊંડાણમાંથી વરાળનું દબાણ આપીને ગંધકને પુષ્કળ પ્રમાણમાં બહાર કાઢવામાં આવે છે અને તે ગંધક તદ્દન ચોખ્ખો હોય છે.

હિંદુસ્તાનમાં બંગાળના અખાતમાં બૅરન (ઉજ્જડ) ટાપુમાંથી, મદ્રાસમાંથી, કરાંચી આગળ ગીઝીમાંથી, પંજાબમાં કોહાટ અને બાનુ પરગણામાંથી, કાશ્મિરમાં રૂપશુની ખાણમાંથી, સંયુક્તપ્રાંતમાં કુમાઉન અને ગઢેવાલ પરગણામાંથી, બર્મામાં શાન સ્ટેટ્‌માંથી, અને બલુચીસ્તાનમાંથી સલ્ફર મળી આવે છે.

૨. ગંધકને ચોખ્ખો કરવાની રીત — કુદરતી ગંધકવાળી માટીમાંથી અને તેટલી નકામી વસ્તુ દૂર કર્યા પછી એ કાચાં ખનિજને એક મોટી બંધ ભઠ્ઠીમાં ખૂબ ગરમ કરવામાં આવે છે. ગંધક ગરમ થઇને વાયુરૂપ બને છે, તેને એક નળી વાટે મોટા બંધ ઓરડામાં લઇ જવામાં આવે છે. અહિં જો ટેમ્પરેચર ઓછું હોય તો ગંધકના વાયુમાંથી ઘનરૂપમાં ફેરવાઇને ગંધકનો ભૂકો ભોંય તળિયાં ઉપર ભેગો થશે. જો ઓરડાનું ટેમ્પરેચર વધુ રાખવામાં આવે તો ગંધકનું પ્રવાહી બની ભોંય તળિયામાં ભેગું થશે અને તેને એક નળ વાટે બહાર કાઢી લાકડાંના નળાકાર પીપમાં ઠારવામાં આવે છે. એને પીલ્લાં વાળેલો (rolled) ગંધક કહેવામાં આવે છે. પહેલા ભુકા જેવા ગંધકને ફૂલગંધક (flowers of sulphur) અને બીજાને લાકડિયો ગંધક (roll sulphur) કહેવામાં આવે છે. લાકડિઓ ગંધક આઠ બાજુવાળો સ્ફટિક છે. એ સિવાયના બીજાં કેટલાંક અસ્ફટિક (amorphous અથવા non-crystalline) સ્વરૂપમાં પણ ગંધક હોય છે. એ સર્વ સ્વરૂપો ગંધકને ગરમ કરવાથી અથવા દ્રાવણ બનાવી બાષ્પીભવન કરવાથી મળી શકે છે.

૩. ગંધકને ગરમ કરવાથી થતા ફેરફાર — સાધારણ ટેમ્પરેચરે ગંધક પીળો ઘન હોય છે. એને જો ધીમે ધીમે ગરમ કરીએ તો એના સ્વરૂપમાં ઘણા ફેરફાર થાય છે. લાકડિયો (roll) ગંધકનો ભુકો કરીને ૧૧૪° સે. સુધી કેશર રંગનો પ્રવાહી બને છે. એને ઠંડુ પાડવામાં આવે તો પાછો પીળો ગંધક મળી આવે છે. પરંતુ જો ૧૧૪° સે. થી વધુ તપાવીએ તો એ પ્રવાહીમાંથી ચીક્કટ પ્રવાહીરૂપ

બને છે અને ઘટ્ટ બનતો જાય છે. ૨૫૦° સે. ટેમ્પરેચરે એ તદ્દન ચીક્કટ બને છે અને એને રેડવો હોય તો ઘણી વાર લાગે છે. આમ છતાં જો ગંધકને એથી પણ વધુ ગરમ કરીએ તો એ ચીક્કટ પ્રવાહી પાછું પાતળાં પ્રવાહીરૂપ બને છે, ૪૪૫° સે. એ પ્રવાહી ઊકળવા લાગે છે અને કાળા નારંગી રંગનો વાયુ નીકળવા લાગશે. આ વાયુને એકાએક ગરમ કરીએ તો પાછો પીળો ફૂલગંધક મળી આવશે. જો ઊકળતા ગંધકને એકાએક પાણીમાં રેડી ઠંડો પાડીએ તો એ રસ ગુંછળાં વળીને થઇ ઠંડો પડશે. નીચેનો ગંધક લઇએ તો તે રબરના જેવો માલૂમ પડશે. એ ગંધકને ખેંચી શકાય છે અને ગમે તે આકારનો બનાવી શકાય છે. એટલા માટે એને આકારદ (plastic) ગંધક કહેવામાં આવે છે. આ આકારદ ગંધકને થોડા ખલ્લો રાખી મૂકવામાં આવે, તો તે પાછો બરડ થઇ જાય છે અને સ્ફટિક ગંધક જેવો બની જાય છે. આથી સ્ફટિક ગંધક એ સ્થાયી સ્વરૂપ છે.

પ્રવાહી ગંધકને ધીમે ધીમે કાચના વાસણમાંજ ઠરવા દઈએ તો તે ગંધકના સોયના જેવા નક્કર અને સ્ફટિક જેવા કણો વાસણની બાજુએ બાઝી જશે.

ગંધકના સ્ફટિક સ્વરૂપો બે છે; લાકડિયો અથવા કુદરતી ગંધક અથવા આઠ બાજુવાળો (octahedral) ગંધક છે અને સોય જેવો ત્રિકોણાકાર (prismatic or monoclinic) ગંધક છે. અસ્ફટિક સ્વરૂપમાં આકારદ ( plastic ) ગંધક અને ફૂલ ગંધક (flowers of sulphur or milk of sulphur) છે. આ બધી જાતોને વિવિધરૂપ ( ઍલોટ્રોપિક allotropic ) સ્વરૂપો કહેવામાં આવે.

**૪. ગંધકના ગુણધર્મ અને ઉપયોગ**

ગંધક વિવિધ (ઍલોટ્રોપિક્) સ્વરૂપવાળો પદાર્થ છે. હવામાં ગરમ કરીએ તો તેનો ઑક્સાઇડ ($SO_2$) થાય છે. દારૂગોળો, દારૂખાનું, દીવાસળી વગેરે વસ્તુ બનાવવામાં ગંધકનો ઉપયોગ થાય છે. એ ઉપરાંત સલ્ફર ડાયૉક્સાઇડ રૂપે વિરંજન કાર્યમાં, સલ્ફ્યુરિક ઍસિડ બનાવવામાં, રબરને વલ્કેનાઈઝ (સાંધવામાં) કરવામાં, દવામાં વગેરે અનેક ઉપયોગમાં આવે છે.

**૫ સલ્ફર ડાયૉક્સાઇડ Sulphur dioxide, $SO_2$**

સલ્ફરને જ્યોતમાં ધરી બાળવામાં આવે તો સલ્ફર ડાયૉક્સાઇડ ઉત્પન્ન થાય છે. પ્રયોગશાળામાં એ વાયુ પેદા કરવો હોય તો આકૃતિ (૩૦) માં બતાવેલી રચના કરવી પડશે.

આકૃતિ ૩૦



પ્રયોગઃ—એક કાચની ગરણીમાં તાંબાનો ભૂકો નાંખો. ગરણીના મોંને બે કાણાવાળા બૂચવડે બંધ કરો. હવે ગરણી વાટે તેમાં સાધારણ મંદ સલ્ફ્યુરિક એસિડ રેડો. બરણીને ધીમે તાપે ગરમ કરો. વિમોચન નળી મારફતે બાજુમાં રાખેલા ઉભા નળાકારમાં જે વાયુ ઊતરે છે. તે સલ્ફર ડાયૉક્સાઇડ જ છે. તેની નીચે પ્રમાણે ખાતરી કરો.

વાયુની ગંધ લો. ગંધ કેવી છે? વાયુમાં એક ભીંજવેલું રંગીન ફૂલ નાંખો. ફૂલના રંગમાં ફેરફાર થાય છે કે? એક ભીંજવેલું ભુરૂં લિટ્મસ કાગળ અંદર નાંખો. એના રંગમાં કેવો ફેરફાર થાય છે? નળાકારમાં પાણી રેડી હલાવો. એ પાણીમાં ભુરૂં લિટ્મસ નાંખો. દ્રાવણ કેવા ગુણ ધરાવે છે.

સલ્ફર ડાયૉક્સાઇડ વાયુ પાણીમાં ઓગળી જાય છે અને એ દ્રાવણને સલ્ફ્યુરસ (sulphurous) ઍસિડ કહેવામાં આવે છે. સલ્ફર ડાયૉક્સાઇડ વાયુ અને સલ્ફ્યુરસ ઍસિડ, બ્લિચીંગ (વિરંજન કાર્યમાં) ઉપયોગમાં આવે છે. ખાસ કરી ઊન અને રેશમને બ્લિચ (વિરંજન) કરવા એ વાયુ ઉપયોગી છે, કારણ કે ક્લોરીન વાયુ ઘણો જલદ હોવાથી એવાં કાપડને નુકસાન કરે છે. ક્લોરીન અને સલ્ફર ડાયૉક્સાઇડના બ્લિચીંગ કાર્યની સરખામણી માટે જુઓ પ્રકરણ (૧૧) ફકરો (૪).

એ વાયુથી ભરેલાં વાસણમાં ભીંજવેલું રંગીન ફૂલ નાંખીએ તો તે ધોળું થઇ જશે. એ વાયુની ખાસ રૂંધી નાંખે એવી તિવ્ર ગંધ આવે છે. એમાં ચૂનાનું પાણી જેવું ને તેવુંજ રહે છે.

૧. સલ્ફર ટ્રાયૉક્સાઇડ
**Sulphur trioxide**

અને સલ્ફ્યુરિક ઍસિડ
**Sulphuric acid**


સલ્ફર ડાયૉક્સાઇડ ($SO_2$) માં એક સલ્ફરના પરમાણુ સાથે બે ઑક્સિજનના પરમાણુ જોડાય છે, જ્યારે કેટલાક સંજોગોમાં એક સલ્ફરના પરમાણુ સાથે ઑક્સિજનના ત્રણ પરમાણુ જોડી શકાય છે અને એવી રીતે જે વાયુ ઉત્પન્ન થાય તેને સલ્ફર ટ્રાયૉક્સાઇડ ($SO_3$) કહેવામાં આવે છે.

આકૃતિ (૩૧) માં બતાવ્યા પ્રમાણે એક બરણીમાં તાંબાનો ભુકો અને સલ્ફ્યુરિક ઍસિડ નાંખી તપાવી તેમાંથી ઉત્પન્ન થતા સલ્ફર ડાયૉક્સાઇડને બાજુની નળીમાં બીજી વચ્ચેની નળીદ્વારા આવતા ઑક્સિજન સાથે ભેળવવામાં આવે છે, એ બન્ને વાયુમાં ભેજ રહે નહિ તેટલા માટે બન્ને નળીને સલ્ફ્યુરિક ઍસિડમાં ડુબાવેલી છે. હવે એ બન્ને વાયુનું

આકૃતિ ૩૧



મિશ્રણ બાજુમાં આડી રાખેલી પહોળી નળીમાં દાખલ થાય છે. એ નળીમાં પ્લૅટિનાઇઝ્ડ ઍસબેસ્ટોસ (platinized asbestos) રાખેલું છે. ઍસબેસ્ટોસને પ્લેટિનિક ક્લોરાઇડના અને ઍમોનિયમ ક્લોરાઇડના દ્રાવણમાં ભીંજવીને ગરમ કરેલું હોય છે. એ એસબેસ્ટોસને ખૂબ તપાવી તે ઉપરથી સલ્ફર ડાયૉક્સાઇડ અને ઑક્સિજન વાયુનું મિશ્રણ પસાર કરવામાં આવે છે. આથી સલ્ફર ડાયૉક્સાઇડ અને ઑક્સિજનનું સંયોજન થાય છે અને સલ્ફર ટ્રાયૉક્સાઇડ ઉત્પન્ન થાય છે. એ વાયુને જો ઠંડો પાડવામાં આવે તો સફેદ સ્ફટિકો ઉત્પન્ન થાય છે. એ વાયુ પાણીમાં દ્રાવ્ય (soluble) છે અને તેમાંથી સલ્ફયુરિક ઍસિડ ( $H_2SO_4$ ) ઉત્પન્ન થાય છે.



સલ્ફર ડાયૉક્સાઇડ + ઑક્સિજન = સલ્ફર ટ્રાયૉક્સાઇડ

$$2SO_2 + O_2 = 2SO_3$$

અને



સલ્ફર ટ્રાયૉક્સાઇડ + પાણી = સલ્ફયુરિક ઍસિડ

$$SO_3 + H_2O = H_2SO_2$$

**૭. સલ્ફયુરિક ઍસિડના ગુણધર્મ અને ઉપયોગ**

જલદ સલ્ફયુરિક ઍસિડ ઘણોજ ભેજગ્રાહી (hygroscopic) હોય છે અને એક કાચની નળીમાં

થોડો ઍસિડ રાખી મૂકીએ તો ભેજ અંદર ચુસાવાને લીધે એ ઍસિડનું કદ અને વજન વધેલું માલૂમ પડશે. આવા ગુણને લીધે પ્રયોગશાળામાં ઘણા પદાર્થમાંથી ભેજ દૂર કરવો હોય તો એક કાચની બંધ બરણીમાં તે પદાર્થ અને એ ઍસિડને લાંબો વખત રાખી મૂકવામાં આવે છે. કેટલાક વાયુને ભેજમૂકત કરવા સલ્ફ્યુરિક ઍસિડમાંથી પસાર કરવામાં આવે છે. સલ્ફ્યુરિક ઍસિડને ઉદ્ભિજ (organic) પદાર્થો ઉપર રેડવામાં આવે તો તેને બાળી મૂકે છે અને માત્ર કોલસો રહી જાય છે. ખાંડ ઉપર એ ઍસિડ રેડવાથી એની ખાતરી થાય છે. આ ઍસિડના છાંટા કપડાં ઉપર પડે તો તુરતજ કપડું બળી જાય છે. ભુરૂં લિટ્મસ રાતું થવાથી એ ઍસિડ છે એમ માલૂમ પડે છે.

કેટલીક ધાતુ ઉપર મંદ (dilute) ઍસિડ નાંખી તપાવવાથી હાઇડ્રોજન છૂટો પડે છે અને ધાતુનો સલ્ફેટ ($SO_4$ ભાગ ધરાવનાર) બને છે. દાખલા તરીકે




લોખંડ કે તાંબા ઉપર પણ એવીજ અસર થાય છે. આમ છતાં જો ધાતુ ઉપર જલદ (concentrated) ઍસિડ રેડી ગરમ કરવાથી હાઇડ્રોજન નથી નીકળતો પરંતુ સલ્ફર ડાયૉક્સાઇડ નીકળે છે.

સલ્ફ્યુરિક ઍસિડમાં જો એકાએક પાણી રેડવામાં આવે તો તે ખૂબ ગરમ થઇ જાય છે. એથી એ ઍસિડનું મંદ (dilute) દ્રાવણ બનાવવું હોય તો પહોળા વાસણમાં પાણી લઇને તેમાં પાતળી ધારે ઍસિડ ઉમેરી હલાવતા રહેવું. જો

એકાએક ઊમેરવામાં આવે તો વાસણ ઘણું તપી જશે અને ઍસિડ બહાર ઊડી જશે. કોઇપણ વખત ઍસિડમાં પાણી રેડવું નહિ, પરંતુ પાણીમાં ઍસિડ રેડવું, કારણ કે ઍસિડ પાણીથી લગભગ બમણું ભારે હોવાથી તેને ઉપરથી રેડીએ તો આપો-આપ નીચે જઇને દ્રાવણ બનશે. ઉપરથી પાણી રેડીએ તો પાણી ઉપર જ રહેશે અને ઉપરની સપાટી ખૂબ ગરમ થવાથી કાચનું વાસણ સપાટીની કોવાવાળા ભાગમાંથી તૂટી જશે.

આ ઍસિડનો ઉદ્યોગમાં એટલો બધો ઉપયોગ થાય છે કે જે દેશમાં આ ઍસિડની ખપત વધુ તે દેશ વધુ આબાદ છે એમ માનવામાં આવે છે. દુનિયામાં દર વર્ષે લગભગ એક કરોડ ટન ઍસિડ ઉપયોગમાં લેવામાં આવે છે. એમાંથી હિંદુસ્તાનમાં ૨૫૦૦ ટન ઍસિડ વપરાય છે.

ઘણા રસાયણિક ઉદ્યોગોમાં અને બીજા ઍસિડ તૈયાર કરવામાં સલ્ફ્યુરિક ઍસિડનો ઉપયોગ થાય છે. કોલટારના રંગો અને બનાવટી ખાતર માટે એનો ઉપયોગ થાય છે.

**૮. સલ્ફેટ્સ Sulphates** સલ્ફ્યુરિક ઍસિડ અને હાઇડ્રૉક્સાઇડ અથવા બેઇઝને ભેળવામાં આવે તો સલ્ફેટ્સ ($SO_4$ વાળો ભાગ ધરાવતા ક્ષાર) ઉત્પન્ન થાય છે. દાખલા તરીકે



કેલ્સિયમ હાઇડ્રૉક્સાઇડ + સલ્ફ્યુરિક ઍસિડ = કેલ્સિયમ સલ્ફેટ + પાણી

$$Ca(OH)_2 + H_2SO_4 = CaSO_4 + 2H_2O$$

ઍમોનિયમ સલ્ફેટ કુદરતી અવસ્થામાં મળી આવે છે અને તેમાંથી સલ્ફર પેદા કરવામાં આવે છે. મીઠાં (સોડિયમ ક્લોરાઇડ) અને સલ્ફ્યુરિક ઍસિડના સંયોજનથી ગ્લોબર્સ

સોલ્ટ (Glauber's salt) અથવા સોડિયમ સલ્ફેટ ($Na_2SO_4$) અને હાઇડ્રોક્લોરિક ઍસિડ પેદા થાય છે અને એનો દવામાં ખૂબ ઉપયોગ થાય છે. [$2NaCl + H_2SO_4 = NaSO_4 + 2HCl$]

**૯. સલ્ફ્યુરેટેડ હાઇડ્રોજન અને સલ્ફાઇડ્સ**
**Sulphuretted hydrogen and Sulphides**

ગંધકને લોખંડના ભુકા સાથે લાંબો વખત ગરમ કરીએ તો એ બેનો રસાયણિક સંયોગ થાય છે અને આર્યન સલ્ફાઇડ નામનું સંયોજન (compound) ઉત્પન્ન થાય છે. એજ પ્રમાણ તાંબાની સાથે સંયોગ થઇ શકે છે. જે તત્ત્વની સાથે માત્ર સલ્ફર ભળે તેને સલ્ફાઇડ કહેવામાં આવે છે અને જેની સાથે સલ્ફર અને ઑક્સિજન બન્ને ભળે તેને સલ્ફેટ્સ કહેવામાં આવે છે.

જો લોખંડ ઉપર ઍસિડ નાંખવામાં આવે તો હાઇડ્રોજન ઉત્પન્ન થાય છે. પરંતુ લોખંડને બદલે જો લોખંડનો સલ્ફાઇડ લઇને તેના ઉપર હાઇડ્રોક્લોરિક ઍસિડ નાંખીએ તો જે વાયુ ઉત્પન્ન થશે તે હાઇડ્રોજન નહિ, પરંતુ હાઇડ્રોજન અને સલ્ફરના સંયોગવાળો વાયુ ઉત્પન્ન થશે. એ વાયુને હાઇડ્રોજન સલ્ફાઇડ ($H_2S$) અથવા સલ્ફ્યુરેટેડ હાઇડ્રોજન (sulphuretted hydrogen ) કહેવામાં આવે છે. નીચેના સમીકરણ (equation) વડે હાઇડોજન અને સલ્ફ્યુરેટેડ હાઇડ્રોજન કેમ ઉત્પન્ન થાય એ બતાવ્યું છે.


(૧) હાઇડ્રોક્લોરીક ઍસિડ + લોખંડ = આર્યન ક્લોરાઇડ + હાઇડ્રોજન વાયુ

$$2HCl + Fe = FeCl_2 + H_2$$


(૨) હાઇડ્રોક્લોરીક ઍસિડ + આર્યન સલ્ફાઇડ = આર્યન ક્લોરાઇડ + હાઇડ્રોજન સલ્ફાઇડ

$$2HCl + FeS = FeCl_2 + H_2S$$

સલ્ફયુરેટેડ હાઇડ્રોજન વાયુ રંગ વિનાનો છે, અને સડેલાં ઈંડાંની જેવી વાસવાળો હોવાથી તુરત પારખી શકાય છે. એ વાયુ ઘણો ઝેરી છે. એ વાયુને બાળી શકાય છે અને પરિણામે પાણી અને સલ્ફર ડાયૉક્સાઇડ ઉત્પન્ન થાય થાય છે. પાણીમાં ઘણો ઓછો દ્રાવ્ય છે. એનો ઉપયોગ પ્રયોગ-શાળામાં બહુજ થાય છે. ખાસ કરીને ધાતુના તત્ત્વોની પારખ કરવા એ વાયુ અનિવાર્ય છે. કોઇ દ્રાવણમાં ધાતુ ઓગળેલી હોય તેમાં જો એ વાયુ પસાર કરવામાં આવે તો તે ધાતુનો સલ્ફાઇડ અદ્રાવ્ય (insoluble) હોવાથી દ્રાવણમાં ભેળ રૂપે (precipitate) છૂટો પડશે. દ્રાવણમાંથી આ રીતે ધાતુનું તત્ત્વ સલ્ફાઇડ રૂપે છૂટું પાડી શકાય છે અને બાકીના તત્ત્વોની પારખ કરવામાં સરળતા પડે છે.

## સાર

૧. ગંધક અનેક ઠેકાણે મળી આવે છે. એના મુખ્ય સ્વરૂપો નીચે પ્રમાણે છે. લાકડિયો ગંધક, (rolled sulphur) ફૂલગંધક (flowers of sulphur) અને આકારદ ગંધક (plastic sulphur).

૨. ગંધકને બાળવાથી સલ્ફર ડાયૉક્સાઇડ ($SO_2$) પેદા થાય છે. એ વાયુ પાણીમાં ઓગળીને ઍસિડ રૂપ દ્રાવણ બનાવે છે, હવાથી ભારે છે, વસ્તુના રંગને ઊડાડે (વિરંજન) કરે છે અને ગંધમાં તિવ્ર છે. એ વાયુમાં ઉદ્દિપક વસ્તુ સાથે ઑક્સિજનને ભેળવવાથી

સલ્ફર ટ્રાયૉક્સાઇડ ($SO_3$) પેદા થાય છે અને તેને પાણીમાં ઓગાળતાં સલ્ફ્યુરિક ઍસિડ ($H_2SO_4$) પેદા થાય છે.

૩. સલ્ફ્યુરિક ઍસિડ અનેક ઉદ્યોગોમાં કામ આવે છે. ઘણીખરી ઉદ્ભિજ વસ્તુને બાળીને તેનો કોલસો બનાવે છે. ધાતુ સાથે સલ્ફ્યુરિક ઍસિડ ભેળવવાથી હાઇડ્રોજન નીકળે છે અને ધાતુના સલ્ફેટ બને છે. કેટલાક સલ્ફેટ દવામાં ઉપયોગી થાય છે. હાઇડ્રોજનના સંયોજનવાળો સલ્ફ્યુરેટેડ હાઇડ્રોજન ($H_2S$) ગૅસ બને છે, તે રસાયણિક વસ્તુના પૃથક્કરણ કાર્યમાં ખૂબ ઉપયોગમાં આવે છે.



# પ્રકરણ ૧૩

## ફૉસ્ફરસ

**૧. ફૉસ્ફરસના સ્વરૂપ અને ગુણધર્મ**

ફૉસ્ફરસ એ કાર્બન અને સલ્ફરના જેવોજ પદાર્થ છે અને એ પણ વિવિધ-રૂપ (allotropic) સ્વરૂપમાં મળી આવે છે, અને કુદરતી ફૉસ્ફરસ છૂટો મળી આવતો નથી. પ્રાણી માત્રના હાડકામાં કૅલ્શિયમ ફૉસ્ફેટરૂપે ફૉસ્ફરસ મેળવવામાં આવે છે.

ફૉસ્ફરસના બે સ્વરૂપ છેઃ (૧) પીળો ફૉસ્ફરસ અને (૨) રાતો ફૉસ્ફરસ. પીળો ફૉસ્ફરસ હવામાં રાખવાથી આપોઆપ સળગી જાય છે, જ્યારે રાતો ફૉસ્ફરસ ઝટ સળગતો નથી. પીળો ફૉસ્ફરસ કાર્બન ડાઇસલ્ફાઇડ નામના પ્રવાહીમાં ઓગળી જાય છે, પરંતુ રાતો ફૉસ્ફરસ ઓગળતો નથી. પીળા ફૉસ્ફરસને હમેશાં પાણીની અંદર રાખવો પડે છે અને બહાર પ્રયોગ માટે કાઢવો હોય તો બહુજ સંભાળથી ચિપિયા વડે પકડીને કાઢવો પડે છે. પીળો ફૉસ્ફરસ પાઉડર (ભુકા રૂપ) હોય છે. પીળા ફૉસ્ફરસને હવા વગરના બંધ વાસણમાં ૩૫૦° સે. થી વધુ તપાવીએ તો રાતો ફૉસ્ફરસ તૈયાર થશે. આ ફૉસ્ફરસને પાણીની નીચે રાખવાની જરૂર પડતી નથી. હવામાં અથવા ઑક્સિજનમાં તપાવવાથી ફૉસ્ફરસ પેન્ટૉક્સાઇડનો સફેદ ધૂમાડો નીકળે છે. પીળો ફૉસ્ફરસ સાધારણ ટેમ્પરેચરે પણ ઑક્સિજન સાથે સંયોજિત થાય છે, અને એથી જ એ ઝટ સળગી જાય છે. પીળો ફૉસ્ફરસ ઝેરી છે, જ્યારે રાતો ઝેરી નથી.


ફૉસ્ફરસ + ઑક્સિજન = ફૉસ્ફરસ પેન્ટૉક્સાઇડ

$$4P + 5O_2 = 2P_2O_5$$

બન્ને ફૉસ્ફરસ બળવાથી ફૉસ્ફરસ પેન્ટૉક્સાઇડ ($P_2O_5$) ઉત્પન્ન થાય છે. એ ઘણોજ ભેજગ્રાહી (hygroscopic) હોવાથી પાણીમાં તુરત જ ઓગળી જાય છે. એથી એક બરણીને પાણીમાં ઊંધી વાળી અંદર પીળા કે રાતા ફૉસ્ફરસને આકૃતિ (૨૬) માં બતાવ્યા પ્રમાણે માત્ર એક તારના સળીયા ઉપર રાખી રહેવા દઇએ તો પ્રથમ ફૉસ્ફરસ પેન્ટૉક્સાઇડ ઉત્પન્ન થશે. એ પાણીમાં ઓગળી જશે એટલે બરણીની હવામાંથી જે ઑક્સિજન વપરાઇ ગયો તેની જગ્યા લેવા પાણી બરણીમાં ઊંચે ચઢશે. કોઇપણ ભેજગ્રાહી પદાર્થ કરતાં ફૉસ્ફરસ પેન્ટૉક્સાઇડ વધુ ભેજગ્રાહી હોવાથી એનો ઉપયોગ ભેજહારક (dehydrator or drying agent) તરીકે થાય છે. પાણીમાં એ વાયુ ઓગાળવાથી જે દ્રાવણ ઉત્પન્ન થાય તેને ફૉસ્ફોરિક (phosphoric) ઍસિડ કહેવામાં આવે છે, અને ભુરાં લિટ્મસને રાતું બનાવે છે.

રાતા અને પીળા ફૉસફરસની સરખામણી

| | રાતો ફૉસ્ફરસ | પીળો ફૉસ્ફરસ |
|---|---|---|
| **સામ્ય** | | |
| ૧. | પાણીમાં દ્રાવ્ય નથી. | પાણીમાં દ્રાવ્ય નથી. |
| ૨. | બાળવાથી $P_2O_5$ બને છે. | બાળવાથી $P_2O_5$ બને છે. |
| **તફાવત** | | |
| ૩. | રંગે લાલ હોય છે. | રંગે પીળો હોય છે. |
| ૪. | કાર્બન ડાઇસલ્ફાઇડમાં ઓગળતો નથી. | કાર્બન ડાઇસલ્ફાઇડમાં ઓગળે છે. |
| ૫. | સ્વાદ અને ગંધ વગરનો | લસણિયા ગંધવાળો |
| ૬. | ઝેરી નથી. | ઝેરી છે. |

| | | |
|---|---|---|
| ૭. | પાણીમાં રાખવામાં આવતો નથી; કારણ કે સામાન્ય ઉષ્ણતાએ નથી સળગતો. | પાણીમાં રાખવામાં આવે છે, કારણ કે સામાન્ય ઉષ્ણતાએ સળગી જાય છે. |
| ૮. | અંધારામાં ચળકાટ આપતો નથી. | અંધારામાં ચમકે છે. |

**૨. ફૉસ્ફરસનો ઉપયોગ**

ફૉસ્ફરસનો મુખ્ય ઉપયોગ દીવાસળી બનાવવામાં થતો હતો. ફૉસ્ફરસ વાપરી જે દીવાસળી બનાવાતી તેને લ્યુસિફર અથવા ઘર્ષણ (lucifer or friction) દીવાસળી કહેવામાં આવતી. કારણ કે એ દીવાસળીને ગમે ત્યાં ઘસવાથી સળગી ઊઠતી. લાકડાંની સળીને છેડે ગંધક અને મીણનું મિશ્રણ લગાવી સુકાયા પછી એ અણીને પીળા ફૉસ્ફરસ, પોટાશિયમ ક્લોરેટ્ અને ગુંદરના મિશ્રણમાં ગોળીને સુકાવવામાં આવતી. એ સળીને ઘસવાથી જે ગરમી ઉત્પન્ન થાય તેથી પ્રથમ ફૉસ્ફરસ સળગી ઊઠતો અને તેને લીધે ગંધક બળવા લાગવાથી લાકડાંની અણી સળગી જતી. આમ છતાં પીળો ફૉસ્ફરસ ઝેરી હોવાથી દીવાસળીને બદલે હવે સેફ્ટી દીવાસળી (safety matches) ઉપયોગમાં આવે છે.

આકૃતિ ૩૨




સેફ્ટી દીવાસળીમાં લાકડાંની સળી ઉપર બિલકુલ ફૉસ્ફરસ હોતો નથી અને ગંધક બિલકુલ વપરાતો નથી,

પરંતુ જે કાગળના પત્તાં ઉપર એ દીવાસળીને ઘસીએ તેના ઉપર જ ફૉસ્ફરવાળું મિશ્રણ લગાડેલું હોય છે. લાકડાંની સળી ઉપર પોટાસિયમ ક્લોરેટ્, ઍન્ટીમની ડાઇસલ્ફાઇડ અને ગુંદરનું મિશ્રણ લગાડવામાં આવે છે. એ દીવાસળીના છેડાને એક કાગળ ઉપર રાતો ફૉસ્ફરસ, ગુંદર અને કાચના ભૂકાના મિશ્રણનો થર લગાવેલો હોય તેની ઉપર ઘસવામાં આવે છે. કાચનો ભૂકો માત્ર ઘર્ષણ વધારવામાં જ ઉપયોગી થાય છે. આનો ખાસ ફાયદો એ છે કે ગમે ત્યાં ઘસવાથી એ દીવાસળી સળગી જતી નથી, અને રાતો ફૉસ્ફરસ ઝેરી ન હોવાથી બીજો કોઇ ભય રહેતો નથી. ખાસ કરીને પીળા ફૉસ્ફરસની દીવાસળી બનાવે તે કારખાનાના માણસોને ઝેરની અસર થાય છે. આવા કારણથી અત્યારે સેફ્ટી (safety) દીવાસળી જ વપરાય છે.

એ સિવાય ફૉસ્ફરસને ફૉસ્ફેટ રૂપે ખાતર તરીકે વાપરવામાં આવે છે. દવામાં ફૉસ્ફરસનો બહુ બહોળો ઉપયોગ થાય છે.

## સાર

૧. ફૉસ્ફરસ હાડકામાં કૅલ્સિયમ ફૉસ્ફેટ રૂપે મળી આવે છે. ફૉસ્ફરસ પીળો અને રાતો હોય છે. પીળા ફૉસ્ફરસને હવા વગરના વાસણમાં ખૂબ તપાવવાથી રાતો ફૉસ્ફરસ તૈયાર થાય છે.

૨. રાતો ફૉસ્ફરસ હવામાં ઝટ સળગી જતો નથી, ભુકા રૂપ છે અને કાર્બન ડાઇસલ્ફાઇડમાં ઓગળતો નથી. પીળાના ગુણધર્મો એથી ઊલટા છે. બન્ને હવામાં બળે ત્યારે ફૉસ્ફરસ પેન્ટૉક્સાઇડ પેદા થાય છે.

૩. ફૉસ્ફેટનો ઉપયોગ ખાતરમાં થાય છે. ફૉસ્ફરસનો દીવાસળી બનાવવામાં ઉપયોગ થાય છે. દીવાસળીની સળી ઉપર પોટાસિયમ ક્લોરેટ, ઍન્ટિમની ડાઇસલ્ફાઇડ અને ગુંદર લગાડવામાં આવે છે. પત્તાં ઉપર રાતો ફૉસ્ફરસ, ગુંદર અને કાચનો ભુકો લગાડવામાં આવે છે.

# પ્રકરણ ૧૪

## સિલીકન Silicon

**૪. સિલીકા Silica**

સિલીકન તત્ત્વ સ્વતઃ મળી આવતી નથી પરંતુ ઑક્સાઇડ રૂપે છે. સિલીકન ઑક્સાઇડને સિલીકા કહેવામાં આવે છે. રેતી, માટી, પાષાણ અને ચકમક વગેરે વત્તાઓછા પ્રમાણમાં બીજા ભેળવાળાં સિલીકા જ છે. રેતીનો કાળાશ પડતો રંગ લોખંડના ઑક્સાઇડના ભેળને લીધે હોય છે. પૃથ્વીના ઘન જમીનના પડમાં $\frac{1}{4}$ ભાગ સિલીકન તત્ત્વનો છે. સિલીકાને ખૂબ ગરમ કરીએ તો પ્રવાહી બને છે. રેતીનો ઉપયોગ કાચ બનાવવામાં અને રસ્તા બનાવવામાં થાય છે.

સિલીકાનો ધાતુ જોડે સંયોગ થાય ત્યારે સિલીકેટ બને છે. સિલીકા અને સોડિયમ કાર્બોનેટને ખૂબ તપાવીએ તો જળકાચ (water-glass) અથવા સોડિયમ સિલીકેટ નામનો પદાર્થ ઉત્પન્ન થાય છે. આ પદાર્થનું દ્રાવણ ઇંડાને રક્ષવા માટે વાપરવામાં આવે છે, અને લાકડાં ઉપર એનો લેપ લગાડવાથી એકાએક સળગી જતાં અટકે છે. સિલીકાનો મૂખ્ય ઉપયોગ કાચ બનાવવામાં થાય છે. રસાયણિક બગીચો (chemical garden) બનાવવામાં પણ સોડિયમ સિલીકેટનાં દ્રાવણનો ઉપયોગ કરવામાં આવે છે. સિલીકન માત્ર હાઇડ્રો-ક્લોરીક ઍસિડમાં ઓગળે છે.

**૨. સિલીકેટ્સ અને કાચ**

રેતીને સોડિયમ કાર્બોનેટ (વૉશીંગ) સોડા અને ચૂનાના પથ્થર (કૅલ્સિયમ કાર્બોનેટ) જોડે ખૂબ તપાવવામાં આવે

ત્યારે સોડિયમ અને કેલ્સિયમ સિલીકેટનું મિશ્રણ બને છે. એ મિશ્રણને કાચ કહેવામાં છે.

રસાયણિક દૃષ્ટિએ કાચ એ ઘણા સીલીકેટ્સનું મિશ્રણ છે. સામાન્ય રીતે સિલીકેટ્સોમાંથી ત્રણ જાતના કાચ બનાવવામાં આવે છે: ૧. બારીનો કાચ, (window glass); ૨. પોટાસ અથવા બોહિમિયન કાચ; (potash or bohemian glass); (૩) ફ્લિન્ટ કાચ (flint glass).

(૧) બારીનો કાચ (window glass):—રેતી, સોડાખાર (સોડિયમ કાર્બોનેટ) અને ચૂનાનાં મિશ્રણને ખાસ ભઠ્ઠીમાં નાંખીને ખૂબ ગરમી આપવામાં આવે છે. એ મિશ્રણ પીગળે છે અને તેને "સોડીયમ કૅલ્સિયમ સિલિકેટ" કહેવામાં આવે છે. આ પીગળેલા કાચને બીબામાં રેડવામાં આવે છે અને તૈયાર થયેલી વસ્તુને યોગ્ય ટેમ્પરેચરે ધીમે ધીમે ઠંડી પાડવામાં આવે છે. આથી તે બરડ થઇ જતી નથી. હાઇડ્રોફ્લોરિક તેજાબમાં (HF) આ કાચ દ્રાવ્ય છે. પાણી અને બીજા તેજાબમાં તે અદ્રાવ્ય છે.

(૨) પોટાશ કાચ (potash glass):–ક્વોર્ટ્ઝ, પોટાશિયમ કાર્બોનેટ અને ચૂનાનાં મિશ્રણને ભઠ્ઠીમાં ગરમ કરવાથી અમુક ઉષ્ણતાએ તે સર્વ પીગળે છે. આને "પોટાસિયમ કૅલ્સિયમ સિલીકેટ" કહેવામાં આવે છે. આ સારી જાતનો કાચ હોય છે. કાચનાં સાહિત્યો બનાવવામાં એનો ખૂબ ઉપયોગ થાય છે.

(૩) ફ્લિન્ટ કાચ (flint glass):–લેડ ઑક્સાઇડ, પોટાસિયમ કાર્બોનેટ અને ફ્લિન્ટના ભુકાને ભસ્મ કરવાથી તે પીગળે છે. એને "લેડ પોટાસિયમ સિલીકેટ" કહેવામાં આવે છે. આ પણ ઊંચી જાતનો કાચ હોય છે. કૃત્રિમ ઝવેરાત તેમજ બીજા કાચના ઊંચા સાહિત્યો બનાવવામાં આ કાચ વપરાય છે.

કાચના પીગળેલા રસમાં કાર્બોનેટ ઑક્સાઇડ નાંખવાથી ભુરો કાચ બને છે; ક્રોમિયમ ઑક્સાઇડ નાખવાથી લીલો કાચ બને છે, અને આર્યન ઑક્સાઇડ નાંખવાથી લાલ કાચ બને છે.

૩. માટી અને ઇંટ Clay and brick — માટી ઍલ્યુમિનિયમ, સિલીકન, ઑક્સિજન તત્ત્વોની બનેલી છે અને એને અલ્યુમિનિયમ સિલીકેટ કહી શકાય છે. માટી અનેક પ્રકારની હોય છે. કેટલીક માટીમાં વનસ્પતિના અવશેષ ભળવાથી કાળી પડી ગયેલી હોય છે. કેટલીક માટીમાં ધાતુના ઑક્સાઇડ ભળવાથી રંગીત બને છે. માટીને ભીંજવીને ગમે તે ઘાટ બનાવી શકાય છે, અને સુકાયા પછી તેજ ઘાટ રહેતા હોવાથી વાસણ, નળિયાં, ઇંટ વગેરે બનાવવામાં માટીનો બહોળો ઉપયોગ થાય છે. ઇંટ બનાવવાનું સરળ છે. વાસણ બનાવવા માટીને આકાર આપવો પડે છે. ભીની માટીને ચાક ઉપર ચઢાવી કુંભાર અનેક પ્રકારના ઘાટ ઘડે છે. ઇંટ કે વાસણને સૂર્યના તાપમાં સુકાવા દઇ ભઠ્ઠીમાં સીંચીને ઘણા દિવસ તપાવવાથી સખત થઇ જાય છે. માટીની ઘણીખરી તપાવેલી વસ્તુ રાતી હોય અને ઘણી બરડ (brittle) હોય છે. કેઓલીન (kaolin) નામની ચોખ્ખી માટીમાંથી પોર્સલેન (porcelain) અથવા ચાઇના ગ્લાસના વાસણો બને છે. ધાતુ કરતાં પોર્સલેન મંદ ઉષ્ણતાવાહક હોવાથી ગરમ વસ્તુને એમાં રાખવાથી લાંબો વખત ગરમ રહે છે અને ચહા કે એવું ગરમ પીણું પીતી વખતે હાથ કે હોઠ દાઝી જતા નથી. પોર્સલેનનું વાસણ છિદ્રાળુ હોય છે, એટલે એના ઉપર લેડના

ઑક્સાઇડ (સફેદ કે રાતું સીસું) અને મીઠાંનો ભેળ કરી ઢોળ આપવામાં આવે છે.

૪ ક્વૉર્ટ્ઝ
**Quartz**

ક્વૉર્ટ્ઝ એક જાતનો જમીનનાં પડમાં ખૂબ દબાઇ જઇને ઉત્પન્ન થએલો સિલીકાનો પત્થર છે. એ પારદર્શક સ્ફટિકરૂપ પાષાણ છે એ ઘણોજ સખત પદાર્થ છે અને પાણી કે ઍસિડમાં ઓગળતો નથી. પ્રકાશના ઘણાખરાં અને ખાસ કરીને જાંબલી અને પારજાંબલી ( violet and ultra-violet ) કિરણો એમાંથી પસાર થઈ શકે છે. સાધારણ કાચ પારજાંબલી કિરણોને પસાર કરતાં નથી. આથી ક્વૉર્ટ્ઝનો ઉપયોગ કેમેરા તેમજ ચસ્મા માટે કિંમતી લેન્સ ( lens ) બનાવવામાં થાય છે.

## સાર

૧. રેતી અને માટીમાં સિલીકનનો ભાગ મૂખ્ય હોય છે. રેતીનો ઉપયોગ ઇમારત બાંધવામાં રસ્તા બનાવવામાં વગેરે રીતે થાય છે.

૨. સિલકનનો મૂખ્ય ઉપયોગ કાચ બનાવવામાં થાય છે. સિલીકાની રેતીને સોડિયમ કાર્બોનેટ અને ચૂનાના પથ્થર સાથે તપાવવામાં આવે તો કાચ બને છે. કાચ ત્રણ જાતના હોય છે; (૧) બારીનો કાચ સામાન્ય કાચ હોય છે; (૨) પોટાશ કાચ ક્વૉટ્ઝ, પોટાસિયમ કાર્બોનેટ અને ચૂનાના મિશ્રણને તપાવવાથી મળે છે; અને (૩) ફ્લિંટ ગ્લાસ લેડ ઑક્સાઇડ છે; ફ્લિન્ટ અને પોટાસ કાર્બોનેટને ભેળીને તપાવવાથી ઉત્પન્ન થાય છે.

૩. માટી અને રેતિમાં સિલકન તત્ત્વ હોય છે. પોર્સલેન માટીમાંથી કપરકાબી તૈયાર થાય છે. ક્વૉટ્ઝ નામનો સિલીકાનો પથ્થર કીંમતી હોય છે અને કૅમેરાના તથા ચશ્માના લેન્સ તેમજ વિજ્ઞાનના સાહિત્ય બનાવવામાં થાય છે.

# પ્રકરણ ૧૫

# ધાતુઓ

## લોખંડ Iron (Ferrum)

**૧. લોખંડની પેદાશ** લોખંડ ધાતુ ઘણા જુના કાળથી મનુષ્યે શોધીને ઉપયોગમાં લીધી હતી. ઇસ. સ પૂર્વે બીજા સૈકામાં અને તેથી પણ અગાઉના હિંદુસ્તાનના સાહિત્યમાં લોખંડના ઉપયોગની હકીકત મળી આવે છે. દિલ્હીનો પ્રખ્યાત લોહુસ્તંભ ઇ. સ. ૩૦૦ ના અરસામાં તૈયાર થયેલો છે અને હજુ પણ લગભગ કટાયા વિનાની સ્થિતિમાં ઊભો છે. એનું વજન લગભગ છ ટન છે અને ઊંચાઇ ૨૩ ફૂટ છે. હિંદુસ્તાનમાં અનેક જગ્યાએ લોખંડ મળી આવે છે, જેમાં જમશેદપુર અથવા ટાટાનગર મૂખ્ય છે. ઓરીસમાં શીંગભૂમ પ્રદેશમાં અને મધ્ય પ્રાન્તમાં ચંદા ડીસ્ટ્રીકટમાં લોખંડની કાચી ધાતુ મળી આવે છે.

લોખંડની કાચી ધાતુ ઑક્સાઈડ રૂપે મળે છે તેને મૅગ્નેટાઇટ (magnetite) અને હિમેટાઇટ (haemtite or specular iron) કહેવામાં આવે છે; સલ્ફાઇડ રૂપે મળતી કાચી ધાતુને આર્યન પાઇરાઇટ્ (pyrites) કહેવામાં આવે આવે છે; કાર્બોનેટ્ સ્વરૂપે મળી આવતી કાચી ધાતુને લોખંડનો કાર્બોનેટ (સ્પેથીક આર્યન) તથા લોખંડની માટીનો પથ્થર (clay iron stone) કહેવામાં આવે છે.

પ્રથમ કાચી ધાતુને ખૂબ તપાવવામાં આવે છે એટલે તેમાંથી ગંધક, પાણી વગેરે વસ્તુ બળીને ઊડી જાય છે, અને કાચી ધાતુ છિદ્રાળુ બને છે. ત્યાર પછી કોક (કોલસી) અને ચનાની સાથે

ભેળ કરીને લોખંડને મોટી ભઠ્ઠીમાં તપાવી પ્રવાહી બને ત્યાં સુધી તપાવવામાં આવે છે. ભઠ્ઠીમાં કોલસામાંથી પ્રથમ કાર્બન મોનૉક્સાઇડ (CO) વાયુ બને છે અને એ વાયુ ભઠ્ઠીમાં ઊંચે ચઢતાં ગરમ લોખંડમાંથી ઑક્સિજન લઇ લે છે અને કાર્બન મોનૉક્સાઇડમાંથી કાર્બન ડાયૉક્સાઇડ ($CO_2$) બને છે. લોખંડના ઑક્સાઇડમાંથી ઑક્સિજન નીકળી જવાથી લોખંડ ધાતુ છૂટી પડે છે. કાર્બન મોનૉક્સાઇડ રીડ્યુસીંગ પદાર્થ તરીકે કામ કરે છે. આવી રીતે ફેરફાર થયેલું લોખંડ પ્રવાહી બનીને ભઠ્ઠીની નીચે બેસવા લાગે છે અને એમાં ફૉસ્ફરસ, ગંધક મૅન્ગેનીઝ, કાર્બન અને સિલીકનનો થોડો ભાગ ભળેલો હોય છે. આ લોખંડના પ્રવાહીને મોટા પીપમાં ઠારવામાં આવે છે અને એને પીગ આયર્ન (pig iron) અથવા ભરતર લોખંડ કહેવામાં આવે છે.

**૨. લોખંડના ત્રણ પ્રકાર** લોખંડના મૂખ્ય ત્રણ પ્રકાર છે; (૧) ઘડતર લોખંડ (wrought iron) એ શુદ્ધ પ્રકારનું લોખંડ હોવાથી એને ટીપીને પતરાં બનાવી શકાય છે; અને અનેક પ્રકારના ઘાટ ઘડી શકાય છે, (૨) ભરતર લોખંડ ( cast iron ); એમાં કાર્બનનું અને બીજાં થોડા તત્ત્વનું પ્રમાણ વધુ હોય છે, એ બરડ છે અને સહેલાઇથી પીગળે છે; એને પીગાળી ઢાળ (casting) પાડ-વાથી ગમે તે આકારના સાધનો તૈયાર કરી શકાય છે. (૩) પોલાદ (steel); પોલાદ પીગ આયર્નમાંથી તૈયાર કરવામાં આવે છે. ખાસ કરીને કાર્બનનું. તત્ત્વ વધારે પ્રમાણમાં હોય છે તેને દૂર કરવું પડે છે, એટલે પીગ આયર્નને ભઠ્ઠીમાં તપાવી ગરમ હવાનો પ્રવાહ પસાર કરવાથી કાર્બનનો

મોટો ભાગ બળી જાય છે. બીજી રીત ખૂલ્લી ભઠ્ઠીમાં નાઇટ્રોજન અને કાર્બન મોનૉક્સાઇડના મિશ્રણથી બનેલો પ્રોડ્યુસર (producer ) ગૅસ મોકલી લોખંડને તપાવવાની છે. ત્રીજી રીત ઘડતર લોખંડમાં પ્રમાણસર કાર્બન ઉમેરવાની છે. પોલાદ ભરતર અને ઘડતર લોખંડની વચ્ચેનું સ્વરૂપ છે. પોલાદને સાધારણ ગરમ કરી ધીમે ધીમે ઠંડુ પાડવાથી બહુ સ્થિતિસ્થાપક બને છે. એની ધાર કાઢી શકાય છે, એટલે એનાં સ્પ્રિંગ, કમાન, ચપ્પુ, તરવાર વગેરે સાધાનો બને છે. પોલાદના કાયમી લોહચુંબક બને છે અને ભરતર લોખંડ, (soft iron) ને કામચલાઉ વિદ્યુતચુંબક બનાવવામાં ઉપયોગ થાય છે.

૩. લોખંડનાં ત્રણે રૂપોનાં ગુણ ધર્મોની સામ્યતા :—

| ગુણો | ઘડતર લોખંડ | ભરતર લોખંડ | પોલાદ લોખંડ |
|---|---|---|---|
| કાર્બનનું પ્રમાણ | ૯·૧ થી ૧૦·૨ ટકા | ૨·૦ થી ૫·૦ ટકા | ૦·૨ થી ૧·૫ ટકા |
| મેલ્ટીંગ પોઇન્ટ mp. | ૧૫૦૦°સે. | ૧૨૦૦°સે. | ૧૨૦૦°સે. થી ૧૪૦૦°સે. |
| સાપેક્ષ ઘનતા | ૭·૩ | ૭·૮ થી ૭·૬ | ૬·૮ |
| સખતપણું | નરમ | સખત | સખત અથવા નરમ બનાવી શકાય છે. |
| બરડપણું | ... | બરડ | ... |
| પાણી ચઢાવવું Tempering | ... | ... | પાણી ચઢાવી શકાય છે. |
| ખેંચાણ | તાર ખેંચાય છે | .... | તાર ખેંચાય છે. |
| લોહચુંબક ધર્મો | અસ્થાયી લોહ ચુંબક થાય છે. | ... | સ્થાયી લોહચુંબક થાય છે. |

**૩. કાટ અને ગૅલ્વેનાઇઝડ લોખંડ**
**Rust and galvanised iron**

લોખંડને સહેજ પણ ભીનાશ લાગે કે તુરત કટાવા લાગે છે, એટલે કે હવામાંના ઑક્સિજન સાથે સંયોજિત થઇને લોખંડનો ઑક્સાઈડ બને છે. આથી લોખંડનું વજન વધે છે. (પરંતુ કટાયેલાં લોખંડનું કદ ઘણું વધી જતું હોવાથી એકસરખાં કદનાં લોખંડ અને કાટ લઇએ તો લોખંડ ભારી થશે.) લોખંડ સૌથી સસ્તામાં સસ્તી ધાતુ હોવાથી એનો બહોળો ઉપયોગ થાય છે, પરંતુ કટાવાને લીધે એના પતરાં એમને એમ વાપરી શકાતાં નથી. લોખંડના પતરાંને કટાતાં અટકાવવા માટે ઝીંક (જસત) નો ઢોળ આપવામાં આવે છે. આથી અંદરના પતરાં ઉપર હવા કે ભેજની અસર થતી નથી. ઝીંક નહિ જેવુંજ કટાતું હોવાથી આ જાતના પતરાંનો (જેને ગેલ્વેનાઈઝ્ડ કહેવામાં આવે છે) બહુ ઉપયોગ થાય છે. હવે લોખંડમાં અમુક પ્રમાણમાં ક્રોમિયમ કે મૅન્ગેનીઝ ધાતુ મેળવી ન કટાય એવું (stainless) પોલાદ પણ તૈયાર થાય છે. હાલમાં એવાં પોલાદના ઘર વપરાશના વાસણો પણ મળવા લાગ્યાં છે.

કેરોસિનના ડબ્બા વગેરેને કલાઈનો ઢોળ આપવામાં આવે છે. અને એ પતરાંને ટિન્ડ (tined) પતરાં કહેવામાં આવે છે. જસતના ઢોળવાળાં પતરાં ઘણા લાંબા વખત સુધી જેવાં ને તેવાં રહે છે, જ્યારે ટિન ઉપર હવાની અસર જલદી થવાથી એ પતરાં લાંબો વખત ઉપયોગમાં લઈ શકાતાં નથી.

**૪. ફેરસ (લોખંડનો) સલ્ફેટ Ferrous sulphate** લોખંડ ઉપર સલ્ફ્યુરિક ઍસિડ નાંખવાથી લોઢાંનો લીલા રંગનો સલ્ફેટ બને છે. એને ગ્રીન વિટ્રિઅલ( green vitriol) અથવા હીરાકસી કહે છે.

લોખંડ + સલ્ફ્યુરીક ઍસિડ = લોખંડનો સલ્ફેટ + હાઇડ્રોજન

$$Fe + H_2SO_4 = FeSO_4 + H_2$$

હિરાકસી રંગમાં, દવામાં અને સાહી તૈયાર કરવામાં વપરાય છે.

## તાબું.

**૫. તાંબાની નીપજ** તાબું અસંયોજિત (uncombined) અવસ્થામાં મળી આવે છે. એ સિવાય રૂબી ઓર (ઑક્સાઇડ રૂપે) કૉપર–ગ્લાન્સ (સલ્ફાઇડ રૂપે) અને કૉપર પાયરાઇટ્સ (તાંબાના અને લોઢાના મિશ્ર સલ્ફાઇડ રૂપે) નામની કાચી ધાતુઓ મળી આવે છે. ઘણા જુના વખતથી તાંબાની ધાતુ જાણીતી છે. હિંદુસ્તાનમાં બહાર અને ઓરિસા પરગણામાંથી અને સિકિમમાંથી તાબું મળી આવે છે.

તાંબાના ઑક્સાઇડમાંથી તાબું મેળવવું હોય તો કાચી ધાતુને કોલસા સાથે ભઠ્ઠીમાં તપાવવામાં આવે છે, અને કાર્બન તાબાંના ઑક્સિજન લઇ લે છે અને તાંબુ છૂટું પડે છે.

**૬. તાંબાના ગુણધર્મ અને ઉપયોગ** તાંબુ લાલ રંગની ધાતુ છે. એ ધાતુ ઘણી નરમ છે અને એના ટીપીને પતરાં બનાવી શકાય છે, તેમજ પાતળા તાર પણ ખેંચી શકાય છે. પાણી કરતાં નવગણી ભારે છે. એ ધાતુનું ઉષ્ણુતાવાહકપણું અને વિદ્યુતવાહકપણું બીજી ધાતુ કરતાં વિશેષ

છે. એટલા માટે તાંબાના તારના દોરડાંનો વિદ્યુતવાહક માટે બહુજ બહોળો ઉપયોગ થાય છે. એના વાસણ બનાવવાનો ઉદ્યોગ પણ સારો ચાલે છે. તાંબાના સિક્કા બનાવાય છે, અને સોનાના દાગીના કે ઘરેણા બનાવવામાં સોનાને કઠણ કરવાં તાંબુ ભેળવવામાં આવે છે. તાંબાની સાથે બીજી ધાતુનું મિશ્રણ કરી મિશ્રધાતુ (alloy) ઉત્પન્ન કરવામાં આવે છે.

૭. મિશ્ર ધાતુઓ alloys

| મિશ્ર ધાતુનું નામ | મિશ્રણમાં વપરાતી ધાતુ | પ્રમાણ | વિશિષ્ટ ગુણ કે ઉપયોગ |
|---|---|---|---|
| બેલ-મેટલ (Bell-metal) | તાંબું અને કલાઈ | ૬:૧ | ઘંટ બનાવવા |
| પિત્તલ (Brass) | તાંબુ અને જસત | ૩:૧ | પિળા રંગની ધાતુ તાંબા કરતાં સખત હોવાથી વાસણ બનાવવામાં બહોળો ઉપયોગ. |
| બ્રોન્ઝ્ (કાંસુ) (Bronze) | તાંબુ અને કલાઈ | | કટાય નહિ એવાં વાસણ બનાવવા; ચલણી સીકકા બનાવવા. |
| જર્મન સીલ્વર (German Silver) | તાંબુ, નીકલ અને ઝીંક | | વાસણ માટે. |
| ગન-મેટલ (Gun-metal) | તાંબુ અને કલાઈ | ૯:૧ | તોપ બનાવવા. |

તાંબાને ભેજવાળી હવામાં રાખવાથી કટાય છે અને હવામાંના પાણી અને કાર્બન ડાયૉક્સાઇડ સાથે સંયોજિત થઈને લીલો ક્ષાર બનાવે છે, આ ક્ષાર ઝેરી હોય છે. તાંબાને હવામાં ખૂબ ગરમ કરીએ તો કાળો તાંબાનો ઑક્સાઇડ થાય છે.

સાધારણ જલદ નાઈટ્રિક ઍસિડને તાંબા ઉપર રેડવાથી કોપર નાઈટ્રેટ્ [ $Cu(NO_3)_2$ ] નામનો વાદળી ક્ષાર ઉત્પન્ન થાય છે. હાઈડ્રોક્લોરિક અને મંદ ( dilute ) સલ્ફ્યુરિક ઍસિડ તાંબાનો ખાસ અસર કરતો નથી. જલદ સલ્ફ્યુરિક ઍસિડ સાથે તાંબાને ગરમ કરવાથી કોપર સલ્ફેટ ( $CuSO_4$ ) બને છે અને સલ્ફર ડાયૉક્સાઇડ વાયુ બહાર પડે છે. કોપર સલ્ફેટ રંગે ભૂરો હોય છે અને એને બ્લુ વીટ્રીઅલ ( blue vitrol ) અથવા મોરથુથુ કહેવામાં આવે છે. મોરથુથુના દ્રાવણમાં જો લોખંડ રાખવામાં આવે તો લોખંડનો સલ્ફેટ બનશે અને તાંબું છૂટું પડશે અને લોખંડ ઉપર વળગી જશે. મોરથુથું ( copper sulphate) ઘણું ઝેરી હોય છે. મોરથુથુ સ્ફટિકરૂપે ભુરા રંગનું હોય છે, છતાં એને ગરમ કરવાથી અંદરનું કેલાસીભવનનું પાણી ( water of crystallisation ) ઊડી જતાં એનો સફેદ ભુકો થઇ જશે. એ ભુકામાં જો પાછું પાણી ઊમેરીએ તો એ પાછું ભુરા રંગનું થઇ જશે. મોરથુથુ દવામાં વપરાય છે, અને ડેનિયલ કોષ (બૅટરી) માં દ્રાવણ બનાવવામાં આવે છે.

## ઍલ્યુમિનિયમ Aluminium

**૮. ઍલ્યુમિનિયમની નીપજ**

ઍલ્યુમિનિયમ ધાતુ જમીનમાંથી જુદા જુદા પ્રકારની માટી રૂપે (એટલે કે ઑક્સિજન અને સિલીકનના સંયોજન-સિલીકેટ્સ રૂપે) પુષ્કળ જથ્થામાં મળી આવે છે. માટીના ઉપયોગ સિલીકનવાળાં પ્રકરણમાં જોઇ ગયા છીએ. એમિરી, રૂબી, એમીથીસ્ટ, સેફાયર, ટ્રોપેઝ્ વગેરે કિંમતી પત્થરોમાં ઍલ્યુમિનિયમનું સારૂં સરખું પ્રમાણ હોય છે. માટીમાંથી પ્રથમ

ઍલ્યુમિનિયમ ઑક્સાઇડ ( ઍલ્યુમિના બનાવવામાં આવે છે.) બૉક્ષાઈટ્ (bauxite) નામના કાચા ખનિજમાં ઍલ્યુમિનિયમ ઑકસાઇડ ભળેલો હોય છે. આ ઑક્સાઇડમાંથી ઍલ્યુમિનિયમ વિદ્યુત ભઠ્ઠીમાં છૂટું કરવામાં આવે છે. મદ્રાસમાં સારા જથ્થામાં આ ધાતુ ઉત્પન્ન કરવામાં આવે છે.

ઍલ્યુમિનિયમ ધાતુ હલકી છે અને જલદ્ ઉષ્ણુતાવાહક હોવાથી વાસણ બનાવવામાં એનો બહોળો ઉપયોગ થાય છે. વનસ્પતિના અથવા ઉદ્ભિજ ઍસિડની અસર પિત્તળ કે તાંબાના વાસણ ઉપર ઘણી થાય અને તેથી એ વાસણોને કલાઈ કરાવવી પડે છે, જ્યારે ઍલ્યુમિનિયમ ઉપર એવી અસર થતી નથી એટલે એ વાસણો એમને એમ વાપરી શકાય છે. મીઠાંવાળી વસ્તુ હોય તો એ ધાતુને અસર થાય છે, પરંતુ એનો કાટ પિત્તળ કે તાંબાના કાટની પેઠે ઝેરી હોતો નથી.

૯. ફટકડી
**Alum**

ફટકડી ઍલ્યુમિનિયમ અને પોટાસિયમ ધાતુનો સંયોજિત સલ્ફેટ છે અને એને પોટાશિયમ ઍલ્યુમિનિયમ સલ્ફેટ કહેવામાં આવે છે.

ફટકડી હિંદુસ્તાનમાં રજપુતાના, બિહાર, કચ્છ અને પંજાબમાં મળી આવે છે. ફટકડીમાં મેલ હોય છે તે દૂર કર્યા પછી ફટકડીનું કૅલાસીભવન (crystallisation) કરવામાં આવે છે. એના બહુ મોટા સ્ફટિકો બંધાય છે, અને તેમાં ઘણા પ્રમાણમાં કૅલાસીભવનમાં પાણી રહેલું હોય છે. ફટકડીને ગરમ કરતાં એ પાણી બહાર નીકળતું માલૂમ પડશે.

ફટકડીનો ઉપયોગ રંગવાના ઉદ્યોગમાં થાય છે. રંગ આપતાં પહેલાં કપડાંને ફટકડીના દ્રાવણમાં ભીંજવી રાખવામાં

આવે છે. ફટકડીના થરને લીધે કપડાંના તાંતણા ઉપર રંગ મજબુત રીતે ચોંટી જાય છે. ચામડાં કેળવવા (tanning) માં પણ ફટકડી ઉપયોગમાં લેવાય છે. મીણબત્તિ બનાવવામાં તેમજ ચરબી સાફ કરવામાં અને કેટલાક રોગોમાં ફટકડીનો ઉપયોગ થાય છે. દાંતના અવાળુ મજબુત કરવા ફટકડીના કોગળા કરવામાં આવે છે. એનામાં ચામડીને સંકોચવાનોનો ગુણ રહેલો છે.

કૉલ અને સીમેન્ટ (mortar and cement) બનાવવામાં પણ અલ્યુમિનિયમના તત્ત્વવાળી માટીનો ઉપયોગ થાય છે. એ વિષે કૅલ્સિયમ ધાતુના પ્રકરણમાં વિવેચન કરવામાં આવશે.

## મૅગ્નેસિયમ.

**૧૦. મૅગ્નેસિયમની નીપજ** મૅગ્નેસિયમના ક્ષારો અનેક સ્થળે મળી આવે છે, અને ઘણુંખરૂં કૅલ્સિયમ ધાતુના સંયોજન સાથે સંયુક્ત હોય છે. મૅગ્નેસિયમ કાર્બોનેટ (મૅગ્નેસાઇટ્) (magnesite) અને મૅગ્નેસિયમ અને કૅલ્સિયમનો બેવડો કાર્બોનેટ (ડોલોમાઇટ dolomite) માંથી મૅગ્નેસિયમ મેળવવામાં આવે છે. હાડકામાં પણ કૅલ્સિયમ ફોસ્ફેટની સાથે મૅગ્નેસિયમ ફૉસ્ફેટ રૂપે ભળેલો હોય છે. સમુદ્રના પાણીમાં મૅગ્નેસિયમ ક્લોરાઇડ્ ક્ષાર હોય છે, અને એનું વિદ્યુત પૃથક્કરણ (electrolysis) કરવાથી મૅગ્નેસિયમ ધાતુ છૂટી પડે છે.

મૅગ્નેસિયમ રૂપાના જેવી સફેદ અને ચકચકીત ધાતુ છે, પરંતુ બહુ હલકી છે. એ ધાતુ સહેલાઈથી બળે છે અને એકદમ ઉજ્જવલ પ્રકાશ આપે છે. આથી દિવાળીના દિવસોમાં બાળકો વિજળીના તારને નામે ઓળખાતી આ ધાતુની સળીઓ બાળે છે. દારૂખાનું બનાવવામાં એનો ઉપયોગ થાય છે. અંધારામાં

ફોટો લેવો હોય તો મૅગ્નેસિયમ ધાતુનો ભુકો સળગાવી પ્રકાશ (flashlight) પાડવામાં આવે છે.

એ ધાતુ બળી જવાથી મૅગ્નેસિયમ ઑક્સાઇડ (MgO) નો સફેદ ભુકો મળી આવે છે, એ ભુકાને પાણીમાં ઓગાળતાં મૅગ્નેશિયમ હાઇડ્રૉક્સાઇડ બને છે અને એ રાતાં લિટ્મસને ભુરૂં બનાવે છે. મૅગ્નેસિયમ કાર્બોનેટને ગરમ કરતાં મૅગ્નેસિયમ આક્સાઇડ અને કાર્બન ડાયૉક્સાઇડ ઉત્પન્ન થાય છે.



મૅગ્નેસિયમ કાર્બોનેટ = મૅગ્નેસિયમ ઑક્સાઇડ + કાર્બન ડાયૉક્સાઇડ

$$MgCO_3 = MgO + CO_2$$

અને

મૅગ્નેસિયમ ઑકસાઇડ + પાણી = મૅગ્નેસિયમ હાઇડ્રૉક્સાઇડ

$$MgO + H_2O = Mg(OH)_2$$

મૅગ્નેસિયમ ઑક્સાઇડ અથવા મૅગ્નેસિયમ ધાતુ ઉપર ગંધકનો તેજાબ (સેલ્ફ્યુરીક ઍસિડ) નાંખવાથી મૅગ્નેસિયમ સલ્ફેટ ઉત્પન્ન થાય છે. આ ક્ષાર કુદરતી રીતે અને સમુદ્રના પાણીમાં પણ કેટલાંક પ્રમાણમાં ભળેલો હોય છે. આ ક્ષારને કડવું મીઠું (bitter salt) અથવા વિલાયતી મીઠું કે ઇપ્સમ સોલ્ટ (epsom salt) કહેવામાં આવે છે. એ મીઠું રેચક હોવાથી દવા તરીકે એનો બહોળો ઉપયોગ થાય છે.

## પારો Mercury

**૧૧. પારાની નીપજ** પારો ગંધક સાથે ભળેલો કુદરતી રીતે મળી આવે છે, અને એ ખનિજની 'સીનાબાર (cinnabar)' અથવા પારાનો સલ્ફાઇડ કહેવામાં

આવે છે. સ્પેન, ટસ્કની અને દક્ષિણ અમેરિકામાં પારાની ખાણો છે.

પારો દેખાવમાં રૂપા જેવો ચળકતો હોય છે અને સાધારણ ટેમ્પરેચરે પ્રવાહી સ્વરૂપમાં માત્ર એકજ ધાતુ મળી આવે છે. ઘણી ઠંડક આપવાથી પારો ઘન થઇ શકે છે. હવામાં બહુજ ધીમે પારાનો ઑક્સાઇડ બને છે. એની ઘનતા ૧૩.૬ ગ્રા. ઘ. સેમિ છે. પારો –૪૦° સે. એ ઘન થાય છે. અને ૩૫૭° સે. એ ઊકળે છે. ૩૧૫° સે. એ હવામાં પારાને તપાવવાથી પારાનો ઑક્સાઇડ બને છે. $2\,Hg + O_2 = 2\,HgO$. અને પારાના ઑક્સાઇડ ને વધારે ગરમ કરવાથી પાછો પારો છૂટો પડે છે. $2\,HgO = 2\,Hg + O_2$.

પારાનો બૅરોમિટર (વાયુભારમાપક) અને થર્મોમિટર બનાવવામાં ખૂબ ઉપયોગ થાય છે. આરસા બનાવવામાં કલાઇ અને પારાનું મિશ્રણ વપરાય છે. પ્રયોગશાળામાં પાણીમાં દ્રાવ્ય ઍમોનિયા અને હાઇડ્રોક્લોરીક વાયુ જેવા વાયુને સ્થળાંતર કરી મેળવવામાં પારો વપરાય છે. પારાના ક્ષારોનો દવામાં બહોળો ઉપયોગ થાય છે, પારાને થોડી માટી સાથે મિશ્રણ કરી અનાજમાં નાંખવાથી જંતુઓ પડતાં નથી. દૂરબિન વડે આકાશનું નિરીક્ષણ કરવા પ્રતિબિંબક (reflector) તરીકે પારાની સ્વચ્છ સપાટીનો આરસારૂપે ઉપયોગ થાય છે.

પારાને બીજી ધાતુ સાથે સહેલાઇથી ભેળીને મિશ્રણ થઇ શકે છે. એ મિશ્રણને ઍમેલ્ગમ(amalgam) નામ આપવામાં આવે છે, કારણ કે એ સાદાં મિશ્રણ જેવું હોતું નથી પરંતુ કંઇક સંયોજિત રૂપે હોય છે, પરંતુ એ સંયોજન પણ હોતું

નથી. પારાનું તાંબા, સોના કે જસતની સાથનું ઍમેલ્ગમ દાંત પૂરવામાં વપરાય છે.

**૧૨. પારા ઉપર તેજાબની અસર** પારાનો ગંધકના તેજાબની સાથે સંયોગ થવાથી મર્ક્યુરિક સલ્ફેટ બને છે અને સલ્ફર ડાયૉક્સાઇડ વાયુ છૂટો પડે છે.




$$Hg + 2H_2SO_4 = HgSO_4 + 2H_2O + SO_2$$

પારાની સાથે ગરમ અને જલદ (hot and concentrated) નાઇટ્રિક ઍસિડ ભળે તો મર્ક્યુરિક નાઇટ્રેટ ઊત્પન્ન થાય છે.

પારો નાઇટ્રિક ઍસિડ મર્ક્યુરિક નાઇટ્રેટ પાણી નાઇટ્રોજન પેરૉક્સાઇડ



$$Hg + 4HNO_3 = Hg(NO_3)_2 + 2H_2O + 2NO_2$$

પારો અને ઠંડો તથા મંદ (cold and dilute) નાઇટ્રિક ઍસિડ ભળે તો મર્ક્યુરસ નાઇટ્રેટ બને છે.

પારો નાઇટ્રિક ઍસિડ મર્ક્યુરસ નાઇટ્રેડ પાણી નાઇટ્રિક ઑક્સાઇડ



$$3 Hg + 4HNO_3 = 3 HgNo_3 + 2H_2O + NO$$

**૧૩. પારાના ક્ષારો** કૅલોમલ અથવા મર્ક્યુરસ ક્લોરાઇડ કુદરતી અવસ્થામાં સ્પેનમાં જથ્થાબંધ મળી આવે છે. એક અણુ પારાનો અને એક ક્લોરિનનો મળી કૅલોમલ (calomel) અથવા મર્ક્યુરસ ક્લોરાઇડ બને છે. એનો ઉપયોગ જુલાબ તરીકે થાય છે. હિંદમાં એને રસકપુર અથવા હરિણપારદ કહેવામાં આવે છે. એ ક્ષાર સફેદ ભુકારૂપ હોય છે અને પાણી તથા ઍસિડમાં અદ્રાવ્ય હોય છે.

પારો અને મર્ક્યુરિક ક્લોરાઈડને તપાવવાથી મર્ક્યુરસ ક્લોરાઇડ મળે છે. ( $Hg + HgCl_2 = 2\ HgCl$ ) આ ક્ષારને તપાવીએ તો તે સબ્લિમેટ (sublimate) થઈને ઊડી જાય છે. એ ક્ષારને જો ગરમ પાણીમાં નાંખીએ તો તેનું રૂપાંતર થઇને મર્ક્યુરિક ક્લોરાઇડ ( $HgCl_2$ ) બને છે. આ ક્ષાર ઝેરી છે. પારામાં ક્લોરીન વાયુ પસાર કરવાથી આ ક્ષાર પેદા થાય છે. ( $Hg + Cl_2 = HgCl_2$ ) મીઠું અને મર્ક્યુરિક સલ્ફેટના મિશ્રણને તપાવવાથી મર્ક્યુરિક ક્લોરાઈડનો પાસાદાર પદાર્થ બને છે.

સોડિયમ ક્લોરાઇડ મર્ક્યુરિક સલ્ફેટ મર્ક્યુરિક ક્લોરાઇડ સોડિયમ સલ્ફેટ

$$2NaCl + HgSO_4 = HgCl_2 + Na_2SO_4$$

આ ક્ષારને હિંદમાં હરિણપારદ કહેવામાં આવે છે. આ ક્ષાર પેટમાં જાય તો ભયંકર રેચ લાગે છે અને તેથી મૃત્યુ નીપજે છે.

મર્ક્યુરિ સલ્ફાઇડ (HgS) ની કાચી ધાતુ કુદરતી અવસ્થામાં મળી આવે છે. પારો અને ગંધકને ગરમ કરવાથી મર્ક્યુરિ સલ્ફાઈડ ( HgS ) મળે છે. એને વધારે ગરમ કરવામાં આવે તો પારો છૂટો પડે છે. મર્ક્યુરિક ક્લોરાઇડ ( $HgCl_2 + H_2S = HgS + 2\ HCl$ ) અને સલ્ફ્યુરેટેડ હાઈડ્રોજનને ભેળવવામાં આવે તો કાળો મર્ક્યુરિ સલ્ફાઇડ મળે છે (vermillion). એને પાછો ગરમ કરવાથી મર્ક્યુરિક સલ્ફાઇડ મળે છે. સ્ત્રીઓ ચાંલ્લો કરવા જે કુંમકુંમ (હિંગળો) વાપરે છે તે આ રાતો મર્ક્યુરિક સલ્ફાઇડજ છે.

**૧૪. કૅલ્સિયમની નીપજ** આ ધાતુ એમને એમ મળી આવતી નથી પરંતુ કાર્બોનેટ અને સલ્ફેટ રૂપે મોટા જથ્થામાં મળી આવે છે. આરસપહાણ

પત્થર, પરવાળાં, ચાક વગેરે સર્વ પદાર્થો કૅલ્સિયમના કાર્બોનેટ છે. કૅલ્સિયમ ક્લોરાઇડ ક્ષારનું વિદ્યુત પૃથક્કરણ કરીને આ ધાતુ છૂટી પાડવામાં આવે છે. એ ધાતુ નરમ રૂપાળા જેવી હોય છે અને તપાવવાથી બળવા લાગે છે અને કૅલ્શિયમ ઑક્સાઇડ (કળી ચૂનો) બને છે.

કૅલ્સિયમ કાર્બોનેટ (ચૂનાના પત્થર અથવા ચાકને તપાવવાથી કાર્બન ડાયૉક્સાઇડ અને કૅલ્સિયમ ઑક્સાઇડ ઉત્પન્ન થાય છે.


કૅલ્સિયમ કાર્બોનેટ = કૅલ્સિયમ ઑક્સાઇડ + કાર્બન ડાયૉક્સાઇડ

$$CaCO_3 = CaO + CO_2$$

**૧૫. કળીચૂનો Lime** ઉપર દર્શાવેલી રીતથી જે કૅલ્સિયમ ઑક્સાઇડથી (CaO) ઉત્પન્ન થાય છે. તેને કળીચૂનો (lime અથવા quick lime) કહેવામાં આવે છે. એ સફેદ ભૂકારૂપ હોય છે અને પાણીમાં એનું મિશ્રણ કરવાથી પુષ્કળ ગરમી ઉત્પન્ન થાય છે. ચૂનાને ઑક્સિજન અને હાઇડ્રોજનના જ્યોતમાં ગરમ કરવામાં આવે તો બહુ જ ઉજ્જવલ પ્રકાશ આપે છે અને એ પ્રકાશને લાઇમ-લાઇટ (lime-light) કહેવામાં આવે છે. ચનાના નિતર્યાં પાણીને લાઇમવોટર (lime water) કહેવામાં આવે છે, કારણ કે એમાં કૅલ્સિયમ ઑક્સાઇડ થોડા પ્રમાણમાં ઓગળેલો હોય છે. ચૂનાનો ભીંજવેલો ભૂકો પાન ખાવામાં વપરાય છે, કારણ કે હાડકામાં કૅલ્સિયમ તત્ત્વ ઘણા પ્રમાણમાં હોય છે, તેને પોષણ મળે છે. ચૂનાનું પાણી કૅલ્શિયમ હાઇડ્રૉક્સાઇડ [$Ca(OH)_2$] છે અને એમાં રાતું લિટ્મસ ભુરૂં થાય છે. આ પાણીમાં ફૂંક મારી અથવા બીજી રીતે કાર્બન ડાયૉક્સાઇડ

